# મૃદુલતિકા.

## ઇતિહાસિક નવલ કથા.

લેખક—કૃષ્ણલાલ નર્મદાશંકર પંડયા



છપાવી પ્રસિદ્ધ કરનાર

**બુકસેલર હરીલાલ મગનલાલ**

ઠે. વડાપાડા રોડ   **મુ. ભરૂચ**



આવૃતી ૧ લી   પ્રત ૧૦૦૦

સવંત ૧૯૮૧   સને ૧૯૨૫



કી. રૂા ૩-૦-૦

# અનુક્રમણિકા.

# પ્રકરણ ૧ લુ

## અયોગ્ય માંગણીનો અસ્વીકાર

સકળ જીવલોકના હૃદયને આનંદ આપનાર વસંત ઋતુના રળી આમણા દિવસોમા સાઝના સમયે રાજનગરના " રાજબાગ " નામક વિશાલ ઉદ્યાનની શોભા પણ કોઇ અલૌકિક દીસતી હતી નુતન પલ્લવોથી અલંકૃત થયેલા વૃક્ષોપર પક્ષીઓ મીઠા ગીતો ગાતા કલ્લોલ કરી રહ્યાં હતા , વસંતમા વિકાસતા ગુલાબ, પારિજાત, કેવડો, બકૂલ ઇત્યાદિ પુષ્પો પોતાની મીઠી સુવાસ સકળ ઉદ્યાનમા પ્રસરાવી રહ્યા હતા. વસંતિ વસ્ત્ર પરિધાન કરી આવેલા નગરજનોના ટોળે ટોળા ઉદ્યાનમા તેમજ તેની આસપાસ દૃષ્ટિગોચર થતા હતા કેટલાક લતા મંડપોમા ગોઠવેલા બાંકડાઓ ઉપર બેઠા બેઠા આનંદથી સ્નેહીજનો તથા મિત્રો સાથે વાર્તાલાપ કરી રહ્યા હતા, તો કેટલાક આમતેમ ફરતા સુગંધિમય પુષ્પોની પ્રસરી રહેલી પરિમલથી મનને તૃપ્ત કરી રહ્યા હતા. ટુંકમા સકળ ઉદ્યાનમા જયા દૃષ્ટિ નાખીએ ત્યા જનસમૂહમા તેમ પક્ષીવર્ગમા પણ આનંદ છવાઇ રહેલો જણાતો હતો.

પરંતુ ઉદ્યાનના એક છેડાપર આવેલા લતામંડપમા એક વીશ બાવીશ વર્ષની વયનો યુવક એકલોજ બેઠેલો નજરે પડતો હતો અન્ય મનુષ્યો ઉદ્યાનાનંદનો જે સુખાનુભવ કરી રહ્યા હતા તે આનંદ પ્રાપ્ત કરવામાંથી કોઇ આપત્તિને લીધે આ યુવક જાણે બહિર્મુખ કેમ ન થયો હોય એમ તેના ચ્હેરાપરથી સ્પષ્ટ જણાઇ આવતુ હતુ તેનુ આકર્ષક વદન ગ્લાનિથી છવાઇ ગયેલુ હતુ કોઇ મહાન આપત્તિથી ઉપસ્થિત થયેલી ચિન્તા દૂર કરવાના વિચારો કરતો એ યુવક વારંવાર નિ શ્વાસ નાખતો હતો. એટલામાં કોઇ પુરૂષને એ બેઠો હતો તે લતા-

મડપ તરફ આવતો તેણે નિહાળ્યો તેને જોતાજ તેના હૃદયમાં ધ્રાસ્કો પડયો અને ઉદ્યાન છોડી ચાલ્યા જવાનો તેને વિચાર સ્ફુર્યો. પરતુ તે બાકડાપરથી ઉભો થઇ લતામડપમાંથી બહાર નીકળે એટલામાં તેણે જોયેલો પુરૂષ ત્વરાથી તેની પાસે આવી પહોચ્યો યુવકને તેનો હાથ પકડી, જતો અટકાવી એ પુરૂષ પાછો લતામડપમા લઇ આવ્યો, અને બન્ને જણા એક બીજાની સામુ બાંકડાપર બેઠા

આ બન્ને વ્યક્તિઓની મુખાકૃતિપરથી તેઓ કોઇ રાજકુળમા અને વળી એકજ કુટુબમા જન્મ્યા હોય એમ લાગતુ હતુ કિતુ તેમના હૃદયની કાંઇક પરીક્ષા કરતા તેમના અંત કરણ નિરાળા હોવાનુ સ્પષ્ટ જણાઇ આવતુ હતુ એકનુ અત કરણ સ્વાર્થ અને પાપવાસનાથી પૂર્ણ હતું તો બીજાનું નિર્દોષ અને પવિત્ર હતુ એક નિર્દય અને વતકી હતો તો બીજો નમ્ર અને પરોપકારી હતો

" ભાઇ મૃદુ ! તુ કયા ફર્યા કરે છે ? આજ બે દિવસથી હુ જ્યારે તારી તપાસ કરૂ ત્યારે તુ ઘરમા માનમ પડતોજ નથી એનુ શુ કારણ ? " નવા આવેલા પુરૂષે પેલો યુવક કે જેનુ નામ મૃદુ' હતુ તેને સબોધી પૂછ્યુ

વાચક ! પ્રશ્ન કરનાર પુરૂષ તે મૃદુનો વડીલ પરતુ ઓરમાન બધુ પ્રમાદસિહ હતો. તેને નિહાળતાજ તેની નજર આગળથી દૂર થવા મૃદુએ પ્રયત્ન કર્યો હતો તે આપણે જોઇ ગયા છીએ, અને તે ઉપરથી તે પ્રમાદથી ડરતો હોય અગર તેના કોઈ કૃત્યને અગે તેને પ્રમાદ પ્રત્યે અનહદ તિરસ્કાર ઉત્પન્ન થતો હોય એમ અનુમાન કરી શકાય છે

પ્રમાદના પ્રશ્નના પ્રત્યુત્તરમા તેના પ્રતિ એક તિરસ્કાર યુક્ત દૃષ્ટિ ફેકી મૃદુ મૌન્ય ધારણ કરી બેસી રહ્યો

પ્રમાદે સહજવાર રહી ગજવામાંથી એક પત્ર કાઢતાં ફરી કહ્યું

"કેમ ! મૃદુ ! કાંઇ પ્રત્યુત્તર કેમ આપતો નથી ? લે તારા કહેવાથી ચંપાવતીના રાજા શૂરસેનને લખેલા પત્રનો આ પ્રત્યુત્તર વાંચ." આમ કહી પ્રમાદે ગજવામાંથી કાઢેલો પત્ર મૃદુને ધર્યો.

"રાજા શૂરસેન ! અને તેનો પત્ર !" એ શબ્દો સાંભળતાજ મૃદુ આશ્ચર્યચકિત થયો. પ્રમાદે ધરેલો પત્ર તેણે તરતજ હાથમાં લીધો, અને જાણે તેમાંની હકીકત વાંચવા અધીરો કેમ ન થઇ રહ્યો હોય, તેમ પત્ર ઉકેલી તે વાંચવા લાગ્યો

પત્ર વાંચતા વાંચતા જાણે તેની નષ્ટ થયેલી આશા પ્રદીપ્ત કેમ ન થઇ હોય એવું તેના ચ્હેરાપર થતા ફેરફારોથી જણાઇ આવતું હતું. પત્ર વાંચી રહી તે પ્રમાદને પાછો આપતા તેણે કહ્યું "મોટાભાઇ ! મારૂં તો પ્રથમથીજ તમને કહેવું છે કે સૌંદર્યલતિકાને પ્રાપ્ત કરવાની તમારી આશા નિરર્થક છે તેને માટે મારા પર જુલ્મ ગુજારી તમે કેવળ અન્યાય કરી રહ્યા છો"

રાજા શૂરસેનનો પત્ર પાછો લેતા પ્રમાદે કહ્યું "મૃદુ ! મારી આશા નિરર્થક છે એ માનવું ભૂલ ભરેલું છે હરકોઇ પ્રકારે લતિકા સંપાદન કરવી હોય તો તેમ કરવાના ઉપાયો મારી પાસે તૈયાર છે પરંતુ તેમ કરવા કરતાં જો સલાહ સંપથી કાર્ય સિદ્ધ થાય તો તેમાં આપણા બધાનું શ્રેય છે એમ માનીનેજ હું કેટલો વખત થયાં તને વિનતી કરી રહ્યો છું કે તું લતિકાના પ્રેમનો અસ્વીકાર કરી તેને મારૂં પાણિગ્રહણ કરવા સૂચવ"

"મોટાભાઇ ! એવી અયોગ્ય સૂચના લતિકાને કરવાનું મારૂં મન કબુલ કરતું નથી તમે તેનો પ્રેમ સંપાદન કરવાની અભિલાષા રાખો છો તો તે તેની આગળ પ્રદર્શિત કરો અને જો તે તમારા

પ્રેમનો સ્વીકાર કરે તો હુ તેમા કોઇ પણ પ્રકારે અતરાય નાખવા ઇચ્છતો નથી" મૃદુએ કહ્યુ

" એમ સીધી રીતે કાર્ય સિદ્ધ થઇ શકે તેમ હોત તો તારા કાલાવાલા કરવાની કે રાજા શૂરસેનને લખવાની આવશ્યકતાજ ન હોતી પરતુ હુ જાણુ છુ કે લતિકા તને ચ્હાય છે, તેના માતા પિતાની અતરિચ્છા પણ તેનો લગ્ન સબધ તારી સાથેજ જોડવાની છે અને તેથી જો તુ લતિકાનો અસ્વીકાર કરે તોજ તેમનુ વળણુ મારા પ્રત્યે થાય તેમ છે માટે ભાઇ ! હવે તમામ આધાર તારાપર છે." પ્રમાદે નમ્રસ્વરે યાચના કરતો હોય તેમ કહ્યુ

મૃદુની નિઃસ્વાર્થવૃત્તિ અને બધુ પ્રત્યેની સદ્ભાવનાને અગે પ્રમાદની માગણી સ્વીકારવાનો તેને વિચાર સ્ફૂર્યો, પરતુ તત્ક્ષણેજ લતિકાની લાવણ્યમયી મૂર્તિ તેની દૃષ્ટિ સમીપ ખડી થયેલી તેણે જોઇ. સ્વાભ્રા પ્રમાદના દુષ્કૃત્યો પણ તેની નજર આગળ ખડા થયા તે આત્મગત વિચાર કરવા લાગ્યો " શુ લતિકા જેવી સદગુણાલકૃત, ધર્મશીળ અને સુશીલ કન્યા તે પ્રમાદ જેવા વ્યભિચારી, દુષ્ટ અને અભિમાની પુરૂષની પ્રિયતમા થવાને યોગ્ય છે ? નહીં. પ્રમાદનો પ્રેમ સ્વીકારવાનુ મારાથી તેને કહેવાયજ કેમ ? તેના દુષ્કૃત્યોથી લતિકા કદાચિત્ અજાણ હોય તેથી શુ ! મોટાભાઇ ભલે કોપાયમાન થાય, એને ફાવે તો ભલે મારો પ્રાણ લે, કિતુ તેની અયોગ્ય માગણીનો સ્વીકાર કરી હુ કદી પણ પ્રપચી બનીશ નહીં "

મૃદુને મૌન્ય પણે વિચાર કરતો જોઇ પ્રમાદે પૂછ્યુ" કેમ ! મૃદુ ! હજુ શુ વિચાર કર્યા કરે છે ? "

" મોટાભાઇ ! સૌદર્ય લતિકા મને ચ્હાતી હોય અને હુ તેને

વ્હાલો હોઉ તો પછી આવી અયોગ્ય માગણી કરવાનુ કાંઇ પ્રયોજન !" મૃદુએ નમ્રતાથી કહ્યુ

" પ્રયોજન ! હજુ તુ પાછો મને પ્રયોજન પૂછેછે ! સૌંદર્યલતિકાને હુ ચાહુ છુ, તેના અલૌકિક સૌદર્યપર હું મોહિત થયો છુ અને તેને મારી ગૃહરાણી બનાવવા હુ ઉત્સુક થઇ રહ્યો છુ " પ્રમાદે મૃદુના પ્રશ્નથી ગુસ્સે થતા કહ્યુ વળી તેણે ગુસ્સામાજ મૃદુને જણાવ્યુ "મૃદુ ! તુ હજુ નાદાન છે, મારો આશ્રિત છે, સત્તાહીન છે, લતિકા સ્વરૂપનો ભોક્તા થવા કેવળ અયોગ્ય છે હુ તને આજ્ઞા કરૂ છુ કે તારા સ્મરણમાથી લતિકાને દૂર કરી તેનુ પાણિગ્રહણ કરવાની તારી અનિચ્છા છે એવુ તારે જાહેર કરવુ પડશે માટે હવે વિના પ્રયોજને ફાફા મારવા છોડી દઇ મારી આજ્ઞાનુ પાલન કરવા સત્વર તૈયાર થા. "

પ્રમાદના ધમકીભર્યા વચનોથી મૃદુ ડગ્યો નહી, બલ્કે તેનો પ્રમાદ પ્રત્યેનો તિરસ્કાર વૃદ્ધિગત થયો અને તેણે નિડર પણે કહ્યુ " હદ થાય છે, પ્રમાદભાઇ ! વડીલ બધુની આજ્ઞા પાળવી એ હુ મારૂ કર્તવ્ય સમજુછુ, પરતુ આવી અવિચારી આજ્ઞાનુ પાલન કરવામાં હુ પરમાત્માનો ગુન્હેગાર બનુ છુ માટે તમારી નિર્લજ માંગણીનો હું પ્રાણાતે પણ સ્વીકાર કરી શકુ તેમ નથી "

" મૃદુ ! હજુ એકવાર ફરીથી કહુ છુ કે વિચાર કર. મારી આજ્ઞાનુ ઉલ્લઘન કરતા તારી શુ સ્થિતિ થશે તેનો ખ્યાલ કર " પ્રમાદે કહ્યુ

" મોટાભાઇ ! મારી સ્થિતિનો વિચાર કરવાનુ મારે કાઇ રહ્યુજ નથી માતાપતાનો સ્વર્ગવાસ થતાં બાલ્યાવસ્થાથીજ અમે ભાઇ બેન તમારા આશ્રય તળે મુકાયા છીએ, અને એ આશ્રયમા જે ગુલામી જીવન અમે વ્યતીત કરી રહ્યાં છીએ તે અમારી સ્થિતિનો વિચાર

અમને ક્યારનુજ કરાવી ચૂક્યુ છે વડીલ તરીકેની તમારી એક પણ ફરજ તમે અદ્યાપિપર્યંત બજાવી નથી પણ સામા તમારી અનુચિત આજ્ઞાને આધીન થઇ અમારા ભવિષ્યના સુખને પણ તિલાંજલી અપાવવાનો તમે દુરાગ્રહ કરી રહ્યા છો, મારી ગરીબડી બેન ચન્દ્રીકાને તમારા દુષ્કૃત્યોના મદદગાર પાપી દુષ્ટસિંહ સાથે પરણાવી તેનુ પવિત્ર જીવન નષ્ટ કરવાની તમારી પ્રપંચજાળની પૂર્ણાહુતી હજુ થઇ નથી એટલામા સૌંદર્યલતિકાનુ નવીન કુતૂહલ ઉપસ્થિત કરી મને ત્રાસ આપવાની તમે શરૂઆત કરી છે પ્રમાદભાઇ ! અમારી માલ મિલ્કત ઉપર તમે તમારી મનસ્વી સત્તા ચલાવી રહ્યા છો અને તે અમે મુગેમોઢે જોયા કરીએ છીએ, એટલે શુ તમે અમારા મનના પણ મુખ્ત્યાર થવા માગોછો ? એ કદી પણ બનશે નહી, " મૃદુએ પ્રમાદની ધમકી પ્રત્યે બેદરકારી બતાવતાં કહ્યુ.

" મૃદુ ! આ હઠનુ પરિણામ સારૂ નહીં આવે તારો પ્રત્યેક શબ્દ મારા હૃદયમાં વજ્રઘાત કરે છે પરંતુ સૌંદર્યલતિકા પ્રત્યેના મારા પ્રેમની ખાતર તે અદ્યાપિ હુ સહન કરી રહ્યો છુ " પ્રમાદે જણાવ્યુ.

" સ્વાર્થી મનુષ્ય અહર્નિશ સ્વાર્થનોજ વિચાર કરે છે. યોગ્યાયોગ્યની કલ્પના માત્ર પણ તે કરી શકતોનથી તમારી તેજ સ્થિતિ છે એક તરફથી સ્વાર્થે તમારા નેત્રો બંધ કર્યા છે અને બીજી તરફથી વિષયવાસનાથી અનુલિપ્ત થયેલુ હૃદય ખરો પ્રેમ શુ છે તે સમજી શકતુ નથી, પ્રમાદભાઇ ! ખરો પ્રેમી કોણ હોય છે !

" ખરો પ્રેમી જે પ્રેમીને સુખી જોઇ સુખી થાતો,
ખરો તે પ્રેમ પ્રેમીકાજ, દુઃખ સહીને સુખી થાતો "

• મારે ક્ષમા કરો. મોટાભાઇ ! પ્રિય લતિકા પ્રત્યેનો મારો વિશુદ્ધ પ્રેમ તમારા જેવા વિષયાંધ અને પાપાચારીની પ્રેમ યાચના તેને જાહેર કરતા અટકાવે છે મારૂ પ્રેમી જીગર પ્રાણાતે પણ લતિકાનું જીવન દુખમય કરવાનુ કબુલ કરશે નહી " મૃદુએ ફરીથી પોતાનો નિશ્ચય જણાવતાં કહ્યું

"ઠીક મૃદુ ! તુ તારી હઠ નથીજ છોડતો ! તારી મતલબ હું સમજ્યો છુ, પણ યાદ રાખજે કે આ ઇન્કારનુ પરીણામ ઘણુજ અનિષ્ટ આવશે

જો સુવાશે નહીં લતિકા ફૂલ, તો રોળી હું નાખીશ.

ચખાશે નહીં ધાનુ દહીં, ઘડો તે હુ ફોડી નાખીશ જોઉં છુ કે તું લતિકાને કેમ બચાવે છે ? અન્યથા તેનુ પાણિ-ગ્રહણ કેમ કરી શકે છે ?"

ગુસ્સાના આવેશમાં ઉપરોક્ત શબ્દો ઉચ્ચારી પ્રમાદ ચાલ્યો ગયો મૃદુ વિચાર કરતો બાગમાજ બેસી રહ્યો હવે કયે રસ્તે ઉતરવુ તેના વિચારો તેના મનમા ઘોળાવા લાગ્યા તેની માતા ગુજરી ગઇ હતી, પિતા પણ સ્વર્ગવાસી થયા હતા તમામ માલમિલકત પ્રમાદના કબજામા હતી. ગરીબ બિચારો મૃદુ કેવળ નિરાધાર હતો

સાૈદર્યલતિકાનો પ્રેમ તેને આ સ્થિતિમાં મહાદુખકર થઇ પડયો પ્રમાદ દુષ્ટ, વિષયી અને ક્રૂર હતો, એ દુષ્ટ દાનવના સપાટામાથી ઉગરવુ અને લતિકા પ્રાપ્ત કરવી એ મૃદુને ઘણુજ મુશ્કીલ દેખાવા લાગ્યુ પ્રમાદની ઇચ્છાને આધીન થઇ લતિકાનો ત્યાગ કરવાનો તેને વળી વિચાર ઉદ્દભવ્યો, પણ તેજ ક્ષણે પાછી લતિકાની પ્રેમમય મૂર્તિ તેની નજર આગળ ખડી થઇ. તેને નાહિંમત થતો જોઇ જાણે તેને ધિક્કારતી હોય, તેના પવિત્ર પ્રેમનો બદલો અયોગ્ય

મળતો જોઇ તેનો તિરસ્કાર કરતી હોય, વળી અશ્રુપાત કરતી મૃદુને ક્રૂર ન થવા વિનવતી હોય એવો તેને ભાસ થયો લતિકા પ્રત્યેનો તેનો પ્રેમ સચેત થયો. વિશુદ્ધ પ્રેમીઓના દુઃખનુ નિવારણ કરનાર જગતનિયતા શ્રીહરિપર વિશ્વાસ રાખી, ભાઇ થઇ વિષય લાલસામા દુશ્મન બનેલા પ્રમાદ સામે ટક્કર લેવા અને લતિકાના પ્રેમમા દૃઢ રહેવા તેણે નિશ્ચય કર્યો તે બાગમાથી ઉઠયો. પણ કયા જવુ તે તેને સૂઝયુ નહી

'હવે ઘેર જવુ નિરર્થક છે. પ્રમાદનો મદ વિનવણીથી ઉતરે તેમ નથી ત્યારે શુ લતિકાને મળી ભવિષ્યમા આવી પડનાર આપત્તિઓથી તેને વાકેફ કરવી ! પણ બ્હેન ચદ્રીકાનુ શુ થશે ! પ્રમાદના ત્રાસથી તે બિચારી બાવરી બની રહી છે તેની સભાળ કોણ લેશે ? દુષ્ટ પ્રમાદ તેને જોર જુલ્મથી દુષ્ટમિત્ર સાથે પરણાવી દેશે તો ! અરે ! પરમાત્મન ! કોઇ રસ્તો બતાવ" આમ આત્મગત વિચાર કરતો મૃદુ પરમાત્માની પ્રાર્થના કરવા લાગ્યો

---

## પ્રકરણ ૨ જું.

### પ્રપચનો પ્રારંભ

મૃદુના હિમ્મતભર્યા પોતાની માગણીના ઇન્કારના શબ્દોથી પ્રમાદ અત્યોજ ઉશ્કેરાયો હતો તેના દુષ્ટ હૃદયમા મૃદુ ઉપર કેવી રીતે વેર લેવુ અને લતિકાને કયે રસ્તે પ્રાપ્ત કરવી તે રમી રહ્યુ હતુ વિષયવાસનાથી તે અધ બની ગયો હતો જો તેનુ ચાલતુ હોત તો રાજા શૂરસેનનો પરાજય કરી લતિકાનુ તાત્કાળિક હરણ કરવા તે ચુકત નહીં, પરતુ તેમ કરવાની તેનામા સત્તા હતી નહી શુરસેન

સાથે યુદ્ધ કરવાના સાધનો પણ તેની પાસે નહોતા, વળી લતિકા પાસે જઇ તેના પ્રેમની યાચના કરવાની તેને હિંમત નહોતી તેની વિકારી દૃષ્ટિમા તે એટલુ તો નિહાળી શકતો હતો કે લતિકા તેને ધિક્કારે છે, તેના ગુણ અને સૌંદર્યનુ અવલોકન કરતાં પાત્રાપત્રનો વિચાર પણ તે કરી શકતો હતો, પરંતુ વિષયવાસનાથી અનુલિપ્ત થયેલી આશા તેને છોડતી નહોતી

શૂરસેનના પત્રને વારવાર ઉથલાવતો એક વિરામાસન પર બેઠો બેઠો પ્રમાદ પોતાના દુષ્ટ વિચારોમા તલ્લીન થઇ રહ્યો હતો, એટલામા તેને કાંઇક યાદ આવ્યુ અને તેણે નોકરને બોલાવી ડોક્ટર અજબરાયને તેડી લાવવા આજ્ઞા કરી

વાચક ! "ડોક્ટર" શબ્દ વાંચતા ચકિત થવાની જરૂર નથી. પ્રમાદની કોઇ શારીરિક બિમારીની દવા કરવા તેને બોલાવવામા આવ્યો નહોતો

ડોક્ટર સાહેબનુ આવાગમન લતિકાનો પ્રેમ સંપાદન કરવામા નડતી મુશ્કેલીઓ દૂર કરવા ગુહ્ય અને પ્રપંચી ગોષ્ટી કરવા થવાનુ હતુ. આવા કાર્યોમા અજબરાય બહુ દીર્ઘ દૃષ્ટિવાળા અને કુશળ હતા. તેમણે 'એલ, એમ, એન્ડ, એસ" ની ડિગ્રી મેળવી જે જ્ઞાન સંપાદન કર્યુ હતુ, તે તેમના દવાના ધંધા પરત્વે વાપરવાનો તેમને અવકાશ નહીં મળતો હોવાથી, આવા પ્રપંચોના ક્ષેત્ર તરફ તેમણે તેનો સારો ઉપયોગ કરવા માડ્યો હતો દિન પ્રતિદિન તેમાં તે વૃદ્ધિ કર્યે જતા હતા.

અજબરાય ડોક્ટર એક સાધારણ કુટુબમા જન્મેલા હતા, પણ બાલ્યાવસ્થાથી તેમની મગજ શકિત ઘણી તીવ્ર હતી ચિકિત્સા

કરવાનો તેમને ઘણો શોખ હતો, અને તેથી કુદરતે તેમનુ લક્ષ તે ધધા તરફજ દોર્યું હતું, પરતુ જ્યા તે શોખને વૃદ્ધિગત કરી દુખી દરદીઓના દુખ મટાડી તેમની શુભાશિષ મેળવવાનો પ્રસગ આવ્યો, કે કુદરતે તેમની વિરૂદ્ધ થઇ તેમને શુભાશિષને બદલે અનેક મનુષ્યોના કકળતા હૃદયના નિશ્વાસો લેવાના કુમાર્ગે મુકી દીધા

આ સ્થાને પ્રશ્ન થશે કે આવા કેળવાયેલા અને વળી ડિગ્રીઓ મેળવી સ્વતત્ર ધધા કરનારની વૃત્તિઓ કેમ ફરી જતી હશે! વાચક! પ્રત્યુત્તર ખુલ્લોજ છે દિવસે દિવસે એ ધધાદારીઓની સખ્યા ઘણી વધતી જાય છે ગામમા ફરવા નીકળીએ તો દરેક બજારમા અને શેરીઓમાં પણ ડોકટરો અને વૈદો નજરે પડે છે તેમા વળી ડિગ્રીવાળા ડોકટરોનું કામ ભપકાબધ જણાય છે દરદી એક નહીં આવતો હોય પણ તેમને ત્યા કપાઉન્ડર બે હશે ચકચકીત કબાટો, ખુરશીઓ ઇત્યાદિથી સુશોભિત બનાવેલા દવાખાનામાં વિજળીના દીવા તથા પખાની ખામી હશે નહિ વળી એ રમણીય સ્થાનમા વિરાજનાર ડોકટર સાહેબ પૂર્ણ અગ્રેજી લેબાશમા હોય એ તો સ્વભાવિકજ છે હવે કોઇ દર્દીના દર્શન ભાગ્યેજ થતા હોય અને આ બધો ખર્ચ નિભાવવો એ કેમ બને! એવા મુફલેસ ડોકટરો માટે એવી પણ કાઇ યોજના ઘડવામાં આવી નથી કે જે દર્દીઓ હોય તે બધા વચ્ચે વહેચાઇ જાય એ તો માત્ર જે એકાદ કેસમાં ફાવી ગયો અને પ્રકાશમા આવ્યો કે તેને ત્યાજ ભરતી થાય આવા સજોગોમા અપ્રમાણીકતા, લુચ્ચાઇ, પ્રપચ ઇત્યાદિ દુષ્કર્મો કરવા પ્રત્યે તેમનુ મન દોરાય તો તેમા કાઇ આશ્ચર્ય પામવા જેવુ નથી.

આપણા અજબરાય ડોકટર પણ "ફીફ લેસ બેરીસ્ટર"

જેવા એક " પેશન્ટ કેસ' અને ખોટા ડોળ રાખનાર ડોકટર હતા. ગમે તેવા કાળા ધોળા કરી પૈસા પેદા કરવા અને દવાખાનાનુ નામનુ હાડીઉં નીભાવી ડોક્ટર સાહેબની ભારે પંક્તિમાં ગણાવુ, એજ તેમનુ કર્તવ્ય થઇ પડેલુ હતુ પ્રમાદની સાથે તેમને આવા કાર્યોને અંગેજ સ્વાર્થી મિત્રતા બંધાઇ હતી

જોતજોતામા ડોકટર સાહેબ ભપકાબંધ પ્રમાદને ત્યા આવી પ્હોચ્યા એક બીજા સાથે શેકહેન્ડની સલુકાઇ કરી બન્ને જણા સામ સામે વિરામાસન પર બેઠા

" મિ૦ અજબરાય ! મારે એક બાબતમા તમારી ખાસ સલાહ અને મદદની જરૂર પડી છે અને તેથીજ મારે આપને અત્યારે તસ્દી આપવી પડી હુ ધારૂ છુ કે જરા રોકાવુ પડે તો તમને કાઇ હરકત તો નહીજ હોય " પ્રમાદે વિવેક બતાવતાં કહ્યુ.

" અલબત્ત નહી હમણા દર્દીઓની તાણ છે અને તેથી ડિસ્પેન્સરીમા જરા અંધારૂજ ચાલે છે એટલે આપણને હાલ અવકાશજ છે વળી આપને સલાહ આપવામા કે મદદ કરવામા અવકાશનો સવાલજ કયા છે ! આપની સેવામા સેવક જ્યારે ફરમાવો ત્યારે હાજરજ છે " અજબરાયે અંતરમાં ખુશ થતા થતા કહ્યુ તેને આશા હતી કે બાબત કાઇ મહત્વની હશે અને તડાકો ઠીક પડશે એ ચાર મહિનાની ખર્ચી નીકળી જશે

" ત્યારે આપણે વાત શરૂ કરીએ તે અગાઉ જરા—લેશો ?" પ્રમાદે ઉભા થતા પૂછ્યુ

અજબરાય મૌન રહ્યો અને તે ઉપરથી અંગ્રેજીમા કહેલી કહેવત "Dilence is Consent" પ્રમાણે તેની ઇચ્છા હોવાનું પ્રમાદ સમજી ગયો પાસેના કબાટમાથી તેણે એક બાટલી તથા બે પ્યા-

શીઓ લાવી ટેબલપર મૂકયા અને સુધરેલા જમાનાની સુધરેલી રીતિ મુજબ બ્રાન્ડી દેવીને માન આપવા માડયુ.

આ સ્વાગત પૂર્ણ થયા બાદ પ્રમાદે સૌદર્યલતિકાની અને તેના અનુપમ લાવણ્યની અજબરાયને માહીતી આપી પોતે લતિકાને ચ્હાય છે અને લતિકા મૃદુને પ્રેમ અર્પણ કરી ચુકી છે તે પણ જણાવ્યુ વળી શૂરસેનનો પત્ર બતાવી મૃદુ સાથે ઉદ્યાનમા થયેલા સભાષણ વિષે તેમ મૃદુ તરફથી મળેલા સ્પષ્ટ પ્રત્યુત્તરથી પણ તેને વાકેફ કર્યો.

છેવટમા મૃદુ અને શૂરસેનનો કાટો દૂર કરી લતિકાને પ્રાપ્ત કરવાની પોતાની ઇચ્છા પ્રદર્શીત કરતા તેણે કહ્યુ " અજબરાય તમે મારા મિત્ર છો આ કાર્યમા તમારે મને પુરતી મદદ કરવાની છે મૃદુ નિરાધાર છે, સાધન રહિત છે, હુ નથી ધારતો કે તે પાછો મારી પાસે આવશે, તેમ તે શૂરસેનના આશ્રયમા જઇને રહે એ સભવ પણ ઓછો છે, એટલે એને માટે આપણે ઝાઝી ચિન્તા કરવાની નથી સવાલ માત્ર શૂરસેનનો છે તે રાજા છે અને તેને માટે કાઇ પણ કરતા બહુજ વિચાર કરવાનો છે "

" તમારૂ કહેવુ વાસ્તવિક છે પ્રમાદસિંહ ! કાર્ય અતિ કઠિન છે અને તેમા પુરતી તદબીર નાણા અને ધૈર્યની આવશ્યકતા છે વળી મૃદુ અને શૂરસેનનો રસ્તો કર્યા પછી પણ લતિકાને હરી લાવવી એ મને દુર્ઘટ લાગે છે પણ હરકત નહિ આપણે તેના રસ્તા શોધી મુકીશુ " અજબરાયે વિચાર કરી જણાવ્યુ

"નાણાની તમારે લેશ પણ ચિન્તા રાખવી નહિ. હાલ તરતના ખર્ચ માટે હુ તમને એક હજારનો ચેક લખી આપુ છુ આગળ

ઉપર જોઈતા નાણા આપતો રહીશ અને પ્રિય લતિકાને આ મહેલમાં લાવી હાજર કર્યા બાદ રૂપીઆ પાચ હજાર ઇનામના પણ આપીશ." પ્રમાદે ખુશ થતા કહ્યુ

એક હજાર રૂપીઆનો ચેક લખાઇ ગયો અને ડોકટર અજબરાય મનમા મલકાવા લાગ્યો. પ્રમાદે બતાવેલુ કાર્ય કેવુ નીચ અને તે સાથે કઠિન છે તે તે સમજતો હતો પરતુ લક્ષ્મી તેને એ દુષ્કૃત્ય કરવા પ્રેરતી હતી.

રાજા શુરસેનના સબધમા કેટલીક બીજી વાતો કર્યા બાદ ઇંદુની તપાસ કરવા જવા અજબરાય ઉઠયા, પણ પ્રમાદે તેને અટકાવ્યો અને કહ્યુ "મિ૦ અજબરાય! એક બીજુ પણ કાર્ય મારે તમને સોપવાનુ છે, પણ તે ઘણીજ ગુપ્ત રીતે અને સાવધાનીથી કરવાનુ છે."

"સરદાર! દરેક કાર્ય ગુપ્ત રીતે કરવાની અને તે ગુપ્ત રાખવાની અમને ટેવજ પડી ગયેલી હોય છે માટે આપ એ માટે નિર્ભય રહો." અજબે જણાવ્યુ

"ઠીક ત્યારે વાળુ પાણી કર્યા પછી તમે રાત્રે પાછા મને મળજો એટલે હુ એ કેવી રીતે કરવાનુ છે તે તમને સમજાવીશ" પ્રમાદે અજબને વિદાયગીરી આપતા કહ્યુ.

પ્રમાદે આપેલો ચેક ગજવામા મુકી અજબ પ્રમાદની રજા લઇ ત્યાંથી ઉઠયો.

---

## પ્રકરણ ત્રીજું.

### મિત્ર પ્રેમ.

ચિન્તાગ્રસ્ત મૃદુ પોતાનો, લતિકાનો તેમ ચન્દ્રિકાનો કયે ન્સ્રે બચાવ કરવો તેનો નિર્ણય કરી શકયો નહોતો તેનુ દુ ખી અત ક રણ વધુ વિચાર કરવાથી વિશેષ દુ ખી થતુ હતુ તેના મનમા અવ નવા તરગો ઉદ્ભવતા હતા આ સ્થિતિમા ' રાજમાગ 'ના લગ- મ ડપમા તે દયામણે ચ્હેરે ઉભે જ રહ્યો હતો એકાએક તેને કાંઇ યાદ આવ્યુ અને ગજવામાથી ઘડીઆળ કઢી જોયુ તો માળના સવા છનો સમય થયો હતો આજે માડા પાચ વાગે તેના મિત્ર સુલભને ત્યા પાર્ટી હતી અને મૃદુને ત્યા જવાનુ હતુ પ્રમાદના તોફાનમા અને લતિકાના વિચારમાં એ વાતની તેની વિસ્મૃતિ થઇ હતી. કુદરતે તેને ઠીક યાદદાસ્ત આપી સમય વીતી ગયેનો હોવા છતા તે બાગમાથી સુલભના ઘર તરફ જવા નીકળ્યો

સુલભ મૃદુ પાર્ટીમા કેમ ન આવ્યો તેનો તેની ધર્મપત્નિ કનક સાથે વિચાર કરતો હતો મૃદુ ઘણો નિયમીત હોવા છતા કેમ નહી આવ્યો હોય ! શુ તેની તબીયત અસ્વસ્થ હશે કે તેના પર કાંઇ આપત્તિ આવી પડી હશે ! " ઇત્યાદિ અશુભ વિચારોએ સુલભ અને કનકના હૃદયમા સ્થાન લેવા માડયુ લગભગ માડા ૭ થયા પાર્ટીનુ કામ પૂર્ણ થયુ છતા મૃદુ ન આવ્યો એટલે સુલભની ચિન્તા વધવા માડી, પાર્ટીમા આવેલા ગૃહસ્થોને વિદાય કરી મૃદુની ખબર કાઢવાનો તેણે નિશ્ચય કર્યો

મૃદુનુ ચિત્ત સુલભમા હતુ અને સુલભનુ મૃદુમા હતુ વળી તેમની મિત્રતા તે સ્વાર્થી કે દભી મિત્રતા નહોતી એટલે તુરન્ત

પણ તેમને ખ્યારી આપે તો તેમા કાઈ આશ્ચર્ય જેવુ નથી, સુનભ પણ મૃદુને શોધવા " રાજબાગ " તરફજ નીકળ્યો બન્ને મિત્રો રસ્તા-માજ ભેગા થતા તેમને પરસ્પર આનદ થયો પરતુ તે સ્થાયી રહી શક્યો નહી, મૃદુના ચ્હેરાપર છવાઇ રહેલી ગમગીની સ્પષ્ટ જણાઇ આવતી હતી અને તે જોતાંજ જે અમાગળિક વિચારો મૃદુ વખત-સર પાર્ટીમા નહી આવવાથી સુલભને ઉદ્દભવ્યા હતા તે સત્ય હોવાનો તેને ભાસ થયો. તેણે મૃદુને પાર્ટીમાં નહીં આવવાનુ તેમ તેનુ વદન શોકાતુર કેમ જણાય છે તેનુ કારણ પૂછ્યુ

પ્રત્યુત્તર શુ આપવો તે મૃદુને સૂઝ્યુ નહી બાગનો બનાવ અને લતિકા પાછા તેની દ્દષ્ટિ સમીપ દેખાવા લાગ્યા.

સુલભ પોતાના મિત્રનુ દુ ખ જાણવા અને તેનુ નિવારણ કરવા વધારે ઉત્સુક થવા લાગ્યો મૃદુનુ મૌન્ય છોડાવવા તેણે ઉપરા ઉપરી પ્રશ્નો કરવા માડયા મૃદુનુ દ્રવિત અ ત કરણ તેના પર ભવિ-ષ્યમાં આવી પડનાર વિપત્તિઓના દુ ખદાયક વિચારોથી ભરાઇ આવ્યુ તે એક પણ શબ્દ ઉચ્ચારી શક્યો નહી તેના નેત્રોમાથી સ્વભાવિક અશ્રુ સરી પડ્યા

સુલભ આથી વધારે અધીરો થતો ગયો મિત્રના દુ ખથી તેનુ અ ત કરણ પણ દ્રવવા લાગ્યુ મૃદુને આશ્વાસન આપતા તેણે કહ્યુ

" ભાઇ ! આમ મનમા શોચ કર્યા કરવાથી શુ ફાયદો ! તને શુ થયુ છે તે તુ જણાવે તો તેનો કાઇ ઉપાય કરી શકાય ચાલ, શાત થા, કનક પણ તારી રાહ જોયા કરે છે "

બન્ને મિત્રોએ સુલભના ગૃહ પ્રતિ ચાલવા માડયુ આગળ પાછળ શુ થાય છે, કોણ આવે છે, કોણ જાય છે તેનુ તેમને પુરૂ ભાન નહોતુ. અલ્પ સમયમા તેઓ ઘેર જઇ પહોચ્યા કનક તેમની

રાહ જોતીજ બેઠી હતી મૃદુ તથા સુલભના ચિંતાગ્રસ્ત મુખારવિંદનુ અવલોકન કરતા કોઇ અમાંગળિક પ્રસગ બન્યાનું તેણે તાત્કાળિક અનુમાન કરી લીધુ. મૃદુ ઘરમા આવ્યો કે તરત તે પાર્ટીમા કેમ ન આવ્યો તે બાબત તેણે પ્રશ્ન કર્યો. પણ ઉત્તર મળયો નહી જે મૃદુ દરેક પ્રસગે મિત્ર પત્નિ કનક પ્રત્યે ભગિનિ પ્રેમ બતાવતો આનંદથી સુવાર્તાલાપ કરતો, તે બોલાવ્યા છતા નિરુત્તર રહેલો જોઇ કનકને ખેદ થવા લાગ્યો મૃદુ કોઇ આપતિમાં આવી પડયો છે એવી તેને ખાત્રી થઇ

બન્ને મિત્રો દિવાનખાનામા જઇ બેઠા કનક પણ ત્યાં ગઈ અને મૃદુને તેનુ જે કાંઇ દુખ હોય તે જણાવવા એ દંપતિ આગ્રહ કરવા લાગ્યા.

મિત્ર અને મિત્ર પત્નિનો અગાધ સ્નેહ, તેમની શુભ લાગણી અને પોતાનુ દુખ જાણવા માટેનો સતત આગ્રહ જોતા મૃદુનુ કોમળ હૈયું ભરાઇ આવ્યુ તેના નેત્રોમા ઝળઝળીઆ આવી ગયાં પરંતુ ધૈર્ય પકડી, અશ્રુશ્રાવને અટકાવી, પ્રમાદ સાથે પ્રિય લતિકા માટે ઉદ્યાનમાં થયેલો સંવાદ, પ્રમાદનો કોપ, ભવિષ્યની આપત્તિ, લતિકાનો પ્રેમ, વ્હાલી ભગિનિ ચંદ્રિકા ઉપર વર્તી રહેલો ત્રાસ, પોતાની નિરાધાર સ્થિતિ વિગેરે તમામ હકીકત તેણે ગદગદ કંઠે જણાવી તેના પ્રત્યેક શબ્દમાં દુખનો થતો ભાસ ગમે તેવા કઠોર હૃદયના માનવીનું અંતઃકરણ પીગળાવે તો તેને માટે શુભ લાગણી ધરાવનાર, એક ખરા મિત્ર તરીકેનુ માન મેળવનાર સુલભનું અને તેની ધર્મપત્નિ કનકનું હૃદય ચીરાય તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવુ નથી. સુલભ અને કનક બન્ને પ્રમાદનાં દુષ્કૃત્ય માટે ગુસ્સે થયાં. એક વખત પ્રમાદ પાસે

જાઇ, તેનુ સમજાવી કાઇ નિવેડો લાવવા સુલભને વિચાર થયો. પરતુ તે સાથે* પ્રમાદના દુરાગ્રહી, ઉન્મત્ત અને દંભી સ્વભાવનો વિચાર કરતા યુક્તિ પ્રયુક્તિથી મૃદુ તથા લતિકાને બચાવવા તથા ચદ્રિકાને પ્રમાદના ત્રાસમાથી મુક્ત કરવા નિશ્ચય કર્યો. મૃદુને ધૈર્ય આપી મહાભારતના શાંતિપર્વના જણાવેના શ્લોકનુ તેણે તેને ભાન કરાવ્યુ

सुखं वा यदि वा दुःखं प्रियम् वा यदिवा प्रियम्
प्राप्तं प्राप्त मनुभवे हृदयेना पराजितः
सुख स्थानंतरं दुःखं दुःख स्थनंतरं सुखम्
पर्यायेणोप सर्पेते नरंने मिमराइव ॥

સુખ વા દુ ખ પ્રિય વા અપ્રિય, જે જે વસ્તુ પ્રાપ્ત થાય તેનો અનુભવ હૃદયમા ધર્ય રાખીને કરવો. સુખ પછી દુ ખ અને દુ ખ પછી સુખ ચક્રના આરાની પેઠે વારા પ્રમાણે મનુષ્ય માત્રને આવ્યાજ કરે છે. માટે સપત્તિમા સુખથી ઉછૃખલ ન થઇ જવુ તેમ આપત્તિમા દુ ખથી વિહ્વલ ન થતા ધૈર્ય ધારણ કરવુ

મહાકવિ કાલિદાસે મેઘદૂતના કાવ્યમા કહેલા વચનની ક્નકે પણ મૃદુને સ્મૃતિ આપી

कस्यात्यतं सुखमुपगतं दुःखमेकांततोवा,
नीचैर्गच्छित्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥

કે ને અત્યત સુખજ પ્રાપ્ત હોય છે અને અત્યત દુ ખ જ પ્રાપ્ત થયેલુ છે, કોઇને હમેશા સુખ પણ હોતુ નથી, તેમ કોઇને હમેશાં દુ ખ

પણ હોતું નથી સારી નરતી દશા મતલબ કે ચડતી અને પડતી ચક્રના પાટા માફક ફરતી આવ્યા કરે છે, માટે આપત્તિ સમયમાં ધૈર્ય છોડી કાયરપણું કદી પણ સ્વીકારવું નહીં. અવશ્ય આવનારી આપત્તિ
કાયરપણું કદી પણ સ્વીકારવુ નહીં અવશ્ય આવનારી આપત્તિ
કાયરપણું, વિહ્વળતા, કે કરૂણાજનક રૂદન શ્રવણ કરી મનમા દયા લાવીને કદી પણ પાછી ફરે છે ! ના ત્યારે બુદ્ધિના ધનથી જેના અખુટ ખજાના આબાદ છે એવા ધીર અને વીર પુરૂષોએ ગમે તેવી પ્રચંડ વિપત્તિ આગળ દીનપણું શા માટે બતાવવું જોઇએ !

સુલભ અને દેવીના આશ્વાસનથી મૃદુને ઘણી હિંમત આવી ધૈર્યતાથી પ્રમાદપર વૈર લેવાના વિચારોએ તેના હૃદયમા વાસ કર્યો ક્યે રસ્તે કામ લેવુ તે બાબત તેણે સુલભની સલાહ પૂછી

મૃદુને શાંત થયેલો જોઈ સુલભને આનંદ થયો તેણે જણાવ્યુ ભાઇ ! મારી સલાહ એવી છે કે પ્રથમ તુ લતિકા પાસે જા, તેને સર્વ હકીકત નિવેદન કરી, તેના પિતા શૂરસેન પાસે જોઇતા સાધનો મેળવ. હુ ધારૂ છુ કે શૂરસેન તારી માગણીનો અસ્વીકારતો નહીં જ કરે મારો અશ્વ અને હાલ ચાલચલાઉ મદદ તરીકે એકસો સોના મહોર હુ તને આપુ છુ, તે લઇ તુ ચંપાવતી જા હુ થોડા સમયમા અને પ્રમાદ શુ કરે છે તેના સમાચાર લઇ ત્યા આવી પહોચીશ દેવી [કનક] અત્રે દુશ્મન તરફથી શુ યુક્તિઓ અને પ્રપંચો રચાય છે તેની ખબર રાખતી રહેશે અને ચંદ્રિકાનો પણ બચાવ કરવા પ્રયત્ન કરશે દુશ્મનો પોતાની પ્રપંચજાળ પાથરીજ રહ્યા હશે ! માટે તેમના કોઇ દુષ્ટ પ્રપંચના ભોગ થતા પહેલા તુ સત્વર ચંપાવતી પહોચી જા '

મિત્ર તરફથી આટલી મદદ મળશે તેનો મૃદુને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. મિત્રનુ ખરૂ મહાત્મ્ય તેણે આ સમયે જ નિહાળ્યું. તેની પરીક્ષા દુ ખમાં જ તેને થઇ વળી મિત્ર સાથે મિત્રપત્નિ પણ પોતાના દુ ખમાં ભાગ લેવા તૈયાર થઇ છે, તે જોઇ એ દંપતિ પ્રત્યે તેને અનહદ સ્નેહભાવ ઉત્પન્ન થયો અને તે તેમને ખરા અંત કરણપૂર્વક ધન્યવાદ આપવા લાગ્યો

ખરેખર. સન્નમિત્રનું, મહાત્મ્ય અગાધ છે.

"शोकाराति परित्राणं प्रीति विश्रम्भ भक्तानम ।
केन रत्नमिदं सृष्टं मित्र मिन्यक्षरद्वयम ॥

શોક તથા શત્રુથી રક્ષણ કરનાર અને પ્રીતિ તથા વિશ્વાસના પાત્ર રૂપ 'મિત્ર" એ બે અક્ષરનું રત્ન કોણે ઉત્પન્ન કર્યું હશે ! એ બે અક્ષરની ગભીરતા સીમા વગરની છે જે રસ માતામા હોય છે તે પિતામા હોતો નથી જે રસ પિતામા હોય છે તે માતામાં હોતો નથી જે રસ ભ્રાતામા છે તે અન્યમા નથી વળી જે રસ ભાર્યામા છે તે ઉપરના ત્રણે કરતા જુદા જ પ્રકારનો હોય છે ! પણ "મિત્ર" એ વસ્તુ એવી ઉત્તમ છે કે તે કોઇ સમયે માતાની માફક સ્નેહ બતાવે છે તો કોઇ સમયે પિતાની પેઠે હિતમા જોડે છે, કોઇ સમયે બધુઓની પેઠે સહાયતા કરે છે તો કોઇ સમયે પતિવ્રતા સ્રીની માફક આપણી કોઇ દઠ મુકાવવા વિનવે છે મિત્રનુ કામ માતાથી, પિતાથી, ભાઇઓથી કે સ્રીથી પણ થઇ શકતુ નથી કેટલાક વિચારો એવા હોય છે કે તે મર્યાદા છોડી, માતા કે પિતા સમક્ષ રજુ કરી શકાતા નથી, કેટલાક એવા હોય છે કે જે સ્નેહી સહોદરને પણ દર્શાવી શકાતા

નથી અને વળી કેટલાક એવા પણ હોય છે કે જે પોતાની વિશ્વાસુ પ્રિયા પાસે પણ પ્રગટ કરી શકાતા નથી, પરંતુ જગતમાં એવો એક પણ વિચાર નથી કે જેનું સન્નમિત્રના નિર્મળ હૃદયમાં યથાસ્થિત ચિત્ર આપતાં લેશ પણ શંકા થાય આપણું શું હિત છે અને શું અહિત છે! આપણે શું કરવાનું છે અને શું નથી કરવાનું! આપણું શું ભૂષણ છે અને શું દુષણ છે! આપણે કયો માર્ગ લેવાનો છે અને કયો ત્યાગ કરવાનો છે! ઇત્યાદિ સંસારમાં વર્તવાની તમામ બાબતોનો આધાર 'મિત્ર' નામના બે અક્ષરમાંજ સમાયેલો છે વળી ખરો મિત્ર કોણ હોય છે!

**उत्सवे व्यसने चैव दुर्भिक्षे शत्रुविग्रहे ।**
**राजद्वारे श्मशाने च यस्तिष्टतिस बान्धवः**

ઉત્સવમાં, દુઃખમાં, દુષ્કાળમાં, રણસંગ્રામમાં, રાજદ્વારમાં અને સ્મશાનમાં જે મિત્રની ઓથે ઉભો રહે તે જ ખરો બાંધવ કહેવાય છે આપત્તિ સમયેજ મિત્રોની પરીક્ષા થાય છે મિત્રોની શીખામણ અમૂલ્ય હોવા છતાં કદાપિ કડવી પણ લાગે પરંતુ તે ઔષધની માફક હિતકર ગણી તે હમેશ ગ્રહણ કરવી જોઇએ જેને મિત્ર માટે શુભ લાગણી હોય તેજ મિત્રને કડવું મનાવીને તેનું શુભ કરવા સન્માર્ગ બતાવે છે

સુલભ ઉપરોક્ત વર્ણવેલા સન્નમિત્રમાંનો એક હતો મિત્રના સુખને માટે પ્રમાદ જેવા સમાધીશની સામે થવા પણ એ તૈયાર થયો ધન્ય છે! એવા મિત્રને!

મૃદુને થોડીવાર દિવાનખાનામાં એકલો મુકી તેને લઇ જવાનો સાધારણ સરંજામ તૈયાર કરવામાં સુલભ ગુંથાયો કનક તેને માટે

નાસ્તો તૈયાર કરવામા રોકાઇ ટુક વખતમા બન્ને જણા પરવારી પાછા મૃદુ પાસે આવી પહોચ્યા મૃદુ નાસ્તો કરી ભવિષ્યમાં આવનાર આપત્તિઓ સામે યુદ્ધ કરવા અને પોતાની પ્રિય લતિકાનો પ્રેમ સપાદન કરવા, મિત્ર તથા મિત્રપત્નિની આજ્ઞા તથા શુભાશિષ મેળવી, તેમનો અનહદ ઉપકાર માનતો, અશ્વપર સ્વાર થઇ ચપાવતી તરફ જવા તૈયાર થયો

---

## પ્રકરણ ૪ થું.

### અરણ્યમાં

રવિ વિયોગથી મીચાઇ ગએલા પદ્મવાળા કમળવન ઝાખા ઝાખાં દેખાતા હતા, કુમુદ–સમૂહ શ્વેત દીસતા હતાં, દિશાઓના મુખ રક્ત થઇ ગયા હતા, નિશાનુ મુખ શ્યામતા પામતુ જતુ હતું, અધકાર છવાતાં સર્વ વસ્તુ દેખાતી બધ થવા લાગી પક્ષીઓ પોત પોતાના માળામા પેસી જતા સર્વત્ર શૂન્યકાર ભાસવા લાગ્યુ

આ સમયે મૃદુ પોતાનો અશ્વ દોડાવતો ચપાવતી નગરીને રસ્તે ચાલ્યો જતો હતો પોતાની પ્રિયમા પ્રિય વસ્તુ–લતિકા–ને મેળવવાની આતુરતામા અને આનદમા તે નિડર પણે ત્વરાથી રસ્તો કાપતો હતો જોત જોતામાં ઉંચાનીચા ટેકરા વટાવી તે એક મેદાનમા આવી પહોચ્યો અને અશ્વને પૂરપાટ દોડાવતો આગળ જવા લાગ્યો. મધ્ય રાત્રિ થતા પહેલાં તેણે અર્ધઉપરાત માર્ગ કાપી નાખ્યો. સૂર્યોદય થતા ચપાવતી પહોચી જઇ, લતિકાને આવી પડેલી આપત્તિના દુખદ સમાચાર જણાવી, તેના પિતા પાસે જોઇતી મદદ અપાવવાની યોજના કરવાના વિચારોમા તેનું ચિત્ત રોકાએલુ હતું, એટલામાં શૂન્ય-

કાર અરણ્યમા તેણે કંઇક અવાજ સાભળયો. અશ્વના કર્ણેપર પણ તે અવાજ અથડાયો અને તે સહજ ચમકી થભ્યો. ધ્યાન પૂર્વક સાંભળતાં મૃદુને જણાયુ કે કોઇ વ્યાઘ્ર ભક્ષના અભાવે બરાડા પાડી રહ્યો હતો.

મૃદુને નવીન સકટ આવી પડયુ લતિકાના વિચારો ઉડી ગયા. પોતાની જીદગી કેવી રીતે બચાવવી તે પ્રશ્ન ઉપસ્થિત થયો વ્યાઘ્રની સામે થઇ તેનો પ્રાણ લેવાનુ તેની પાસે કાઇ સાધન નહોતું. અરણ્યમાં કાળ રાત્રિએ ભયાનક અને હિંશક પ્રાણીનુ આવાગમન ગમેતેવા નીડર મનુષ્યને પણ ભયભીત કરે તો મૃદુના હોશ કોશ ઉડી જાય તેમા કાઇ આશ્ચર્ય નથી

મૃદુ પોતાના પ્રારબ્ધને દોષ દેતો એ નવીન ઉપાધિમાથી ઉગરવાના વિચારો કરવા લાગ્યો પરતુ જેમ સમય જવા લાગ્યો તેમ તે હિંસક પ્રાણી તેની નજદીક આવતું જણાવા લાગ્યુ વિંચાર કર્યા કરવામા સમય વ્યતિત કરવાનું ઉચિત ન લાગતા મૃદુએ પોતાનો બચાવ શોધવા પ્રયત્ન કરવા માડયો અશ્વને વ્યાઘ્રનો ભોગ થવા છૂટો મુકી દીધો અને પોને અધકારમા આમતેમ લપાતો છુપાતો સતાઇ રહેવાનુ નિર્ભય સ્થાન શોધવા લાગ્યો સપાટ મેદાનમાં ઝાડી જેવુ છુપાઇ રહેવાનુ સ્થાન કયાથી જડે ! અને કદાચિત કોઇ ખૂણે હોય તો તે પણ અધકારમા કયાથી સુઝે ?

"વાહ ! મૃદુ આ પણ તારા કમનસીબ કિસ્મતની એક કમબખ્તિજ ! પ્રભુકૃપાએ સન્મિત્ર તરફથી લતિકા પાસે જવાનાં સાધન મળયાં તો તુંજ કોઇ અણુચિન્તવ્યી આપત્તિમા ફસાયો. અહાહા ! કયા સૂર્યોદય થતાં પ્રિયતમાને મળવાના વિચાર અને તેમા પોતાનાજ બચાવનુ સાધન શોધવાનો ચમતકાર ! અફસોસ" આ પ્રમાણે મૃદુ

આત્મમંત પોતાના પ્રારબ્ધને દોષ દેતો છુપાવાનું સ્થળ શોધવા ફાંફા મારતો હતો. વિકાળ વ્યાઘ્રની ભયંકર ગર્જનાથી આખુ અરણ્ય ધ્રુજવા લાગ્યુ તે મૃદુની વધારેને વધારે નજીક આવવા લાગ્યો. મૃદુના રોમાંચ ખડાં થઇ ગયા તે બ્હાવરો બની ગયો તેની તમામ આશાઓ નિરાશામાં ફેરવાઇ ગઇ

પણ નહિ " જેને રામ રાખે તેને કોણુ ચાખે " ! એકાએક એક ઉંચુ ઘટાવાળુ વૃક્ષ તેની દૃષ્ટિએ પડ્યું નિકમ તે તેના પર ચઢી ગયો અને ઘટાદાર એક મજબૂત ડાળીમા છુપાઇ ધ્રુજતો ધ્રુજતો બેઠો અલ્પ સમયમાંજ વ્યાઘ્રએ વૃક્ષ સમિપ બરાડા પાડતો અને ફૂલગો મારતો આવી પહોંચ્યો એ વિકાળ પ્રાણીની ભયંકર ગર્જના મૃદુને ઇશ્વર સ્મરણ કરાવવા લાગી ઘણોજ સાવચેતીથી લેશ પણ હાલ્યા વગર તે સ્વસ્થ થઇ બેસી રહ્યો, તે જાણતો હતો કે જરા પણ અવાજ થતા વ્યાઘ્રની દૃષ્ટિ તેના પર પડશે અને પરિણામમા એ હિંસક પ્રાણીના ભક્ષના બળિદાન થવુ પડશે.

કલાક થયો બે કલાક થયા પરતુ વ્યાઘ્ર ત્યાંને ત્યાંજ ઘુરકા કરતો હતો. પ્રભાત થતાં અગાઉ કદાચ વ્યાઘ્રના ભોગ થઇ પડાશે એવી મૃદુને ધાસ્તી લાગવા માંડી એટલામા થોડે દુર તેને કાંઇક પ્રકાશ જેવુ જણાયુ. ભયંકર રાત્રિએ અરણ્યમા પ્રકાશ ? મૃદુને એ આશ્ચર્ય જેવુ લાગ્યુ. થોડી વારમાં નજીક આવી પહોંચ્યો અને મૃદુને જણાયુ કે તેણે જોયેલો પ્રકાશ તે સળગતી મસાલોનો હતો

બે મનુષ્યો સળગતી મસાલો લઇ બીજા બે મનુષ્યો કે જેમને માથે કાંઇ ભાર હતો તેમને તેના પ્રકાશમાં દોરતા ચાલ્યા આવતા હતા.

એ આવનાર મનુષ્યો માટે મૃદુ શંકા કરવા લાગ્યો "એ કોઇ ચોર કે લૂટ રા હશે કે કોઇ ભૂત પ્રેત હશે ! અવશ્ય કોઇ ભયકર કૃત્ય કરનાર હોવા જોઇએ. અરે ? પણ આ વ્યાઘ્રથી તેઓ લેશ પણ ડરતા નથી એ શુ ! આ વળી કાંઇ નવુજ કૌતુક અરણ્યમા નજરે પડે છે "

થોડીવારમા મૃદુએ જોએલા ચાર શખ્સો જે વૃક્ષપર તે છુપાએલો હતો ત્યા આવી પહોચ્યા આગળ ચાલનાર મશાલચીઓ પાસે એક હાથમા મશાલ અને બીજા હાથમા કોઇ ચમત્કારીક શસ્ત્ર હતુ. તે શસ્ત્ર અને મસાલ જોતાજ વ્યાઘ્ર ત્યાથી નાસવા લાગ્યો આ ચમત્કાર જોઇ મૃદુ તો દીગજ થઇ ગયો એ ભયકર દેખાતા મનુષ્યો શુ કરે છે તે જોવા તે ઘણોજ ઉત્સુક થઇ રહ્યો

ચારે શખ્સો એજ વૃક્ષ નીચે આવી થોભ્યા જે બે શખ્સોના માથાપર એક વજનદાર પેટી હતી તે તેમણે નીચે ઉતારી અને ક્ષણભર વિશ્રામ લેવા તે ત્યા બેઠા થોડો સમય થતા તેમાના એકે બીજાઓને ઉદ્દેશી કહ્યુ "ચાલ, ભાઇ ઉકલા ! હવે પાવડા કોદાળી રાત થોડી છે અને પહો ફાટતા પહેલા તો આપણે ડાકટર માહેબને અને પરમાદ સુમાને પાછા જઇ મળવાનુ છે "

ઉકલો કહે "મુવુ શાળું હવે તો આવા કામો કરી કટાળયા. એ ડાકટરને અને એ સુમાને પણ બીજો કાંઇ ધધો શઝતોજ નથી શુ કરીએ આપણે પણ સપડાયા છીએ કાઇ તેમના વગર છુટકો છે ! બિચારા ચ—

"અરે એ મુર્ખા ! જાણતો નથી કે વા પણ વાત લઇ જાય છે ! જરા વિચાર કરીને બોલ નહીતો આપણે બધાએ વગર મોતે મરીશું

પરમાદ સુખા અને ડાકટર આપણને એવફા થયેલા જાણે તો ઘડી- ભર પણ જીવવા દે ખરા કે ? " ત્રીજો બોલી ઉઠયો

" ચાલો, ભાઇ ચાલો, હવે કરવુ છે તે કરવુ છે નકામો વખત શું કરવા ગુમાવગે। આટલી જીદગી આવા કામોમા ગઇ, હવે શુ રહ્યુ છે ? કાઢયા એટલા તો કાઢવા નથી ? ગમે તેમ છે પણ ખીસ્સા તો તગ રહેછ કની ! " ચોથાએ કહ્યુ

ચારે જણા ઉઠયા અને પાવડા કોદાળી લઇ વૃક્ષની નીચે તેમણે એક ખાડો ખોદવા માડયો

આ સર્વ દશ્ય નિહાળનો મૃદુ આશ્ચર્ય ચકિત થઈ વિચાર કરવા લાગ્યો " આમા પણ પ્રમાદનુજ કાઇ કાવતરૂ જણાય છે અને આ ચારે મનુષ્યો પણ તેનાજ માણસો છે વળી ડોકટર તે પેલો મુફલેશ અજબજ હોવો જોઇએ. અન્ય કોઇ ડોકટર આવા કાર્યોમા પ્રમાદનો મદદગાર થાય એવો નથી અરે ! પણ આ પેટીમાં શું હશે ! આ ચારમાનો એકજણ "ચ" એ અક્ષર બોલ્યો એ ઉપરથી સમજાય છે કે એ અક્ષર પરના નામવાળુ કોઇ મનુષ્ય એ દુષ્ટોના કોપનુ કે પ્રપચનું બળિદાન થઇ આ પેટીમા સપડાએલુ હોવુ જોઇએ. અરે દુષ્ટ બાધવ ! તુ પણ આ અવનિપર અવનવા તોફાનો કરતો જણાય છે, હરકત નહીં પરમાત્મા તારાં એ સર્વ દુષ્કૃત્યોની શિક્ષા કરશે. હુ પણ નસીબદાર કે બાગમાથી તારે ઘેર પાછો ન આવ્યો નહીંતો મારી પણ તુ આવીજ સ્થિતિ કરત એમાં કાંઇ શક નહી "

વૃક્ષ પર બેઠા બેઠા આ પ્રમાણે વિચાર કરતાં નીચે ઉતરી એ ચારે રાક્ષસી પુરૂષોની સામે થઇ પેટી ઉઘડાવવાનુ મૃદુને મન થયુ પણ તેજ ક્ષણે પેલા મસાલચીઓના શબ્દ તરફ તેની નજર ગઈ-

તેના અંગમા સહજ કંપારીછુટી અને તે વિચારવા લાગ્યો " એ ચાર છે અને હુ એકલો અને શસ્ત્રહીન છુ વળી પેલુ શસ્ત્ર જે વ્યાઘ્રને નરમ કરી નસાડે છે તે મારાપર કાંઇ ભયંકર અસર કરે એ સર્વથા સંભવિત છે, માટે હાલતો ચુપચુપ શુ થાય છે તે જોયા કરવુ એજ શ્રેયસ્કર જણાય છે

ચડાળ ચોકડી ખોદવાનું કામ પૂરૂ કરી ગયા કે તગત તેમણે પેલી પેટી જેમતી તેમ ખાડામા સરકાવી દીધી અને ઉપર પાછી માટી નાખી જેમ બને તેમ જમીન અસલ સ્થિતિપર લાવી મુકી. ત્યાર બાદ જરા વિશ્રામ લઇ તેમણે જે રસ્તે આવ્યા હતા તે રસ્તે પાછુ ચાલવા માંડયુ

એ ચારે મનુષ્યો જયાં સુધી દેખાયા ત્યાસુધી મૃદુ વૃક્ષપર બેઠો બેઠો તેમના તરફ જોઇ રહ્યો અને ત્યાર બાદ ધીરે રહીને તે નીચે ઉતર્યો ખાડામા દાટવામા આવેલી પેટી બહાર કાઢી, તેમાં કયો દુખી જીવ પુરાએલો છે તે જોવા તથા તેને બચાવવા મૃદુ ઉત્સુક થઇ રહ્યો હતો વિકાળ વ્યાઘ્રને પણ આ સમયે વિસરી ગયો, પોતે લતિકાને મળવા જવા નીકળયો છે તેનુ પણ તેને સ્મર્ણ રહ્યુ નહીં.

વૃક્ષપરથી નીચે આવીને તેણે એક વાર આસપાસ દૃષ્ટિ ફેરવી સર્વ સૂન્યકાર લાગતા પેટી ઉપર પુરેલી માટી તણે હાથ વડે ખસેડવા માંડી. માટી તરતનીજ દબાવેલી હતી એટલે તે ખસેડવામા મૃદુને ઝાઝી મહેનત પડી નહીં પેટી દેખાઇ પણ તે બહાર કેવી રીતે કાઢવી તે મૃદુ વિચારવા લાગ્યો; પેટીનું વજન અને તેની ખાડામાં-હેની ગોઠવણ એવી હતી કે એક માણસથી તે બહાર કાઢી શકાય તેમ નહોતુ. મૃદુને મદદ મળવાની આશા ન હોતી એટલે પોતાનું

બને તેટલુ સામર્થ્ય અજમાવી પેટી બહાર ખેચી કાઢવાનો તેણે નિશ્ચય કર્યો. તેના નિશ્ચયાત્મક વિચારથી તેમ પેટીમાની વસ્તુ નિહાળવાની અનહદ ઉત્સુકતાના પ્રતાપે તેનામા અજબ સામર્થ્ય આવ્યુ હોય તેમ તેણે જોત જોતામા ખાડામાંથી પેટી બહાર ખેચી કાઢી હવે શુ કરવુ તેનો પાછો તે વિચાર કરવા લાગ્યો, પેટી મજબૂત હતી અને તેને જે તાળુ મારવામા આવ્યુ હતુ તે પણ મજબૂત હતુ તે પેટીની આસપાસ હાથ ફેરવવા લાગ્યો અને તેને જણાયુ કે તેમાં કેટલાક છિદ્રો હતા. થોડીવાર વળી તે વિચાર કરતો ઉભો રહ્યો જંગલમાં એવુ કાઇ પણ સાધન નહોતુ કે જે પેટી ઉઘાડવાના કાર્ય મા તેને ઉપયોગી થઇ પડે વિચાર કરતા તેની કમ્મરમા છુપાવેલી કટાર તેને યાદ આવી તરતજ તે કટાર બહાર કાઢી, તેની મદદથી તેણે પેટીની વચમાથી એક લાંબી ચીપ ચીરી કાઢી, અને બાજુપર રહેલા બે પડદાને હાથવતી તોડી નાખ્યા

રાત્રિનો છેલ્લો પ્રહર ચાલતો હતો પ્રભાત થવાને થોડોજ વિલબ હતો જો કે એક બીજાનુ મુખ જોઇ શકાય તેમ તો હજુજ નહીં પરંતુ પરોઢીઉં થવાની નિશાનીઓ કિંચિત પ્રકાશ માલમ પડતો હતો એ પ્રકાશમા સહુએ જોયુ તો પેટીમા કોઇ મનુષ્ય તેને દેખાયુ. તેના શરીરપર હાથ ફેરવતાં તેણે પરિધાન કરેલાં વસ્ત્રો તથા અલંકારો ઉપરથી તે કોઇ સ્ત્રી હોવાનુ તે અનુમાન કરી શક્યો તેનુ અંગ કંપવા લાગ્યુ અને તેના મુખમાથી દયાના ઉદ્‌ગારો નીકળી પડ્યા " અરે ! આ બિચારી અબળાએ એ દુષ્ટોનો શો અપરાધ કર્યો હશે કે તેને આ સ્થિતિમા મુકી ! હદ છે, પ્રમાદ ! તારા કુકર્મોની અને તારી ક્રૂરતાની સીમાજ નથી આવાં આવા તેં કેટલા કાળા કૃત્યો કર્યા હશે અને કેટલી અબળાઓના અને નિર્ભાગીઓના પ્રાણ

લીધાં હશે ! પ્રભુના ન્યાયી દરબારમા તુ આ દુષ્કૃત્યોનો શું જવાબ આપશે ! અરે ! પણ મદથી છકી ગયેલા તારા મનમા એનુ સ્મરણ-જ ક્યાથી હોય ! ધિક્કાર છે ! તને અને તારા દુષ્ટ મિત્રને કે તમે બન્ને બહારથી ઉજળા અને અદરથી ઝેરી નાગ જેવા છો! અફસોસ! આ બિચારી અબળા જીવતી હશે કે સ્વધામ પહોચી ગઇ હશે !"

મૃદુએ તે સ્ત્રીના નાક આગળ હાથ ધરી શ્વાસોશ્વાસ ચાલતા હોવાના કાઇ ચિહ્ન જણાય છે કે કેમ તેની તપાસ કરી.

"હા કાંઇક આશાના ચિહ્નો જણાય છે ખરા એને કોઇ બેશુદ્ધિની દવા સુધાડી પેટીમા પૂરવામા આવી હોય એમ સમજાય છે ચલ, મૃદુ ! હવે વિલબ ન કર નજીકમા કાઇ જળનુ સાધન મળેતો તો તે લાવી આ બિચારી અબળાના પ્રાણ બચાવુ " આમ આત્મગત કહેતો મૃદુ જળ શોધન કરવા જવા તૈયાર થયો

---

## પ્રકરણ ૫ મુ.

### સર્પદશ

પેગીમાની સ્ત્રીને બચાવવા માટે મૃદુ કોઇ પણ પ્રકારની ભીતિ રાખ્યા વિના જગલમા જળની શોધ કરવા લાગ્યો. અરણ્યમા એકા એક જળ મળવુ કેટલુ અસભવિત છે તેનુ પણ તેને ભાન નહોતુ ધુનમાને ધુનમા તે આમતેમ રખડવા લાગ્યો અને ઘણુ આથડ્યો છતાં પાણીનો ક્યાય પત્તો લાગ્યો નહીં નિરાશ થઇ પાછો વૃક્ષ તરફ તે જવા લાગ્યો અધારામા કયે માર્ગે જવુ તે પણ તેને સૂઝતુ નહોતું આશરે આશરે તે ચાલ્યો જતો હતો એટલામાં એક જીર્ણ કુવો તેની નજરે પડ્યો. કુવો જોતા જ મૃદુના આનદનો પાર રહ્યો

નહીં સત્વર એક પત્થર લઇ, તે કુવામા નાખી તેમા જળ છે કે નહીં તેની તેણે ખાત્રી કરી

પ્રભુકૃપાએ તેમા પાણી હતુ તરતજ મૃદુએ પોતાની પાસે રાખેલાં પાણી કાંઢવાનાં સાધન કાઢી, કુવાપર ચઢવા લાગ્યો પણ અફસોસ! મૃદુનુ ભાગ્યચક્ર અવળુ ફરતુ હતુ પેટીમાંની સ્ત્રીને બચાવવાનુ તેના ભાગ્યમાં લખાયેલુ નહોતું અચાનક તેનો પગ કુવાના પગથિયાપર પડેલા સર્પ ઉપર પડ્યો સર્પ દબાયો અને તે સાથેજ તેણે મૃદુના પગે સખત દશ કર્યો

મૃદુ ગભરાયો તેણે એક કારમી ચીશ પાડી પણ અરણ્યમાં કોણ હોય કે તેની વ્હારે આવે! સર્પ ઉપર ગુસ્સે ન થતા તે તેને નમ્રપણે કહેવા લાગ્યો "અરે! સર્પદેવ! મને આશા હતી કે અરણ્યમા તમે મારા સાથી થઇ મારા પરોપકાર કાર્યમા સહાયરૂપ થશો, પણ તમે તો તેથી ઉલટુજ વર્તન ચલાવ્યુ સહાય કરવાને બદલે મને પરોપકારનુ કાર્ય કરતો પણ અટકાવ્યો પરોપકારના કાર્યની અનહદ પ્રવૃત્તિમાં અજાણ્યે તમારૂ અગ દબાયુ તે માટે આટલો બધો કોપ! આવી ભયકર શિક્ષા! અરે! જરા તો દયા લાવવી હતી મારી પ્રિય લતિકાને એકવાર નિહાળવાની મારી આકાંક્ષા તો પૂર્ણ થવા દેવી હતી! આવો આવો, ઓ નાગદેવતાઓ! આવો મુજ નિરાધારની વ્હારે આવો કાંઇક દયા બતાવો મારો અપરાધ ક્ષમા કરો" આમ બોલતો મૃદુ માથે હાથ દઇ નીચે બેસી ગયો

શુ કુદરતની ખૂબી છે! હિસક પ્રાણીના સપાટામાંથી બચવાનુ સાધન તો તેને મળી આવ્યુ પણ ઝેરી પ્રાણીના દશમાથી ઉગરવાનો તેની પાસે કાંઇ ઉપાય નહોતો થોડીવાર મૌન રહી તેણે આખરના ઉદ્-

મારો કાઢવા માઝા અફસોસ પગેપકારનું કાર્ય કરવામા પણ આજ પરિણામ ? પ્રભુ ! તારે ત્યા કેમ આવો અન્યાય ચાલે છે ! પ્રમાદ જા. લતિકાનો પ્રેમ હવે તુજ મેળવ માગ અભાગી દૈવમાં તે સપાદન કરવાનુ લખાએલુજ નથી તારા કોપનો ભોગ થઇ પરેલી પેટીમા પુરાયલી અબળા પણ હવે બચવી મુશ્કેલ છે ખરેખર ! તે પણ કોઇ મારા જેવી કમનશીબજ જણાય છે,

પ્રિય મિત્ર સુલભ ! દેવી કનક ! અરે ! મારે માટે તમે હવે નાહક દુખી થશો મા, હુ જાઉછુ લતિકાને મળવા જતા શ્રી હરિના શરણમા જાઉછુ શૂરસેનની મદદ યાચના કરતાં હવે એ કૃપાળુ દેવનીજ સહાયતા માગીશ દુષ્ટોના દુષ્કૃત્યોનો બદલો હું ત્યા રહ્યો રહ્યોજ આપીશ

લતકિા ! પ્રિય લતિકા ? નિર્ભાગી મૃદુની સૌર્ય લતિકા ? તુ જાણતી હોઇશ કે તારો મૃદુ તારૂ પાણિ–ગ્રહણ કરવાની આજ નગરમા તૈયારી કરી રહ્યો હશે પણ નહિ તારા પવિત્ર નામાભિધાન સાથે નિર્ભાગી મૃદુનુ નામ જોડાવાનુ સર્જાએલુ નથી આ ભવમાં મને મળવાની હવે મિથ્યા આશા રાખીશ નહીં હુ જાણુ છુ કે તુ મારી શોધ ખોળ કરીશ, મારા વિરહે ઝુરીશ, મારે માટે તારો પ્રાણ આપવા પણ તત્પર થઇશ, પણ એ સર્વ વ્યર્થ છે. અભાગી મૃદુના શબનુ પણ તુ દર્શન કરી શકે તો તારૂ ભાગ્ય ? અરણ્યમા ઝેરી સર્પના કોપનો ભોગ થયેલા મૃદુ કોણ જાણે ક્યા વનચર પ્રાણીનો ભક્ષ થઇ પડશે હાય ! લતિકા ! લતિકા ! હવે મૃદુનુ નામ તારા નિર્મળ અને પ્રેમાળ અંતઃકરણમાથી સદાને માટે દૂર કરી જાઉ છુ પ્રિય ? જાઉ છુ

પ્રિયે હુ જાઉં છુ સોપી, તને પરમેશના હાથે
શરણુમા રહી સુખી થાજે, વસી અન્ય પ્રેમી સમાથે-પ્રિયે૦

સુખી કરશે અને તારી સદા વિભુ તારશે નૌક
ભવોદધિમા સદા જે કર્ણધારક રૂમ રહે સાથે—પ્રિયે૦

જતો મૃદુ ત્યાગીને આધાર, જગદાધાર તારો છે,
સતીનો તે સહાયક છે, વરદ કર ગખશે માથે—પ્રિયે

હરિ હરિ ''

મૃદુના શરીરમા વિષ પ્રસરી ગયુ તેનામા વિશેષ બોલવાની શક્તિ રહી નહીં શ્રીહરિના પવિત્ર નામનું ઉચ્ચારણ કરતો તે બેશુદ્ધ થઇ બેઠો હતો ત્યા ઢળી પડ્યો

વાચક! જોઇ આ કમનશીબ કિસ્મતની કમબખ્તી! કયા રાજનગર! કયા ચપાવતી! અને કયાં અરણ્ય! કયા વ્યાઘ્ર! ક્યા પેટીમાની સ્ત્રી! અને કયા તેને માટે જળ શોધન કરતા અચાનક સર્પદંશ! ચાલો હાલ તો મૃદુને કૂપ-તટ પર રહેવા દઇ, આપણે ચેથી પેટીમાની સ્ત્રીના અને રાજનગરના સમાચાર જણીએ.

---

## પ્રકરણ ૬ ઠું.

## પેટીમાંની સ્ત્રી.

પુર્વ દિશા તરફનું આકાશ રક્ત થએલુ દેખાતુ હતુ, આભમાથી એક તેજનો ગોળો બહાર નીકળતો જણાતો હતો, પ્રભાતના વાયુની મીઠી લહરીઓ તેનો સ્વાદ લેનારને અત્યાનદ આપી રહી હતી

પેલી પેટીમાની સ્ત્રી ઉપર પણ એ મદ લહરીઓની અસર થવા માડી હતી. પ્રથમના કરતા તે વધારે શ્વાસોશ્વાસ લેતી હતી જણાતી હતી અને જેમ જેમ એ લહરીઓ વધારે પ્રસરતી ગઈ તેમ તેમ તેનામા વિશેષ ચૈતન્ય આવવા લાગ્યુ. પૂર્ણ સુર્યોદય થતા તો તેના નેત્રો ઉઘડ્યા અને આશ્ચર્યચકિત થઈ તાત્કાલિક પેટીમાથી બહાર નીકળી પડી. નિર્જન અરણ્યમા પોતે એક પેટીમાં પૂરાયેલી હતી તેનો વિચાર કરતી તે ભયભીત થવા લાગી. તેનુ સકળ અગ કપવા લાગ્યુ થોડીવારે ધૈર્ય ધારણ કરી વૃક્ષ, તેની નીચેનો ખાંડો, પેટીનું તુટેલુ ઢાકણુ, ઇત્યાદિ ત્યા પડેલી વસ્તુઓનું નિરિક્ષણ કરતા તેણે વિચાર્યું "જરૂર, મને પેટીમા પૂરી આ ખાડામા દાટી દીધેલી હોવી જોઇએ પુર્વના કોઇ પુણ્યના પ્રતાપે મને કોઇ ધર્માત્માએ બચાવી લાગે છે પણ–મને આ સ્થિતિમા મુકનાર કોણ હશે ! અરે !–એમાથી મને મુક્ત કરનાર કોણ પૂણ્યાત્મા હશે ! અત્રે સર્વ શૂન્યકાર ભાસે છે "

આમ વિચાર કરતી તે પેટીની આસપાસ ફરવા લાગી એકાએક તેની દૃષ્ટિ પેટીની બાજુમા થોડી ધુળમા દટાઇ ગએલી કટાર તરફ પડી કટાર જોતાજ તેનુ કોમળ હૃદય ધડકવા લાગ્યુ પરતુ હિમત પકડી તેણે તે કટાર હાથમા લીધી આમ તેમ ફેરવી તપાસતા તેની મુઠ તરફ તેની નજર પડી, ત્યાં કોતરેલા અક્ષરો વચતાજ તે આશ્ચર્ય ચકિત થઇ ઘડીભર કટાર હાથમાજ રાખી તે ગમગીન ચ્હેરે વિચારવા લાગી "શુ મારી આવી દુખદ સ્થિતિ કરનાર સુમતી હશે ! ના તેમ કદી બનેજ નહી મે એવુ શુ બગાડ્યુ છે,

કે તે મારા પ્રતિ આવી ક્રૂરતા અને અધમતા બતાવે ! વળી મૃદુનો મિત્ર તે મૃદુ જેવોજ હોય તેને હાથે આવુ દુષ્કૃત્ય બને એ સભવિત છે ! × × × નહીં નહીં × × × ત્યારે આ તેના નામની કટાર અહીં કયાથી ! શુ એમા કાઇ કપટ હશે ! × × × અવશ્ય એમજ હોવુ જોઇએ × × × ત્યારે આ કપટજાળ પાથરનાર કોણ દુષ્ટ હશે ! મારા આવાસમાથી મને પેટીમાં પૂરી મારી આ અધમ દશા કરનાર કોણ પાપી હશે ! × × × પ્રમાદ ! શુ તને આ મતી સુઝી ! × × × નહીં નહીં મારા બધુપર આવો આક્ષેપ મુકતા મારે અચકાવુ જોઇએ પ્રમાદ અમુક બાબતોમા દુરાગ્રહીપણુ બતાવે છે પણ આવુ દુષ્કૃત્ય તો તેના હાથે થવુ સર્વથા અસભાવના છે. ગત રાત્રિએ એણે મારી કેટલી શુશ્રુષા કરી હતી ! × × × અવશ્ય આ કૃત્ય સુલભનુજ હોવુ જોઇએ પ્રમાદભાઇ તથા અજબભાઈ કહેતા હતા કે મૃદુને અયોગ્ય સલાહ આપી ખોટે રસ્તે દોરનાર સુલભજ છે અને તે વિના કારણ અમારા કુટુબનો નાશ કરવાની યુક્તિઓ રચી રહ્યો છે અરે દુષ્ટ ! તારી કટાર પ્રથમ એક નિર્દોષ કુમારિકાપર ફેરવવાનુજ તને સઝયુ! ધિક્કાર છે ! પાપી ભાઇ જેવા મિત્રને ખોટી સલાહ આપી દુ ખી કરે છે અને તેથી સતોષ ન પામતા તેની ભગિનિની વિના પ્રયોજને આ દુર્દશા કરતા તુ અચકાયો નહીં ! × × × પણ હવે શુ કરવુ ! ક્યા જવુ ! આ અરણ્યમા મારૂ કોણ ! રાજનગર કઇ દિશા તરફ હશે ! ઓ પ્રભુ ! શ્રી હરિ ! મે તારો શુ અપરાધ કર્યો કે મને આવા ભયંકર દુ ખના દાવાનળમાં હડસેલી મુકી ! નિરાધાર અબળા છુ પ્રભુ ! આવ ! મારી દુ ખની વ્હારે ધા ! ” આ પ્રમાણે વિલાપ અને કલ્પાંત કરતી તે સ્ત્રી મૂર્છિત થઇ ધરણીપર ઢળી પડી.

વાચક ! પેટીમાંની સ્ત્રી તે અન્ય કોઇ નહીં પરંતુ મૃદુ અને પ્રમાદની ભગિની "ચંદ્રિકા" હતી. તેનું વય સોળ સત્તર વર્ષનું હતું અને તે અવિવાહીત હતી. પ્રથમ પ્રકરણમાં મૃદુ અને પ્રમાદ વચ્ચે થયેલા સંભાષણ ઉપરથી આપણે જાણી ગયા છીએ કે પ્રમાદ ચંદ્રિકાને તેના દુષ્કૃત્યોના મહાધ્યાયી દુષ્ટસિંહ સાથે પરણાવવા મથન કરી રહ્યો હતો, પરંતુ ચંદ્રિકા દુષ્ટસિંહને ધિક્કારતી હતી. પ્રમાદનો એ બાબતમાં થતો દુરાગ્રહ તે વારંવાર તેના બંધુ મૃદુને જણાવી રૂદન કરતી હતી પણ તેમની નિરાધાર સ્થિતિનો વિચાર કરી મૃદુ તેને આશ્વાસન અને ધૈર્ય આપી શાંત કરતો હતો.

પ્રમાદ મૃદુને રાજબાગમાં મળ્યો તે અગાઉ ચંદ્રિકાને પણ દુષ્ટસિંહનો પ્રેમ સ્વીકારવા તેણે દુરાગ્રહ કર્યો હતો. મૃદુની પેઠે તેને પણ પોતાની સત્તાનો મદ બતાવવા તે ચૂક્યો નહોતો. પરંતુ મૃદુના સહવાસથી દૃઢ બનેલી ચંદ્રિકાએ પ્રમાદની માંગણીનો અને દુષ્ટસિંહનો તિરસ્કાર કર્યો હતો.

રાજમાર્ગમાંથી નિરાશ થઈ પ્રમાદ ઘેર પાછો ફર્યો ત્યારે પણ તે ચંદ્રિકાને ફરી મળ્યો હતો અને તે સમયે જાણે મૃદુ અને ચંદ્રિકા બન્ને મળી તેને દુ:ખી કરી રહ્યા હોય એવા રૂપમાં તેણે ચંદ્રિકાને કહ્યું હતું કે "ચંદ્રિકા ! તેં તથા મૃદુએ શું કરવા ધાર્યું છે તે મને જણાવશો ! એક તરફથી તું મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી મને સંતાપ આપી રહી છે અને બીજી તરફથી મૃદુ પેલા સુલભની સલાહથી ત્રાસ આપી રહ્યો છે. તારે પરણવું નથી. તેને મિલ્કતનો ભાગ લઇ લતિકા સાથે લગ્ન કરી વિભવ વિલાસ ભોગવવાની આકાંક્ષા થઇ રહી છે. તને સમજાવું છું તો તું માનતી નથી, તને અનેક દૃષ્ટાંતો આપી શીખામણ આપું છું તો તે તેને ગળે ઉતરતી નથી અને ખોટી હઠ

પકડી બેઠો છે સુલભની સલાહથી તે એટલો ઉન્મત્ત થઇ ગયો છે કે તે મારૂ ખૂન કરવા તૈયાર થઇ ગયો હતો સદ્‌ભાગ્યે ડૉકટર અજબ-રાય આવી પહોચ્યા અને તેના હાથમાથી તમચો ઝુટવી લીધો અને હુ બચ્યો ”

બિચારી ચદ્રિકા ! ગમે તેવી પણ નાદાન બાળા ! આ દુષ્ટનો પ્રપચ શુ સમજે ! પ્રમાદે જણાવેલી હકીકત તેણે અક્ષરશઃ સત્ય માની અને તે સુલભને ધિક્કારવા લાગી એટલામા દૈવયોગે સુલભે ચદ્રિકાને તેડવા મોકલ્યુ એટલે પ્રમાદની બનાવટી વાતને પુરતી મળી જો કે તે સમયે તો ચદ્રિકાએ સુલભને બીજે દિવસે સહવારે મળવાનું કહાવ્યુ હતુ પરતુ તેની સુલભ પ્રત્યેની સદ્‌ભાવના નષ્ટ થઇ ગઇ હતી

સુલભની ઇચ્છા ચદ્રિકાને પ્રમાદ અને મૃદુની તકરારની બાબતમા પુરતી વાકેફ કરી, કદાચ પ્રમાદની કોઇ પ્રપચ જાળમાં તે ન સપડાય તે માટે તેને સાવધ રહેવાની અને પોતાની પાસે જોઇતી મદદ લેવાનું કહેવાની હતી પ્રમાદને તેને સારી રીતે ઓળખતો હતો તે જાણતો હતો કે પ્રમાદ તેના કાર્યમા જે જે વિઘ્નરૂપ તેને દૃશ્યમાન થાય તેમનો પ્રથમથીજ નાશ કરવાની તે યુક્તિઓ રચશે મૃદુના ગયા પછી ચદ્રિકા માટે તેને ચિન્તા થવા માડી હતી અને તેથીજ તેણે તેને તેડવા મોકલ્યુ હતુ

પ્રમાદે સુલભના ધારવા પ્રમાણેજ વર્તવા માડયુ હતું એક તરફથી ચદ્રિકા અને દુષ્ટસિંહનો સબધ ન જોડાય તો દુષ્ટસિંહ તરફથી તેને સહાય ન મળતા તે તેનો દુશ્મન થાય એવી તેને ધાસ્તી લાગતી હતી, અને બીજી તરફથી મૃદુની સત્ય હકીકત સુલભ તરફથી કે અન્ય રસ્તે ચદ્રિકાના જાણવામાં આવતા તે પ્રચંડ રૂપ ધારણ કરશે અને પરિણામમાં પોતાની તમામ મનકામનાઓ અપૂર્ણ રહેશે

એવી તેને ભીતિ લાગતી હતી આથી ચંદ્રિકાને પ્રથમથી દૂર કરી દેવાનો પ્રમાદે તથા અજબે નિશ્ચય કર્યો હતો.

મૃદુની ચિન્તા કરતી ચંદ્રિકા નિદ્રાવશ થઈ એટલે એ બેઉ રાક્ષસોએ ચુપકીથી તેના શયનાલયમાં, પ્રવેશ કરી, બેશુદ્ધિની દવા સુંઘાડી પેટીમા પૂરી દીધી હતી, અને તે પેટી અરણ્યમા કોઇ નિર્ભય સ્થાને દાટી દેવા તેમના ચાર અનુચરોને સોપી દીધી હતી

વળી મૃદુએ રાજબાગમાં બનેલી બીનાથી સુલભને વાકેફ કર્યો છે અને તે સુલભની સલાહથી ચંપાવતી જવા નીકળ્યો છે એ સમાચાર પણ પ્રમાદના જાણવામા આવી ગયા હતા

મૃદુ અને સુલભ જે સમયે બાગ આગળથી ઘર પ્રતિ જતા હતા ત્યારે તેમની આગળ પાછળ કોણ આવે છે અને જાય છે તેનુ તેમને ભાન નહોતુ એ આપણે આગળ વાચી ગયા છીએ. દુષ્ટ અજબ પ્રમાદને ત્યાથી નીકળી પરભાર્યો બાગ તરફ ગયો હતો. દૂરથી મૃદુને વિચાર કરતો તેણે જોયો હતો અને તે ત્યાથી કયા જાય છે અને તે શુ કરે છે તે તે નિહાળ્યા કરતો હતો સુલભને ઘેર પાર્ટીમાં જવાનુ યાદ આવતા મૃદુએ ત્યા જવા ચાલવા માડયુ એટલે અજબે પણ તેની પાછળ ચુપકીથી જવા માંડયુ હતું મૃદુ અને સુલભ રસ્તામા એકઠા થતાં ત્યાથી બન્ને સાથે ઘર તરફ જતા હતા ત્યારે પણ અજબ તેમની પાછળજ હતો અને તેમની પાછળ સુલભના ઘરમાં પણ ગયો હતો દિવાનખાનાની બહાર સતાઇ રહી ચુપકીથી તેમની સર્વ વાત તે સાભળ્યા કરતો હતો અને જ્યારે સુલભ તથા કનક મૃદુને જવા માટે તૈયારીઓ કરવા ઉઠયાં ત્યારે તે ત્યાથી પલાયન કરી ગયો હતો.

અશ્વીંદથી છુટા પડતાં અગાઉ રાત્રિએ મળવાનો તેમણે કરેલા સંકેત મુજબ તે પ્રમાદ પાસે ગયો હતો અને સુલભને ત્યાં બનેલી સર્વ હકીકત તેને નિવેદન કરી હતી

આથી સુલભે જે જે યુક્તિઓ રચી હતી તે પ્રમાદના જાણવામા આવી અને તે તમામ નષ્ટ કરવા માટે પ્રમાદ તથા અજબ ગોઠવણ કરી રહ્યા હતા પ્રથમ સુલભનુ ખૂન કરવાનો તેમને વિચાર કર્યો હતો પરન્તુ વધુ વિચાર કરતા તે તાત્કાલિક પગલુ લેવુ સલાહ ભરેલુ ન લાગવાથી તેમણે મૃદુને ચપાવતી સુધી પહોચવા દેવાના નિશ્ચય પર તે આવ્યા હતા અને તે અમલમા મુકવા માટે તેમના જેવા જ તેમના બે સાગરીતોને તેમણે મૃદુની પાછળ રવાના કરી દીધા હતા, પરતુ મૃદુના પ્રારબ્ધમા વ્યાઘ્ર અને સર્પનો મેળાપ લખાયેલો હોવાથી તેમનો તેને રસ્તામા મેળાપ થયો નહોતો.

---

## પ્રકરણ ૭ મુ.

### સુલભ ઉપર આક્ષેપ.

પૂર્વ દિશામા ઝગઝગતા શ્રી સવિતા નારાયણનાં પ્રકાશીત કિરણો સર્વત્ર પ્રસરી રહ્યા હતા આ સમયે સુલભ અને કનક જાણે કોઇના આવવાની રાહ જોતા હોય તેમ વારવાર બારીએ ડોકીઆં કરી જોયા કરતા હતા, પણ તેમની આશા ફળીભુત થતી નહોતી ક્યાથી થાય ! તે બિચારા ક્યાંથી જાણે કે જેની તે રાહ જુએ છે તે અરણ્યમા ઝોલા ખાય છે ! થોડો વધુ સમય તેમણે નિષ્ફળ રાહ જોવામા કાઢ્યો જેમ સમય જતો હતો તેમ તેમની અધિરાઇ અને ચિન્તા વધતા જતા હતા અને તેથી છેવટે થાકી

તેમણે નોકરને બોલાવી તેને ચંદ્રિકા પાસે જઇ તેમણે મળવા આવવા કહાવેલા સદેશાની શાહ્દારત આપવા સૂચવ્યુ વળી વધારામા જેમ ચાતક પક્ષી વરસાદની રાહ જુએ તેમ પોતે તેની રાહ જોઈ રહ્યા છે તે પણ જણાવવા કહ્યુ

નોકર આજ્ઞા માથે ચઢાવી તરત પ્રમાદના ઘર તરફ ગયો અને અલ્પ સમયમાજ તે પાછો ફર્યો તેને થોડીવારમા અને એકલો પાછો આવતો નિહાળી સુલભ તથા કનક વિચારમાં પડયા અને નોકર શુ સમાચાર લાવ્યો છે તે જાણવા ઉત્સુક થઇ ગયો પરંતુ નોકરે આવી જે પ્રત્યુત્તર કહ્યો તે સાંભળતાજ બન્ને પતિ પત્નિ દિડમૂઢ સરખા બની ગયા

થોડો સમય વિચાર કરી સુલભે નોકરને પ્રશ્ન કર્યો " શુ પ્રમાદભાઇ ઘરમા એકલા જ છે અને તેમણે પોતે તને જવાબ દીધો ? "

" હા જી પ્રમાદભાઇએજ મને કહ્યુ કે ચંદ્રિકા બેન તો કાલ રાત્રિનાજ સુલભભાઇને ત્યા ગયાં છે ને ! શુ ત્યા તે નથી ! નોકરે જવાબ આપ્યો " ઠીક. તેના છેલ્લા સવાલનો તે શુ જવાબ આપ્યો વારુ ? " સુલભે કાઇક ગંભીર મુખ મુદ્રા કરી પૂછ્યુ

" સરકાર હુ કાઇ જાણતો ન હોવાથી શુ કહુ ! માત્ર ' કોણ જાણે ' શબ્દોમાજ બધો સમાવેશ કરી હુ પાછો ફર્યો " નોકરે કહ્યું. " ઠીક, તુ જા હું જાતેજ તપાસ કરીશ " નોકરને વિદાય કરતા સુલભે કહ્યુ

પ્રમાદ તરફથી ચંદ્રિકાના સંબંધમા મળેલા ઉત્તરથી સુલભ અને કનકના ઉભયના મનમાં સંશય ઉત્પન્ન થયો તેમણે ધાર્યું કે

શ, સાથે પ્રમાદને થયેલો વિવાદ બહાર ન પડે અને પોતાની રચેલી યુક્તિઓમા ચદ્રિકા તરફથી કાઇ અતરાય ન આવે તે માટે અગર દુષ્ટસિહનો પ્રેમ નહીં સ્વીકારવા માટે ચ્હાયનો ચદ્રિકાનો ઘાત કરવામા આવ્યો હોય અગર તેને કોઇ ગુપ્ત સ્થાનમાં કેદ કરવામા આવેલી હોવી જોઇએ. "હરકત નહીં પ્રમાદ ! તારી પ્રપચ કળા હું સમજી ગયો છુ તારૂ દુષ્કૃત્ય છુપાવવા ચદ્રિકા સબધી કાંઇ ખોટુ આળ તુ મારાપર મુકવા માગે છે કેમ ! હું આનેજ હવે તારી પાસે આવુ છુ અને યાદ રાખજે તારા કાવત્રાનો ભોગ હુ તનેજ બનાવુ છુ." ઉશ્કેરાયલો સુલભ આ પ્રમાણે ઉદ્ગાર કાઢતો, કપડા પહેરી કનકને સાવચેત રહેવાની સુચના કરી પ્રમાદના ઘર તરફ જવા નીકળ્યો.

પ્રમાદ અને અજબની પ્રપચી જોડી નવા કાવત્રાની તૈયારી કરવા ગોષ્ટી ચલાવી રહી હતી ચદ્રિકાને ગુમ કર્યાનુ આળ સુલભને માથે મુકી તેને સપડાવવાના હવાઇ કિલ્લાઓ એ બન્ને મિત્રો બાધી રહ્યા હતા એટલામા નોકરે આવી સુલભના આગમનના સમાચાર જણાવ્યા. બન્ને મિત્રોએ પરસ્પર દૃષ્ટિ ફેંકી અને સુલભને આવવા દેવા પ્રમાદે નોકરને આજ્ઞા આપી

પરવાનગી મળતાજ સુલભ ઝપાટાબધ એ બન્ને પાપી મુર્તિઓની સમક્ષ આવી પહોચ્યો. એક બીજા સાથે સામાન્ય નિયમ પ્રમાણે અનિચ્છાએ પણ હસ્તધુન કરી સુલભ એક ખુરસીપર બેઠો. અજબને પ્રમાદને ત્યા જોઇ સુલભ કાંઇક આશ્ચર્ય પામ્યો તેમ શંકાશીલ પણ થયો. અજબ પ્રમાદનો મિત્ર થતો હતો તે તે જાણતો હતો પરંતુ તે પ્રમાદના દરેક કાવત્રામાં પણ સામેલ હશે કે કેમ તેનો તેને અનુભવ નહોતો આથી અજબની રૂબરૂ મૃદુ અને ચદ્રિકાની

બાબત કાઢવી કે કેમ અને કાઢવી તો કેવા રૂપમા કાઢવી તેની તે મનમાં ગડભાંજ કરતો હતો એટલામાં અજબ બોલી ઉઠયો " કેમ ! સુલભભાઇ ! આપનુ આવાગમન કાંઇ અત્રે થયુ ! ઘણે સમયે તમે દેખાયા હો "

" આજે વળી કાંઇ કારણસર કનકે પરવાનગી આપી હશે એટલે ભાઇ પધાર્યા નહિ તો એમના દર્શન તો હવે દેવને પણ દુર્લભ છે " પ્રમાદે ડોળ કર્યો અને વળી પૂછયું " વારૂ ! ચદ્રિકા કેમ હજુ પાછી આવી નથી ! "

પ્રમાદનેજ ચદ્રિકાની બાબત પૂછતો જોઇ સુલભને લાગ્યુ કે અજબથી કાંઇ છુપુ રાખવા જેવુ નથી તેણે ઉત્તર આપ્યો ' ચંદ્રિકા બેનની હુ પણ રાહ જોતોજ ઘેર બેઠો હતો આજ સ્હવારમા તે મારે ત્યાં આવવાના હતા પણ અદ્યાપિપર્યંત ન આવવાથી હુ પોતેજ તેમને મળવા આ તરફ આવ્યો છુ એ કયા ગયા છે ! "

' શુ ચદ્રિકા તમારે ત્યા નથી ! ગઇ રાત્રિના તમારો માણુસ તેડવા આવેલો તેની સાથેજ એ તમારે ત્યા આવી છે અને તમે તેને શોધતા અહીં આવો છો એ કેવુ આશ્ચર્ય ! " પ્રમાદે આશ્ચર્યચકિત થયાનો ડોળ કરી જણાવ્યુ

નોકરના મેઢે સાભળેલો જવાબ રૂબરૂમા પણ મળેલો જોઇ સુલભનુ લોહી તપી ગયુ પરતુ તેણે ઉગ્ર ન થતાં નમ્રતાથી પ્રમાદને કહ્યુ ' પ્રમાદસિહ ! ભૂલ થાય છે મારા માણુસને ગઇ રાત્રે આજ સ્હવારમા ચદ્રિકા બેન આવસે એવો જવાબ મળ્યો હતો અને સ્હવારમા પાછો નોકરને તેડવા મોકલતા તેને મોઢે જેવુ તમે મને કહો છો તેવોજ ઉત્તર તમે બારોબાર વાળ્યો હતો.

ખરેખર, મને પણ આશ્ચર્યજ લાગે છે કે જો બેન અહીં ન હોય તો એકાએક તે ક્યાં ગુમ થઇ ગયા હશે ! મૃદુનો પણ કાંઇ પત્તો નથી !"

પ્રમાદ જાણે ઘણોજ ઉશ્કેરાઇ ગયો હોય અને સુલભનો જવાબ સાંભળતાં આશ્ચર્યચકિત થઇ ગયો હોય એવો ડોળ કરવા લાગ્યો અને ક્ષણભર અજબ તરફ દૃષ્ટિ નાખી, સુલભ તરફ શંકાશીલ નજર કરતો તે એકદમ બોલી ઉઠયો, " સુલભ ! હું અદ્યાપિ એમ ધારતો હતો કે તું મૃદુનો મિત્ર તે મારો પણ મિત્રજ છે, અને અમે તને અમારા સગાભાઇ જેવોજ ગણતા હતા. દરબાર સાથે તારે અણબનાવ હોવા છતાં અમે તેમની વિરૂદ્ધ થઇ તારી સાથેનો સંબંધ કાયમ રાખ્યો છે એ ભલમનસાઇનો બદલો તેં આવો વાળ્યો ? મને ખાત્રી થાય છે કે મૃદુને ખોટી સલાહ આપી તેને મારી વિરૂદ્ધ ઉશ્કેરવામાં અને છેવટે તેને અહિંયાથી ગમે ત્યાં નસાડી મુકવામાં તારોજ હાથ છે. વળી મૃદુની સાથે ચંદ્રિકાને પણ ક્યાંય ગુમ કરવાનું તેં સાહસ કર્યું છે. શું તું અમારા પૂર્વના તમામ ઉપકારો ભુલી ગયો ! શું તું એમ ધારે છે કે હું તારો દુશ્મન છું અને તારા ગેરલાભની હું કંઇ દરબારમાં ખટપટ કરૂં છું ! જો કે તેમ નથી છતાં તને એવી શંકા થઇ તો તારે મને પોતાને રીબાવવો હતો–મારવો હતો, મારા પ્રિય ભાઇ બહેનને દુઃખી કરી મને તેમનો વિયોગ કરાવવા તું કેમ પ્રેરાયો ! શું તું.. "

" બસ કરો. પ્રમાદભાઇ ! બસ કરો. તમારી ભાઇબેન પ્રત્યેની શુભ લાગણીઓ હું બરાબર જાણું છું. તમે જે આક્ષેપ મારાપર મુકો છો તેને માટે તમે પોતેજ જવાબદાર છો.

એમ શુ તમારૂ અતઃકરણુ તમને કહેતુ નથી ! યાદ કરો મૃદુ સાથે બાગમા થયેલા વિવાદ સભાળી અને પછી કહો કે તેને રાજનગર છોડાવનાર કોણ છે ! વળી ચદ્રિકાનો ખુલાસો પણ તમારા અતઃકરણુનેજ પૂછી જુઓ " પ્રમાદના અપમાનયુક્ત અને અમત્ય વચનોથી ગુસ્સે થતા સુલભે કહ્યુ

" વાહ ! પોતે ગુન્હો કર્યો છે તે છુપાવવા આતો બધુ તમારાપરજ ઢોળતો દેખાય છે ! પ્રમાદભાઇ ! " શાત બેઠેલો અજબ વચમા બોલ્યો

" હા શા માટે ન ઢોળે ! ચોરી કરે અને ચોર પાછો કોટવાળનેજ દડે ! ધન્ય છે ! તમારી સલુકાઇ અને મિત્રતા ! સુલભભાઇ ! તને આવા પ્રપચો ચલાવવાનુ સ્થળ મિત્રના ઘર સિવાય અન્ય મળ્યુજ નહી ! યાદ રાખજે કે આનુ પરિણામ મહા વિપરીત આવશે, મૃદુ ક્યા ગયો છે તેની મને ખબર પડી છે અને તેની પાછળ બે માણસો મોકલી દીધા છે, પરતુ ચદ્રિકાનું તહોમત તારે શીર ઝઝુમે છે જો ચાર કલાકમા તેને લાવી હાજર નહી કરે તો તારૂ ધડ અને શીર જુદા થયેલાજ સમજજે પ્રમાદના પ્રકોપ આગળ બચવુ ઘણુજ મુશ્કીલ છે " પ્રમાદે સુલભને દમ દેતા કહ્યુ

" દુષ્ટ ! લઘુ બધુની લતિકા પર કુદષ્ટિ કરનાર કુલાગાર ! તુ મને શુ કરી શકવાનો છે ! તારા જેવા વિષયાધ અને દુરાચારી પુરુષો સત્યાગ્રહી સજ્જનો આગળ ઝખ મારે છે યાદ રાખજે કે મારૂ ધડ અને શીર જુદા થતા પહેલા તુ એવી સ્થિતિમા ન મુકાઇ જાય ! આ મુફલેસ ડોટકર પણ તારી સગતમા રહી તારા કુકર્મોના

ગીદાર થયો હોય એમ જણાય છે સુલભને હાથે તમારી કેવી ભયકર સ્થિતિ થશે, તમારા પાપકર્મોની કેવી શિક્ષા થશે તે હવે માલમ પડશે. હુ જાણતો હતો કે તુ સમજીશ અને મૃદુ સાથેનો મિથ્યા વિવાદ ભૂલી જઇ તુ તેને પાછો શરણમા રાખીશ, પણ નહીં; તારા જેવા પત્થરની પાસે એ આશા રાખવી કેવળ નિરર્થક છે. તારો મદ, તારો ગર્વ, તારી નિર્દયતા અને તારી અધમતા, યાદ રાખજે તને અને આ તારા દુષ્ટ સોમતીને ભારે થઇ પડશે, અને તેના કડવા ફળ તમારે બન્નેને ચાખવા પડશે " સુલભ ગુસ્સાના આવેશમા બોલ્યો જતો હતો તેનુ લોહી તપી ગયુ હતુ અને તેના નેત્રો ક્રોધથી લાલચોળ થઇ ગયાં હતા તેની મુખાકૃતિ ભયકર લાગતી હતી અને તે તેની સામે બેઠેલા પાપીઓને ડરાવતી હતી

પ્રમાદ અને અજબ ગભરાવા લાગ્યા, ખરા પરતુ એમ સહજમા છેક નાહિમત થઇ જાય તેવા નહોતા પ્રમાદે ગભીર મુખ મુદ્રા કરી સુલભને કહ્યુ " સુલભ ! તારી જીભ પણ આટલી બધી ચાલે છે અને તારામા આટલુ બધુ શૂરાતન છે એ મે આજેજ જાણ્યુ. પણ આ બકવાટ તુ કોની આગળ કરે છે તેનો કાઇ તને ખ્યાલ છે! મારી સત્તા અને સામર્થ્યનો કાઇ વિચાર આવે છે! તારૂ સામર્થ્ય કદાચ તારી વાકચાતુર્યતામા સમાયલુ હશે પણ મારા બાહુ બળ આગળ અને આ ચમકતી સમશેર આગળ તે લેશ પણ ટકી શકે તેમ નથી સમજ્યો ! તારા પિતાના સમયના તારા દિવસો યાદ કર ! તારાપર અમારા કુટુબના કેટલા અને કેવા પ્રકારના ઉપકારો થયા છે તેનો જરા વિચાર કર નાદાન ! જા સીધો સીધો ચાલ્યો જા અને ચદ્રિકાને લાવી હાજર કર નહીં તો તારા બૂરા હાલ થયા સમજજે "

" ચૂપ કર, શયતાન ! ચમકતી સમશેરનો ડોળ બતાવતો બંધ કર સુલભની પવિત્ર ગરદન પર તે કદી પણ ફરી શકવાની નથી અરે ! તેને અડકતા પહેલા તેના ટુકડે ટુકડા થઇ જશે યા તો તારી પોતાની ગરદન પરજ ફરી વળશે પ્રમાદ ! ના ચઢી જા તારા બાહુબળના મિથ્યા ગુમાનમા ! એ બળ–એ સામર્થ્ય–સત્યાગૃહીના સત્ય આગળ નાબુદ થઇ જશે ચંદ્રિકાને ગુમ કરી તેને તારી પાસે લાવી હાજર કરવાનુ તુ મને ફરમાન કરે છે ! પાપી ! તારો સ્વાર્થ સાધવા તું ગમે ત્યા તેનુ બળિદાન આપી તે પાપનો ઘડો મારે માથે ઢોળવા માગે છે ! શરમ છે ! ધિક્કાર છે ! કુલાગાર ! ભાઇ અને બહેનને રખડતા કરી તુ શુ એમ ધારે છે કે લતિકાનો પ્રેમ સપાદન કરીશ ! કિંચિત્ માત્ર પણ તે આશા રાખતો નહીં જ્યા સુધી આ દેહમા પ્રાણ છે અને મારો વ્હાલો મિત્ર મૃદુ હયાત છે ત્યા સુધી લતિકા તેનીજ છે અને તેનીજ રહેશે લતિકાનુ દાન પાત્ર હશે તેજ લઇ શકશે તારા જેવા અપાત્ર અને વિષયલપટને તો જુતીઆનો મારજ પડશે છેવટમા હુ તને અને આ તારા નિમકહરામી કૂતરા અજબને ફરમાવુ છુ કે ચંદ્રિકા ક્યા છે તે બતાવ નહીંતો આ બોલતી બંદુકને માન આપવા થઇ જાઓ બન્ને તૈયાર" ગજવામાં છુપાવેલી રિવોલ્વર બહાર કાઢતો સુનભ ગર્જી ઉઠયો

રિવોલ્વરના દર્શન થતાજ અજમ ગભરાઇ ગયો અને એ સ્થાનેથી પલાયન કરવાનો માર્ગ શોધવા લાગ્યો અજબ પાષાણ હૃદયનો હતો અને ઝેરી દવાઓની સત્તાથી તે ખૂન કરતા પણ ચુકે તેમ નહોતો પરંતુ અસ્ત્ર શસ્ત્રની સામે થવાની તેનામાં હિમત નહોતી. સુલભનું વિકળ સ્વરૂપ અને તેના હસ્તમાં ખડી રહેલી રિવોલ્વર

જોતાં તેનાં હાંઝા ગગડી ગયાં તે ઘડીમાં પ્રમાદ સામુ તો ઘડીમા સુલભ સામુ નજર નાખતો ધ્રુજવા લાગ્યો

પ્રમાદ નિડર અને સાહસી હતો પરતુ તે સુલભ ના અકૃત્રિમ તેજથી અજાતો હતો તેને રિવોલ્વર તાકી સામે ઉભેલો જોતાં તે સ્તબ્ધ બની ગયો હતો.

આ ઉભયમિત્રોની હાસ્યજનક સ્થિતિ નિહાળતાં સુલભના મનમા કાઇક આશાના અંકુરો સ્ફુર્યા તેને લાગ્યુ કે દમ દેવાથી તેઓ કદાચ ચદ્રિકાનો પત્તો આપશે તેણે ફરીથી ચદ્રિકાને બતાવવા ના મરણને શરણ થવા તેમને ફરમાવ્યુ હજી પણ પ્રમાદ સ્તબ્ધ થઇ ઉભોજ રહ્યો હતો અને જેમ જેમ તે વધુ વખત એ સ્થિતિમા રહ્યો તેમ તેમ સુલભના હૃદયમા સ્થપાયેલા આશાકુરો વૃદ્ધિગત થવા લાગ્યાં. પરિણામે તેનુ ઝનુન ઉતરવા લાગ્યુ અને તેનુ ચિત્ત પણ રિવોલ્વર તરફથી અન્ય વિચારોમાં રોકાયુ

સુલભની આ સ્થિતિ પ્રમાદ તાત્કાળિક કળી ગયો તે ઓચિંતો સુલભ તરફ ધસ્યો ઝડપ મારી તેણે તેના હાથમાથી રિવોલ્વર ઝુટાવી લીધી

ડાક્ટર અજબ આ સમય પોતાના બચાવનો યોગ્ય ધારી ત્યાથી પોબારા ગણી ગયો.

સુલભ નિ શસ્ત્ર થતા પ્રમાદ આનદાવેશમા આવી ગયો સુલભને ધિકારતો તે તેના પ્રત્યે કટાક્ષ કરવા લાગ્યો " કયા ગયા તારી બંદુકના બહાર ! ક્યાં ગયુ તારૂ સામર્થ્ય અને ચદ્રિકાને બતાવવાનુ ફરમાન ! સિહ જોડે બાથ ભીડતા જરા પણ ડર્યો નહીં ! ચાલ, થઇજા હોશીઆર અને બની જા આ તારીજ બંદુકનો શીકાર,

સભાર તારા મૃદુને અને યમદ્વારમાં જઇ ત્યાથી મોકલજે તેની પ્રિય લતિકાને

" પ્રમાદ ! શુ તુ એમ સમજે છે કે શસ્ત્ર હીન થયેલો સુલભ તારાથી ડરી જશે ! મોતથી ગભરાશે ! નહી કદીજ નહી જ્યાં સુધી આ દેહમા પ્રાણ છે ત્યા સુધી તો તારા જેવા નરાધમથી સુલભ લેશ પણ ડરશે નહી-પોતાનુ શૌર્ય તજશે નહી મિત્ર માટે કદાચ પ્રાણનુ બળીદાન અપાય તો તેથી મુજ મનુષ્ય દેહ કૃતાર્થ થયેલો હુ માનીશ, પણ મૃત્યુથી-તારા જેવા અધમની ધમકીથી ડરી-હિચકારો થઇ મારી મિત્ર પ્રત્યેની ફરજમા કદી પણ પાછો હઠીશ નહી હુ મરીશ તો સ્વર્ગમાથી પણ તારા પાપોની પ્રતીક્ષા કરતો રહીશ અને મારા સુહૃદ મૃદુને તેની લતિકા સ્વર્ગમાથી પણ લાવી આપીશ અને તને-ઓ નીચ ? હાથ ઘસતોજ રાખીશ "

" બસ કર શયતાન ! તારી લાંબી જીભને વધારે યમસદનમા વહેલો સીધાવવા તૈયાર ન થા ! અદ્યાપિ મે તને જીવતો રાખ્યો છે એ માત્ર મારી દયાને લીધેજ છે " પ્રમાદે કહ્યુ

" દયા ' કોની દયા ! તારા જેવા નર પિશાચના હૃદયમા દયાનો વાસ થવો, અરે ! તેનો અકુર માત્ર ફુટવો સ્પપ્નવત્ છે છતા જો તુ દયા બતાવતો હોય તે દયાની મને લેશ પણ જરૂર કે ' પરવાહ નથી તારી દયા મેળવી જીવિતદાન યાચવા કરતા પ્રભુના શરણમા જવુ એ હું વધારે ઉચિત ગણુ છુ પોતાના ભાઇ પ્રત્યે જે નિષ્ઠુર હૃદયમા દયા ઉત્પન્ન ન થઇ તે સ્વાર્થાંધ મારા પ્રત્યે દયા બતાવે એ સર્વદા અસભવિત છે. પ્રમાદ ! તુજ કપટવિદ્યા-શીખ્યો છે અને અન્ય સર્વ તારી કપટજાળમા ફસાનારજ છે એવુ

મિથ્યાભિમાન રાખવામાં તું મોટી ભૂલ કરે છે પ્રથમ તો હુંજ તને કહું છુ કે તારાથી મારો એક વાળ પણ વાંકો થઇ શકનાર નથી અને યાદ રાખજે કે જે દયા તુ મને બતાવવા આવ્યો છે તે દયા તારેજ મારી પાસે યાચવી ન પડે "

" મોતને બારણે બેઠો છે છતાં આટલુ ગુમાન! તો લે તુ પણ તારા કર્મનુ ફળ લેતો જા " આટલુ કહેતાંજ પ્રમાદે હાથ-માની રિવોલ્વરનો ઘોડો દબાવ્યો પણ અફસોસ! બહાર ખાલી ગયો સુલભે રિવોલ્વર ભરીને તૈયાર રાખીજ નહોતી માત્ર દમ દેવાના ઇરાદાથી તેણે તે ખાલીજ પોતાની પાસે રાખી હતી. પ્રમાદને તે હાથમા આવ્યા છતાં પણ સમજાયુ નહી,

રિવોલ્વરનો ખાલી બહાર થયેલો જોઇ તથા સુલભને પોતાની સામું હસતો ઉભેલો જોઇ પ્રમાદ ઘણો ઉશ્કેરાઇ ગયો તે એકદમ મ્યાનમાથી સમશેર કાઢી સુલભ તરફ ધસ્યો પરતુ તે ઘા કરે તે પહેલા સુલભ ત્યાથી છટકી ગયો

પ્રમાદ નિરાશ થઇ ગમગીન ચ્હેરે તરવાર મ્યાન કરી વિચારસાગરમા ગોથા ખાતો ખાતો વિરામાસનપર બેઠો

---

## પ્રકરણ ૮ મું.

### પુર્વવૃતાન્ત.

સુલભ પ્રમાદને ત્યાથી નીકળી તેના ઘર પ્રતિ ચાલ્યો ગયો. કનક તેની રાહ જોતી ઝરુખામાં ઉભી હતી દુરથી સુલભને પસીને રેબઝેબ અને ગભરાયલો આવતો જાઇ તેને અશુભ સમાચારના ચિન્હોનું દિગ્દર્શન થયુ આતુર વદને તે સુલભને લેવા દ્વારપર આવી એટલ

લાલાજ સુલભ ત્યાં આવી પહોંચ્યો નિરાશાના અને ભયના ચિન્હો તેના મુખપર સ્પષ્ટ માલૂમ પડતા હતા તરતજ એક ગુપ્ત ઓરડામા જઇ પતિ પત્નિ ભવિષ્યનો વિચાર કરતા બેઠા. સુલભે પ્રમાદ સાથે થયેલી તકરાર અને તેના પરિણામે પોતે જીવ બચાવી કેવી રીતે નાશી આવ્યો તે સમાચાર કનકને કહ્યા. ડૉક્ટર અજબ પ્રમાદનો મદદગાર થયો છે અને એ દુષ્ટોએ મૃદુની પાછળ માણસો મોકલ્યા છે તે હકીકત પણ તેણે જણાવી વળી ચંદ્રિકાનો કાંઇ પત્તો નથી અને તેની તાત્કાલિક તપાસ કરવાની આવશ્યકતા જણાવી સુલભે કનકને તે કાર્ય હાથ પર લેવા આજ્ઞા કરી અને પોતે મૃદુનો બચાવ કરવા નીકળી પડવાનો નિશ્ચય કર્યો.

વાંચક ! સુલભ કોણ હતો ? પ્રમાદના કુટુંબ તરફથી તેનાપર શુ ઉપકારો થયા હતા ? ઇત્યાદિ પ્રશ્નો તારા મનમા ઉદ્દભવી રહ્યા હશે માટે હવે એ બાબત વિશેષ અંધકારમાં ન રાખતા આ સ્થળેજ તેનુ ટુંકમા વર્ણન કરીશુ

સુલભનો જન્મ રાજનગરમાંજ એક ઉચ્ચ કુટુંબમાં થયો હતો તેનુ વય આ સમયે લગભગ છત્રીસેક વર્ષનુ હતુ તેનુ લગ્ન તેના જેવાજ ઉંચા કુળની કન્યાવેરે થયુ હતુ એ જેવો બાહોશ, દીર્ઘદષ્ટિવાળો, પરોપકારી અને ધૈર્યવાન હતો તેવીજ તેની પત્નિ પણ ધાર્મિક અને નૈતિક સદ્દગુણોનો ભંડાર હતી આથી નહીં કે માત્ર એ દંપતિનો સંસાર સુખી અને ઇર્ષાપાત્ર હતો પરંતુ તે બન્ને પ્રસંગોપાત એક બીજાના વિચારોને અનુમોદન આપી અનેક પ્રકારના પરોપકારીય અને ધાર્મિક કાર્યો બુદ્ધિપૂર્વક કરવા તત્પર થતા હતા.

સુલભના પિતા હરરાય ને રાજનગરની આ નવલકથાના રાજા જેસરીસિંહના પિતા સુજનસિંહના વખતમાં રાજ્યના અમાત્ય હતા પ્રસાદ તથા મદુના પિતા કુશલનસિંહ સાથે તેમને ગાઢી મિત્રતા હતી હરરાય જાતે ન્યાયી અને પરોપકાર વૃત્તિવાળો હોવાથી પ્રજાનો તેના પ્રતિ અનહદ પ્યાર હતો, તેમ રાજા સુજનસિંહ પણ તેને ઘણુજ મ્હાતા અને માન આપતા હતા. પ્રસંગોપાત હરરાયના કેટલાક ન્યાયી ઇન્સાફોથી તેમજ સંકટ સમયે રાજ્યને એમે આપેલી સમયસૂચક સુચનાઓથી ખુશ થઈ સુજનસિંહે તેને ભારે ઇનામો તથા જાગીરો આપી હતી, અને તેના પ્રતાપ વડે હાલ સુલભને આર્થિક ચિન્તા લેશ માત્ર પણ હતી નહીં.

આ પ્રમાણે ઘણો સમય હરરાયે રાજનગરમા રહી રાજા તથા પ્રજાની પ્રીતિ સંપાદન કરી સુખચેનમાં દિવસો વ્યતીત કર્યા, પરંતુ મનુષ્ય માત્રની એક સરખી દશા હમેશાં કાયમ રહેતી નથી ભાવિ ઘડીકમા રાયને રંક અને રંકને રાય બનાવી દે છે હરરાયની પણ પ્રારબ્ધ યોગે સ્થિતિ બદલાવા માંડી.

રાજા સુજનસિંહ બુદ્ધિશાળી, રાજ્યનિપુણ અને બાહોશ હતો પરંતુ તે સાથે તે અતિ વિલાસી અને વિષયી તેમજ મોટે ભાગે કાચા કાનનો હતો. આથી તે કોઇ કોઇ પ્રસંગે પાત્રાપાત્રનો વિચાર કર્યા વગર અનહદ ઉદારતા બતાવી દેતો અને પરિણામે સાહસનો ભોગ થઇ પડતો.

એક સમયે એવું બન્યું કે રાજા સુજનસિંહ પોતાની જન્મ-તિથિના ઉત્સવમાં દરબાર ભરી બેઠો હતો અને રાજ્યના વફાદાર નોકરોને યોગ્ય બક્ષીસો આપી રહ્યો હતો, એટલામાં એકાએક એક

નાયિકાએ ત્યા પ્રવેશ કર્યો ભરદરબારમાં એ લાવણ્યમયી નાયિકાના અચાનક આગમનથી દરેકનું લક્ષ તેના તરફ ખેચાયું રાજા સુજનસિંહ તેનું મનોહર અને અપ્રતિમ સૌદર્ય તથા તેની આકર્ષક મુખાકૃતિનું નિમેષરહિતઅવલોકન કરવા લાગ્યો એ સ્ત્રી કોણ હતી અને દરબારમાં તેનુ શા કારણથી આવવુ થયુ તે બાબત રાજાએ તેને પ્રશ્ન કરવા માડ્યા

રાજાના પ્રશ્નોના પ્રત્યુત્તરમા તે નાયિકાએ રાજાના ચરણમા શીશ નમાવી જણાવ્યુ "મહારાજ ! હું એક ઉચ્ચ કુળમા જન્મેલી કુમારિકા છુ અને મારૂ નામ કેદારી છે મારી માતા ગુજરી જવાથી હુ અને મારા પિતા જે ગામમા રહેતા હતા ત્યાથી નીકળી મારે માટે યોગ્ય પતિ મળી શકે એવે સ્થાને જતા હતા. રસ્તામા અમને કોઇ દુષ્ટોનો ભેટો થયો અને તેમણે અમારૂ સર્વસ્વ લૂટી લઇ, મારા પિતાનુ ખૂન કરી, મારૂ હરણ કર્યું કેટલોક સમય મારા સ્વર્ગસ્થ માત-પિતાનુ સ્મરણ કરતી અને મારા નિર્ભાગી જીવનને દોષ દેતી તે દુષ્ટોના સહવાસમા રહી તેમનો વિચાર મને કોઇ સ્થળે વેચી દઇ નાણા ઉપાર્જન કરવાનો હતો મને તેની ખબર પડતાં હું ગભરાવા લાગી અને ગમે તે કસાઇના હાથમા પડવા કરતા મારા દુ ખી જીવનનો અત આણવાનો મે વિચાર કર્યો. સમય જોઇ હું એ દુષ્ટોના આવાસમાથી નાઠી રખડતાં રખડતા કટાળી આત્મ હત્યા કરવા હું તૈયારી કરતી હતી એટલામા અચાનક કોઇ યોગી મહાત્માએ આવી મને આત્મઘાતનુ પાતક કરતા અટકાવી આત્મહત્યા એ મહા પાપ છે તેનું મને તે યોગીદ્વારા જ્ઞાન થયું અને મે તે વિચારનો ત્યાગ કર્યો ક્ષણભર આંખો મીંચી હુ શ્રી વિશ્વંભરનું ધ્યાન ધરવા લાગી; આંખ ઉઘાડી જોયું તો મને

આત્મહત્યા કરતી અટકાવનાર યોગી અદશ્ય થયેલા જણાયા એ સ્થાનની આસપાસ મે તે અતિશય શોધ કરી પરતુ તેમનો પત્તો લાગ્યો નહીં હુ નિરાશ થઇ, જીવન કેવી રીતે વ્યતીત કરવુ તેનો વિચાર કરવા લાગી છેવટે ઇશ્વર ભજનો ગાઇ શ્રદ્ધાળુજનો પાસેથી જે કાઇ મળે તે પર નિર્વાહ ચલાવવાનો મે નિશ્ચય કર્યો. સમય જતા સગીતનો અભ્યાસ વધારી રાજદરબારોમા મુજરો કરવાનુ મે શરૂ કર્યું અનેઅદ્યાપિ તેજ કર્યા કરૂ છુ આપ નામદારના પવિત્ર નગરમા આવતાં આપની જન્મતિથિના માગલિક ઉત્સવના સમાચાર મળ્યા અને એ શુભ પ્રસગે આપને તેમજ સર્વ સભાજનોને મારી સગીત કળાથી બનતો આનદ આપવાના ઉદ્દેશથી હુ આવી છુ. ”

કેદારીની કથા શ્રવણ કરતા સર્વ સભાજનો વિસ્મય પામ્યા અને તેના પ્રત્યે દયાની લાગણીથી જોવા લાગ્યા રાજા સુજનસિહ મુળથીજ તેનુ અપ્રતિમ સૌંદર્ય નિહાળી મોહમુગ્ધ થયો હતો અને તેમા તેની કરૂણાજનક કથા સાભળી એટલે તેના હૃદયમાં પ્રેમ અને અનુકપા ઉભયે વાસ કર્યો દિવાન હરરાય પણ કેદારીનો ઇતિહાસ સાભળી તે ગ પ્રત્યે દયા બતાવવા લાગ્યા અને કહ્યુ “ કેદારી આજના મહારાજની જન્મતિથિના માગલિક પ્રસગે તારૂ આવાગમન થયુ એ અમે શુભકર માનીએ છીએ, માટે કોઇ સારૂ બોધદાયક ગાયન સભળાવ મહારાજા તરફથી તારો યથાયોગ્ય સત્કાર થશે. ”

આજ્ઞા મળતાજ કેદારીએ વીણા હસ્તમા લઇ તેના સુર મેળવી, આલાપ સાથે ગાન શરૂ કર્યું

કાયા માયા કોઇકી નાહીં ભાઇ
સબ કહે અપની અપની,

સતજુગ મે હરિશ્ચંદ્ર ભયે રાજા, સત્યકી સત્ય કહી,
એક સત્યકે કારણે ઉને, કાયાકુ બેચ દઇ—સબ.
ત્રેતામે રાવણુ ભયે રાજા, કંચન કોટ સહી,
એક લક્ષ પુત્ર સવાલક્ષ હાથી, વાકો લકડી નાહી મીલી—સબ
પ્રાણવાયુ જલ ઉડ ગયા તનસે, માયાભી મીટ ગઇ,
ઇસ દુનિયામે વો નર ભૂલા, જીને કાયાકુ અપની કહી—સબ.

કેદારીએ ઉપરા ઉપરી આલાપ મારી આખો દરબાર ગજાવી મુકયો. સર્વ કોઇ વાહ વાહ પોકારવા લાગ્યા અહાહા ! શુ તેનો મધુર કંઠ અને ગાવાની છટા ! રાજા સુજનસિંહ તો તેના પર કેવળ આફરીન થઇ ગયો કેદારીના મોહ બાણુ તેમ કટાક્ષોએ અને નેત્ર બાણોએ તેને વિહ્વળ બનાવી મુકયો.

ઉપરોક્ત ગાયન પુરૂ થતાં રાજા સુજનસિંહે કેદારીને કોઇ શૃંગારિક ચીજ લલકારવાની આજ્ઞા કરી. રાજાનો મનોભાવ ચાલાક કેદારી સમજી ગઇ અને તેણે તેને રૂચતા રૂપમાં આલાપ મારી ગાણું પાછુ શરૂ કર્યું

" લાગી લાગી નજરીયા, મોહે લાગી કટરીઆં, મોહે લાગી.
લાગી લાગી કટરીઆ, મોહે લાગી, પહેલુ મે પરેશાની–
જુલ્ફોકી દેખ લટક સરપેચકી દેખ સટક,
જાગી જાગી ઇશ્કોકી અગન જાગી, લગનવા મોહે લાગી.
નહી કિનારા ઇશ્કકે દરિયાકા કોઇને કીયા,
પર સહારા સિર્ફ તેરી વસ્મ કીસીકા દીયા
કયુ ગુજારા હો કે દિલ ભુલભુન પડા મજ ધારમે,
અય સમજતુ નાખુદા બન જાય ઉતરૂ પારમે,
દિલબરીયા, સાજનીયા મોહનીયાં ........ .. . તેરી લાગી.

"વાહ વાહ ! વાહ વાહ ! આફ્રીન ! કેદારી ! આફ્રીન !" ઇત્યાદિ પ્રશંસક શબ્દોનું રાજા સુજનસિંહ ઉચ્ચારણ કરવા લાગ્યો જેમ જેમ તે મોહવશ થઇ ઉશ્કેરાવા લાગ્યો તેમ તેમ એક બાજુપર હરરાયને ચિન્તા થવા લાગી અને બીજી બાજુએ કેદારી વધુ તાન પર આવી નેત્રબાણોથી રાજાને વિંધવા લાગી મદુરાક્ષીના પ્રેમ બાણોથી રાજા ઘવાયો તે ક્યાં છે અને શું બોલે છે તેનું પણ તેને પુરૂ ભાન રહ્યું હી. કામાવેશમાજ તે બોલી ઉઠયો "માગ. માંગ, કેદારી ! આ સમયે તુ જે માગે તે આપવા તૈયાર છુ"

રાજાના આ ઉદ્‌ગારોથી સકળ સભા આશ્ચર્યચકિત થઇ હરરાય મનમાં ઘણો મુઝાવા લાગ્યો તે જાણતો હતો કે રાજા વિષયી છે અને કેદારીને જોઇ કામાંધ બન્યો છે જો કેદારી કાંઇ અયોગ્ય માગણી કરશે તો મહા વિટંબણા આવી પડશે તેને અમુક રકમ આપી વિદાય ન કરતા ગાવા બેસાડી તેથી તેને પસ્તાવો થવા લાગ્યો

કેદારી શુ માગે છે તે જાણવા સર્વ સભાજનો ઉત્સુક થઇ રહ્યા હતા, એટલામાજ વીણા બાજુપર મુકી, મહારાજા સમક્ષ મસ્તક ઝુકાવી, કેદારીએ પોતાની ઇચ્છા જાહેર કરી "નેકનામ, કદરદાન મહારાજ ! આપે મુજ કિંકરીએ કિંચિત્ અભ્યાસથી પ્રાપ્ત કરેલા સંગીતના જ્ઞાનથી પ્રસન્ન થઇ જે ઉદારતા બતાવી છે અને માન આપ્યું છે તેને માટે હું લાયક નથી, છતા ગર્વિષ્ટ બની આપની ઉદારતાનો તેમજ આપના આશ્રયનો અનાદર કરવો એ પણ ઉચિત નથી. ઇશ્વર કૃપાથી આજ બે ત્રણ વર્ષથી સંગીતના ધંધામાં મે પુરતું દ્રવ્ય સંપાદન કર્યુ છે એટલે દ્રવ્યોપાર્જનની મને હવે લાલુતા રહી નથી. મને જે દુ:ખ છે તે માત્ર એટલુંજ છે કે "આટલું

બોલી તે જાણે લજ્જાસ્પદ થઇ હોય તેમજ કાંઇ ડરતી હોય એવો દેખાવ કરી નીચુ જોઇ રહી પરંતુ સુજનસિંહ તરફથી તેની જે ઇચ્છા હોય તે સંકોચરહિત જાહેર કરવાનો આગ્રહ થતા તેણે આગળ ચલાવ્યુ " આપ નામદાર જાણો છો કે મારા પિતા મને કોઇ લાયક પતિને અર્પણ કરવા નીકળ્યા હતા દુર્ભાગ્યે તેમની ધારણા સફળ થતાં અગાઉ તેમને અચાનક મૃત્યુને વશ થવુ પડયુ યોગ્ય પતિના અભાવે મારે અદ્યાપિ કામાર્વાવસ્થામાંજ મારૂ જીવન વ્યતિત કરવુ પડે છે આપનો મારી જે કાંઇ મન કામના હોય તે તૃપ્ત કરવાનો સતત્ આગ્રહ જોતા હુ મને મહદ્ભાગ્યશાળી માનુ છુ અને પ્રભુએ મુજ દુ ખીની દાદ સાંભળીનેજ મને આપની સમક્ષ મોકલી હોય એમ લાગે છે માટે જો આપ મારાપર ન પ્રસન્ન થયા હો અને આપનુ વચન પાળતા હો તો અન્ય કાંઇ નહીં પરંતુ આપની અર્ધાંગના થવાની અને તે સાથે પટરાણીપદ પ્રાપ્ત કરવાની કિંકરી આકાંક્ષા રાખે છે "

કેદારીની આ વિચિત્ર માગણી સાંભળી સકળ સભા આશ્ચર્ય પામી હરરાય તો દીડમુઢ્જ બની ગયો તેની અયોગ્ય માગણીનો ઇન્કાર કરી તેને જોઇએ તો બીજી કોઇ માગણી કરવાનુ કહેવા તેણે રાજાને વિનતી કરી પરંતુ મદનના તીવ્ર બાણોથી ભેદાયલા અને કેદારીના અલૌકીક લાવણ્યથી મોહાંધ બનેલા રાજાએ હરરાયની સલાહ પ્રત્યે દુર્લક્ષ બતાવ્યુ

રાજા સુજનસિંહને મહારાણી વિજયા પ્રતિ નિ સીમ પ્યાર હતો અને તેથી તે કેદારીની પટરાણીપદ પ્રાપ્ત કરવાની ઇચ્છા માન્ય નહીં કરે એવુ સભાજનો ધારવા લાગ્યા પરંતુ કેદારીના કટાક્ષ બાણોથી ઘાયલ થતા વિચારશૂન્ય થઇ ગયેલા રાજાએ ભવિષ્યનો કે

રાણી વિજયાનો લેશ પણ વિચાર કર્યા વગર કેદારીની અન્તે માગણીઓનો સ્વીકાર કરી તેને માનસહિત અત પુરમા લઇ જવાની આજ્ઞા કરી

સુજનસિંહ જેવા બુદ્ધિશાળી રાજાની આજ્ઞા સાભળતાજ આખી સભા આશ્ચર્યચકિત થઇ કેદારી પ્રત્યે સૌ ધિક્કારની દૃષ્ટિએ જોતા વિસર્જન થયા હરરાયે તથા તેના મિત્ર કુલીનસિંહે રાજાને ઘણુ સમજાવ્યો કે " એક રખડતી રખડતી આવી ચઢેલી સ્ત્રીના ઉપર મોહિત થઇ મહાપવિત્ર રાણી વિજયાદેવીને સ્થાનભ્રષ્ટ કરવાથી ભવિષ્યમા પરિણામ વિપરીત આવશે " પરતુ સુજનસિંહને તેની લેશ પણ અસર થઇ નહીં હરરાય તથા કુલીનસિંહના સર્વ પ્રયાસો નિષ્ફળ ગયા સુજનસિંહનુ લક્ષ્યબિંદુ તત્સમયે કેદારી હતી એટલે તે સારામારનો યત્કિંચિત્ પણ વિચાર કરી શકયો નહિ કારભારી તેમજ રાણી વિજયાની અવગણના કરી તે નવી રાણી કેદારી સાથે વિલાસ ભોગમા આનદ માનવા લાગ્યો વિજયાએ ઘણુ કલ્પાંત કર્યું, રાજાને ઘણા ઘણા પ્રકારે વિનવ્યો પણ તે સર્વ નિરર્થક ગયુ હરરાય અને કુલીનસિંહના આધારે વિજયાએ દુખી દિવસો વ્યતીત કરવા માડ્યા.

દિન પ્રતિદિન રાજા કેદારીના મોહમા એટલો મુગ્ધ થઇ ગયો કે રાજ કાર્યમા લક્ષ આપવાનુ પણ તેણે છોડી દીધુ રાત્રિદિવસ કેદારીના મહેલે પડી રહી વિલાસ ભોગવવામાજ તે તલ્લીન થતો ગયો.

રાજાની બેદરકારીથી પ્રજા ઉશ્કેરાવા લાગી અને જો ચતુર દિવાન હરરાય ન હોત તો પ્રજામાં હાહાકાર વર્તી બડ ઉઠયા વગર પણ રહેત નહીં હરરાય અવરનવર કેદારીના મહેલે જઇ રાજકાર્ય પ્રત્યે દુર્લક્ષ બતાવી એશઆરામમા પડી રહેવાથી તારાજ થયેલાં

અનેકાનેક રાજ્યો તથા રાજાઓનાં દષ્ટાંતો આપી સુજનસિંહને ચેતવણી આપતો હતો પરંતુ સુજનસિંહના મોહાંધ થયેલા મનપર તેની કિંચિત્ પણ અસર થતી નહીં

રાજા સુજનસિંહ કેદારીના પ્રેમપાશમાં આટલો લુબ્ધ થયેલો હતો અને કેદારીએ તેનાપર પોતાની સંપૂર્ણ સત્તા બેસાડી દીધી હતી છતાં કેદારી નિર્ભય નહોતી તે જાણતી હતી કે જ્યાં સુધી હરરાય અને વિજયા હયાત છે ત્યાં સુધી તે પટરાણીપદ સુખે ભોગવી શકશે નહીં સમય જતાં એ બન્ને સુજનસિંહને સમજાવી હાથપર લેશે અને પરિણામે પોતાની મહા માઠી દશા થશે એવો તેને ભય રહેતો હતો એ ભયમાંથી મુક્ત થવાને ઉપાયો યોજી રહી હતી

બહારથી રૂપાળી પણ અંદરની હળાહળ વિષની કટારીરૂપ કેદારી પોતાના મનોરથ પૂર્ણ કરવા અનેક પ્રપંચો ગોઠવતી હતી અને વિજયાનું કાસલ કાઢવામાં તે ફતેહમંદ પણ થઇ વિજયાની એક દાસીને દ્રવ્યતોથી લનચાવી તેણે હાથપર લીધી અને સમય સાધી તેની મારફત વિજયાને વિષ આપી તેના પ્રાણનો નાશ કર્યો.

રાણી વિજયાના અચાનક થયેલા મૃત્યુની ઘણી તપાસ કરવામાં આવી પરંતુ ખૂની પકડાયો નહીં સર્વેએ સ્વાભાવિક એવું અનુમાન કર્યું કે રાજા સુજનસિંહ તરફથી તેનો ત્યાગ થયેલો હોવાથી તેણે પોતેજ વિષપાન કરી આત્મહત્યા કરેલી હોવી જોઇએ માત્ર હરરાય અને કુલીનસિંહ એ માન્યતાની વિરૂદ્ધ હતા તેમને કેદારી ઉપરજ શક હતો. રાણી વિજયાના તે બન્ને સહાયક હતા અને તેના ગુણ, અવગુણ અને કાર્યથી માહિતગાર હતા એટલે રાણી આત્મહત્યા કરે તો તે તેમનાથી ગુપ્ત રહે એ સર્વથા અસંભવિત હતું

વિજયાના મૃત્યુબાદ હરરાય તથા કુશીનાસહ કેદારીના વર્તન ઉપર ચોકસ નજર રાખવા લાગ્યા કેદારીએ દરબારમા જે તેનું પૂર્વવૃત્તાન્ત કહ્યું હતુ તે કેવળ અસત્ય હોવાનુ તેમણે અનુમાન કર્યું હતુ અને તેનો ખરો ઇતિહાસ શોધી કાઢવા તે પ્રયાસ કરી રહ્યા હતા

સમય જતા રાણી વિજયાના મૃત્યુનો રાજમહાલયમા તથા પ્રજામાં ફેલાએલો શોક ઓછો થયો કેદારીએ પણ અનહદ શોકનો ડોળ કર્યો હતો, પરતુ એ પાખડી સ્ત્રીનો કૃત્રિમ શોક તેને ઓળખનારા સ્પષ્ટ જોઇ શકતા હતા એક કટક દૂર થતાં બીજાને દૂર કરવાની યુક્તિઓ રચવામા તે અહર્નિશ મશગુલ રહેવા લાગી સદ્‌ભાગ્યે કુલીનસિંહ હરરાયનો મળતીઓ છે તે તેની જાણ બહાર હતુ નહીંતો હરરાય સાથે કુમીનસિહનો પણ વિચાર કરવાનુ તે ચુકત નહીં

હરરાય સુજનસિહને વારવાર કેદારીને મહેલે પડી ન રહેવા સૂચના કરતો હતો તેમ કેદારીને માટે અમુક શકાઓ પણ તે પ્રસગોપાત પ્રદર્શિત કરતો હતો જો કે તેનું કહેવુ અક્ષરશ સત્ય હતુ અને તે રાજાના હિત માટે હતુ, છતા રાજા તેનુ ખરૂ રહસ્ય ન સમજતા કોઈક વખત હરરાયને ગાડો ગણી કાઢતો તો કોઇકવાર તેને માટે પોતેજ ખોટી શકા કરતો કે "કેદારીનુ અસાધારણુ સૌદર્ય નિહાળી હરરાય તેના પર મોહિત થયેલો હોવો જોઇએ અને તેથીજ તે તેના પ્રત્યે મારો અભાવ ઉત્પન્ન કરવા પ્રયત્ન કરતો લાગે છે" વળી હરરાય જેવા સુશીલ અને પવિત્ર પુરૂષને માટે આવી અધમ શકાને પોતાના હૃદયમા સ્થાન આપવા માટે તે મનમા પસ્તાતો પણ હતો અને કેદારી પ્રત્યેના કોઇ કુદરતી અભાવ વા દ્વેષને લીધે

હરરાય તેની નિંદા કરતો હશે એવુ અનુમાન કરતો. ચતદબ કે કેદારી એક સાધ્વી સતી અને પતિપરાયણ સ્ત્રી છે અને હરરાય નાહક તેના પ્રતિ અભાવ દર્શાવે છે એવુ તેના મનપર ઠસ્યુ હતુ

રાજ્યને માટે તેમ ખુદ રાજાની જીંદગી માટે હરરાયને રાત્રિ દિવસ ચિન્તા થયા કરતી હતી પણ સુજનસિંહના મોહાંધપણા આગળ અને કેદારીના પ્રપંચ આગળ તે લાચાર થઇ ગયો હતો. આટલુ છતા તે એક નિષ્ઠાથી અને વફાદારીથી રાજ્યનુ કાર્ય કર્યો જતો હતા અને પ્રજામા કોઇપણ પ્રકારે અશાંતિ ન થાય તે માટે પુરતી કાળજી રાખતો હતો આવા વફાદાર અને સત્યાગ્રહી પુરૂષોને પ્રભુના દરબારમા અને તો વિજય અને ન્યાય મળે છે, પણ સંસારમા તે ખરી કસોટીએ ચઢે છે

કેદારીના પગલા રાજનગરમા થયા ત્યારથીજ હરરાયને પુર્વ જન્મના દોષોનુ નિર્માણ થયેલુ પ્રાયશ્ચિત ભોગવવાનો આરંભ થયો હતો, તેનુ ભાવિચક્ર તેનાપર કોપતુ જણાતુ હતુ તેનુ પ્રફુલિત વદન નિત્યે દિવસે કરમાતુ જતુ હતુ કેઈ મહાન આપત્તિનુ દિગ્દર્શન તેને વારવાર થયા કરતુ હતુ

એક સમયે તે રાજ્યના કાર્યમા રોકાએલો હતો ત્યા એકાએક કેદારીના મહેલેથી રાજા સુજનસિંહનુ તેડુ આવ્યુ અચાનક રાજાએ તેને બોલાવેલો હોવાથી તેને આશ્ચર્ય લાગ્યુ, અને તે આત્મગત વિચાર કરવા લાગ્યો "એવુ તે શુ મહત્વનુ કાર્ય આવી પડયુ હશે કે વગર વિલંબે કેદારીને મહેલે હાજર થવાની રાજાએ આજ્ઞા કરી હશે ! શુ ત્યાં કાઇ તોફાન જાગ્યુ હશે ? ×××પણ એવુ થવાનુ કાઇ કારણ બન્યુ નથી ત્યારે શુ કેદારીએ મારે માટે રાજાના કાન ભભેરી વિજયાના જેવી મારી પણ સ્થિતિ કરવાનો કાઇ પ્રપંચ તો નહીં

-રચ્યો હોય !" આમ વિચાર કરતો અને શંકાશીલ થતો હરરાય કેદારીને મ્હેલે જવા નીકળ્યો.

મ્હેલે મહોચતાજ રાજા તથા કેદારી ગમગીન ચ્હેરે, વિચાર-ગ્રસ્ત સ્થિતિમાં બિરાજેલા તેની દૃષ્ટિએ પડયા. તેમની આગળ મસ્તક નમાવી હરરાય રાજાની રાહ જોતો ઉભો રહ્યો. રાજા તરફથી બિલકુલ આવકાર નહીં મળતાજ હરરાયની શંકા દૃઢ થવા માંડી. તેના પૂર્વજન્મનું કોઇ પાપ તે ક્ષણે તેનાપર વૈર લેવા તૈયાર થઇ રહ્યું હોય એવો તેને ભાસ થયો. ક્ષણભર મૌન્ય રહી, વિચાર કરી તેણે રાજાને એકાએક તેને કેમ બોલાવવો પડયો તે બાબત નમ્રતાથી પ્રશ્ન કર્યો.

રાજા સુજનસિંહ જરા વિચાર કરી કેદારીને ત્યાંથી બીજા ઓરડામાં જવાની આજ્ઞા કરી અને હરરાયને પોતાની પાસે બેસાડી કહેવા લાગ્યો. " પ્રધાનજી ! તમે જાણો છો કે કેટલોક સમય થયા રાજ્યનો તમામ બોજો, તમામ સત્તા અને તમામ જવાબદારી મેં તમારે શીર નાખી છે અને તમે મારૂં લૂણ ખાતા હોવાથી એ સત્તાનો સદુપયોગ કરી, રાજયને આબાદ રાખી નિમકહરામ ન થતાં નિમકહલાલ થવું જોઇએ. અદ્યાપિપર્યંત હું તમારાપર સંપુર્ણ વિશ્વાસ રાખી કામ કરતો હતો અને તમે સદાચારી ન્યાયી અને પ્રમાણિક છો એવું હું માનતો હતો, પરંતુ હવે તમારી વર્તણુકમાં ઘણો ફેર ફાર થયેલો મારી નજરે પડે છે. રાજ્ય સૈન્ય પ્રત્યે તમે બિલકુલ લક્ષ આપતા નથી અને સૈન્યને નામે રાજ્યમાંથી ભારે રકમો તમે ઉચાપત કરી ગયા છો. વળી કેદારીની પણ તમે પાછળ પડી રહ્યા છો અને ન્હાયતો દ્વેષથી કે અન્ય કોઇ કારણને લીધે તમે તેનો પ્રાણ લેવાની પણ યુકિતઓ રચી રહ્યા છો. તમારા જેવા અમાત્યના

આવા અધમ વર્તનનો મને સ્વપ્નમા પણ ખ્યાલ નહોતો તમા- રામા અદ્યાપિપર્યંત વિશ્વાસ મુકવામા કરેલી ભૂલ હવે મને માલમ પડે છે આ પ્રમાણે અગાઉ મને ખોટુ ખરૂ સમજાવી રાજ્યમા તમે કોણ જાણે કેવાં કેવા કૃત્યો કર્યા હશે કેદારીની અનેક પ્રસગે તમે મારી આગળ નિદા કરી છે સારૂ થયુ કે તમારા કહેવા પ્રત્યે એ બાબતમા મે લક્ષજ આપ્યુ નહી તમારા દુર્વિચારોને અનુમોદન આપતો રહ્યો હોત તો આજે તમે તમારી પ્રપચજાળ કેટલી ફેલાવી દીધી હોત અને પરિણામ શુ નિપજ્યુ હોત તે કહી શકાતુ નથી તમારા જેવા રાજ્યરાણીનો ઘાત કરવા તૈયાર થનારને અને રાજ્યના નાણા ઉચાપત કરનારને દેહાત દડની શીક્ષા પણ ઘણી ઓછી છે, પરતુ તમારે માટે મારા હૃદયમા કાંઇ કુદરતી અનુકંપા ઉત્પન્ન થતી હોવાથી તમને શુ શિક્ષા કરવી તેનો હુ નિર્ણય કરી શકતો નથી હાલ તરત તો હુ તમને કારાગ્રહમાં રાખુ છુ અને વિચાર કરી બીજો યોગ્ય હુકમ કરીશ." ગભીર સ્વરે રાજાએ આટલુ કહી સિપાઇને બોલાવવા સાદ કર્યો અને હરરાયને કારાગ્રહમાં લઇ જવા તેમને આજ્ઞા કરી

રાજાની આજ્ઞા સાભળતાં સિપાઇઓ પણ મહદાશ્ચર્યમા ગરક થઈ ગયા અને તે આજ્ઞા અમલમાં મુકતા અચકાવા લાગ્યા.

રાજાજ્ઞા સાભળતાજ હરરાય દિડમૂઢ સરખો બની ગયો તેના પર હડહડતા અસત્ય આક્ષેપો મુકવામાં આવશે અને રાજા તેની તપાસ કર્યા વિના તેને શિક્ષા કરશે એવો સ્વપ્ને પણ તેને વિચાર ઉદ્‌ભવ્યો નહોતો ધૈર્યતાથી તેણે રાજાને ઉદ્દેશી કહ્યુ 'મહારાજ! આજ દિન પર્યંત જેનુ લુણ ખાધુ છે તેના હાથે થનાર મૃત્યુનો

મને ભય નથી, પરંતુ નિષ્કલંક હોવા છતા કલંકિત ગણાઇ મૃત્યુને સ્વીકાર કરતાં મારો આત્મા દુ ખી થાય છે કેવળ નિર્દોષ છુ મારા પર મુકાયેલા આરોપો તમામ બિનપાયાદાર અને બનાવટી છે રાજ્યની તેમજ આપની એક નિષ્ઠાથી અને વફાદારીથી સેવા બજાવવામાં મારા હિતાહિતનો મે કદી પણ વિચાર કર્યો નથી. રાણીજીનો ઘાત કરવાથી મને અંગત લાભ કાંઇ નથી અને કદાચિત હોય તો પણ એવુ દુષ્કૃત્ય કરી હરરાયે એના પવિત્ર હસ્તને કદી દૂષીત કર્યો નથી અને કરવાની કલ્પના માત્ર પણ કરી નથી છતા આપને એવી શકા છે અગર ખાત્રી છે તો તેમા આપનો દોષ કાઢતો નથી એ મારા પ્રારબ્ધનોજ દોષ છે જે દુ ખવા સુખ ભોગવવાનુ નિર્માણ થયુ છે તે ભોગવ્યા વિના છુટકોજ નથી એટલે તત્સબધી કેસ ન કરતા હું આપની આજ્ઞાને આધીન થવા તૈયાર છુ, પરંતુ મારા નિરાધાર પુત્ર પર અને તેની ગરીબડી માતા પર દયા બતાવવા તથા કેદારીથી સાવધ રહેવા હું હસ્તદ્વય બે હાથ જોડી વિનતી કરૂ છુ ”

આટલું કહેતાં હરરાયની આંખોમા પાણી ભરાઇ આવ્યા તેની નિર્દોષ મુખમુદ્રા પર સત્યતાનું તેજ ઝળકી રહ્યું હતુ અને તે રાજા સુજનસિંહ ઉપર અસર કરી રહ્યુ હતું નિમેષ રહિત તે હરરાયની સામે જોઇ રહ્યો તેના છેવટના કરૂણાજનક શબ્દો અને તેના નેત્રોમાથી સરતા અશ્રુથી તેનું પાષાણવત્ બનેલુ હૃદય પીગળવા લાગ્યું અનુકંપાએ તેમાં વાસ કર્યો તેણે હરરાયને પૂછ્યું “ તમે નિર્દોષ છો એવુ સાબીત કરી શકશો ? ”

“ મહારાજ ! મારા પર કેવી રીતના અને કોણે આરોપો મુક્યા

છે તે જો આપ સ્પષ્ટ રીતે દર્શાવો અને શ્રી હરિની કૃપાં હશે તો મારી નિર્દોષતા હુ સિદ્ધ કરી શકીશ " હરરાયે નમ્ર સ્વરે કહ્યું

" ઠીક દિવાનજી ! હુ તમને જણાવી તો ગયો છુ છતા ફરી જણાવુ છુ કે એક રાજ્યના નાણા ગેરકાયદેસર ઉચાપત કરવાનુ અને બીજુ રાણી કેદારીને વિષ આપવાનો પ્રયત્ન કર્યાનુ એમ બે તહોમનો તમારા પર મુકવામા આવે છે સેનાપતિ કર્ણરાય તરફથી આ રજુ થએલા હિસાબના દફતરો તપાસો એ તમારા પહેલા ગુન્હાની સાબીતી છે અને બીજા ગુન્હાની ખાત્રી માટે આ જળ પાત્રમાં શુ છે તે તપાસો " રાજાએ બન્ને વસ્તુઓ બતાવતા કહ્યુ

સેનાપતિ કર્ણરાય તરફથી રજુ થયેલુ દફતર નિહાળતા હરરાયને ઘણુ આશ્ચર્ય લાગ્યુ અને તે તપાસતા જ્યારે તેને જણાયુ કે કર્ણરાયે તેને દૂષીત કરવા બનાવટી ચોપડા રજુ કર્યા હતા ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ ઘડીભર સ્વસ્થ થઇ તે ધ્યાન પુર્વક ચોપડા તપાસવા લાગ્યો પણ જ્યા તેને છેતરી તેના નામે ખોટી રકમો દાખલ કરવામા આવી હોય અને નાણા સેનાપતિ તથા તેના સાથીઓ હઝમ કરી ગયા હોય ત્યા તે શુ શોધી શકે ! હરરાયને કર્ણરાય પ્રત્યે તિરસ્કાર છુટયો દફતર પોતાની આગળથી ખસેડી તે રાજાને પગે પડયો અને કહ્યુ " મહારાજ ! પ્રપપીઓ કદીપણ કાચે પાયે કામ કરતા નથી જે દુષ્ટે ખોટુ દફતર તૈયાર કરી આપની સમક્ષ રજુ કર્યુ છે તેણે લેશ પણ કચાશ રાખેલી જણાતી નથી, એટલે એ બાબત મારે કાઇ પણ પુરાવો રજુ કરવા પ્રયત્ન કરવો એ વ્યર્થ છે આ પાત્રમા જળ સાથે કાઇ દવા મિશ્ર કરવામા આપી હોય એમ જણાય છે, પરંતુ તે વિષ છે અને તે રાણીજીનો ઘાત કરવાના ઉદેશથી મેંજ જળ સાથે મિશ્ર કર્યુ છે તેની શુ ખાત્રી ! "

“ ?ની ખાત્રી તમારી રૂબરૂજ થશે, હરરાથ ! ” આમ કહેતા રાજાએ કેદારીની ચ પા નામની દાસીને બોલાવી, ચ પા આવતા રાજાએ તેને જળ પાત્રમા વિષ કયાથી આવ્યુ ! કોને માટે આવ્યુ ! ઇત્યાદિ બાબતો જણાવવા આજ્ઞા કરી

“ મહારાજ ! વિજયા બાના દેવલોક પામ્યા પછી હુ મહારાણી કેદારીશ્રીની હજુરમા રહુ છુ રાણીજીની હુ માનીતી દાસી હોવાથી દિવાન અવર નવર મને તેમની પાસે બોલાવી રાણીજના સ બધી ખરી ખોટી વાતો પુછતા હતા પ્રધાનજીનો તિરસ્કાર ન કરવો એવા હેતુથી હુ તમને આડા અવળા જવાબથી રાણીજીને કાઇ આચ ન આવે એવી રીતે ખુલાસો કરતી હતી એક દિવસે એમણે મને એક મહાન સાહસ ઉઠાવવા કહ્યુ અને તે બદલ મને મોટી રકમ ભેટ આપવા પણ લલચાવી રાણીજીના હિતાર્થે પ્રધાનજી શુ કહે છે તે જાણવુ જોઇએ એમ ધારી, મે ગમે તેવુ સાહસ હોય તો તે પણ ઉઠાવવા કબુલ કર્યું પ્રધાનજીએ ખુશ થઇ મને એકાત ઓરડામા લઇ જઇ એક દવાની પડીકી આપી અને તે હરકોઇ રસ્તે રાણીજીને આપી દેવા સુચના કરી. એ પડીકીની શુ અસર થશે તે પુછતાં તેમણે મને જણાવ્યુ હતુ કે એથી રાણીને મુર્છા આવી જશે અને તેમ થાય એટલે તરત તુ મને બોલાવજે વળી તેમણે મને એવી પણ સુચના કરી હતી કે રાજાની ગેરહાજરીમા એ દવા આપવાનુ ખાસ લક્ષમા રાખજે કે જેથી રાણી બેશુદ્ધ થયા બાદ મારે જે કાઇ કરવું હોય તે કરી શકાય. દવાની પડીકી લઇ હુ ત્યાથી મહેલમા આવી અને તમામ હકીકત કેદારીબાને જણાવી. રાણીજીએ મારૂં કહેલુ [illegible] આણ્યુ નહી પડીકીમા કેવા પ્રકારની દવા છે તેની ખાત્રી કરવા તેમણે તે પાણી સાથે મિશ્ર કરી એક બિલાડીને તે પાણી

પાયુ. એ જળ પીતાજ બિલાડી મરી ગઇ અને તે ઉપરથી એ દવા કોઇ જલ્લદ વિષ હોવાની તેમની ખાત્રી થઇ, પણ તે દિવાનજી તરફથીજ આપવામા આવ્યું છે કે કેમ તેની તેમને શકા રહી. પરતુ વિચાર કરતા મારી નિર્દોષતા તેમના હૃદયમા ઉતરી અને તેમની ખાત્રી થતા તેઓશ્રીએ તમામ હકીકત આપને નિવેદન કરી" કેદારીની ચપળ દાસીએ ખુલાશો કર્યો

એક દાસીને પોતાની રૂબરૂ આવી ખોટી હકીકત નિડર પણે જાહેર કરતી જોઇ હરરાય ઘણો અચબો પામ્યો અને તે દાસીની સામે એકી ટસે નિહાળી રહ્યો ગુન્હેગાર દાસીનુ અગ હરરાયના તેજથી કપવા લાગ્યુ તે તરતજ રાજાની આજ્ઞા માગી ત્યાંથી ચાલી ગઇ તેના ગયા બાદ રાજાએ હરરાયને પુછ્યુ "કેમ! હવે કાંઇ સાબીતી જોઇએ છે!"

"કૃપાળુ! આવા બનાવટી પરતુ સાક્ષાત પુરાવા આગળ મારે શુ કરવુ તે મને સુઝતું નથી. ગણીનો ઘાત કરવા જેવુ દુષ્કૃત્ય સેવકના હાથે થયુ નથી અને થશે પણ નહિ, પરતુ આ સમયે મારી સત્યતા પર આપને વિશ્વાસ નહીં આવે. મારૂ ભાવિજ મારા પર કોપ્યુ છે, પણ હરકત નહી મોડુ વહેલું સત્ય તો આખરે તરીજ આવશે અને તે સમયે આપને મારી સત્યતાની ખાત્રી થશે. હાલતો આપ જે આજ્ઞા ફરમાવો તે માન્ય કર્યા વિના સેવકનો અન્ય ઇલાજ નથી." હરરાયે દિન વદને જણાવ્યુ.

સુજનસિહ ઉપર વિશેષ કાંઇ અસર થઇ નહી. તેણે નિર્દય બની હરરાયને કારાગ્રહમા લઇ જવા સિપાઇઓને ફરી આજ્ઞા કરી. હરરાય પ્રત્યે દયા બતાવવા સિપાઇઓ રાજાને વિનવવા તૈયાર થયા પરતુ હરરાયે તેમને તેમ કરતાં અટકાવ્યા અને રાજાને નમન કરી તે કારાગ્રહમાં જવા તૈયાર થયો.

# પ્રકરણ ૯ મું.

— પુર્વ વૃતાન્ત ચાલુ —

દિવાન હરરાયના ઉપર મુકવામા આવેલા આક્ષેપોની અને તેને કારાગ્રહમાં પુર્વાના સમાચાર જોત જોતામા આખા નગરમા પ્રસરી ગયા હરરાયને હાથે કદીપણ પાપ કર્મ થાય નહી એવી લોકોની માન્યતા હોવાથી તેમ તેના પ્રત્યે સમસ્ત નગરને અપુર્વ માન અને લાગણી હોવ થી, પ્રજાજનો ઉશ્કેરાયા અને કેટલાક બડ ઉઠાવવા પણ તૈયાર થઇ ગયા

રાજા સુજનસિંહે પ્રજા તરફના તોફાનની અગાઉથીજ આગાહી કરી હતી અને તેથી તેને માટે યોગ્ય બંદોબસ્ત તેણે કરી મૂક્યો હતો. તે જાતે પણ નગરમાં ફરી વળ્યો અને પ્રજાને શાંત પાડી દીધી હતી

હરરાયની પત્નિ નિર્મળા તેના સ્વામિની અપકીર્તિ અને તેનો કારાગ્રહ નિવાસ જોઇ ન શકવાથી આત્મહત્યા કરવા તત્પર થઇ, પરંતુ હરરાયના મિત્ર કુલીનસિંહે તેને આશ્વાસન આપી તેમ કરતાં અટકાવી. કેદારી માત્ર શક ઉપરથી હરરાયપર આવુ વૈર લેશે અને રાજા પુરતી તપાસ કર્યા વિના હરરાય પ્રત્યે આટલો ક્રૂર થશે એવુ તેણે સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું. રાજા તથા કેદારી પ્રત્યે તેને અનહદ તિરસ્કાર ઉત્પન્ન થયો. રાજાની પાયમાલીનો વખત નજીક આવેલો હોય એવો તેને ભાસ થવા લાગ્યો. કારાગ્રહના પહેરેગીરોને ફોડી

એક વખત હરરાયની મુલાકાત લેવાની તેણે ગોઠવણ કરી. જેવો હરરાયે તેને કારાગ્રહમા જોયો કે તરત તેને ભેટી પડયો. તેનાપર આવી પડેલી આફતથી તેનું મન ઘણુ અસ્થિર અને નિર્બળ થઇ ગયુ હતુ પરતુ મિત્રની સહાયતા મળતા તેનામાં નવુ ચૈતન્ય અને ધૈર્ય આવવા લાગ્યુ. તેણે અથથી તે ઇતિ સુધી તમામ હકીકત કુલીનસિહને જણાવી. દુષ્ટ કેદારી તેને દેહાત દડની શીક્ષા કરાવશે એવી તેની માન્યતા હતી તે પણ તેણે જાહેર કરી. વળી મૃત્યુથી પોતે નિડર હોવાનુ જણાવતા તે દીન વદને નિર્મળા તથા સુલભને બચાવવા કુલીનસિહને વિનતિ કરવા લાગ્યો.

એ સમયનો હરરાયનો હૃદયભેદક અશ્રુપાત અને દીન વાણી ગમે તેવા નિષ્ઠુર અને નિર્દયનુ પણ હૃદય પીગળાવે તો તેના શુભેચ્છક અને આદરના સાચા મિત્ર કુલીનસિહનુ હૃદય કેમ ન દ્રવે! તેણે પ્રાણાતે પણ નિર્મળા અને સુલભનુ રક્ષણ કરવાનુ હરરાયને વચન આપ્યુ અને મનતી ત્વરાએ હરરાયને પણ કારાગ્રહમાથી મુક્ત કરવાનો તેણે મનમા નિશ્ચય કર્યો. મિત્રના અભયવચન અને આશ્વાસનથી હરરાયના મનપરનો ભાર કંઇક ઓછો થયો. પ્રારબ્ધને દોષ દેતો અને ભવિષ્યનો વિચાર કરતો તે કારાગ્રહમા પડી રહ્યો.

મિત્રથી છૂટા પડી કુલીનસિંહે નિર્મળા તથા સુલભને એક નિર્ભય સ્થાને મુકી આવવાની વ્યવસ્થા કરી અને હરરાયની તમામ માલમી મિલકત પણ પોતાના કબજામાં લઇ લીધી. આ કાર્ય તેણે એટલી ત્વરાથી અને કુશળતાથી કર્યુ કે તેની ગંધ કોઇને પણ આવવા પામી નહી.

એ કાર્યથી નિવૃત થયા બાદ તેણે હરરાયને કારાગ્રહમાથી મુક્ત કરવાનો પ્રયત્ન શરૂ કર્યો તે રાજા સુજનસિંહને મળ્યો અને હરરાય પર દયા બતાવવા વિનતિ કરી પરતુ રાજાએ તે માન્ય ગણી નહીં તેને ભય હતો કે હરરાય જો છૂટશે તો પ્રજાને ઉશ્કેરી અવશ્ય બડ ઉઠાવશે બીજી તરફથી કેદારી હરરાયનો નાશ કરવા માટે સતત આગ્રહ કરી રહી હતી વળી સેનાપતિ કર્ણરાયની સલાહ જુદાજ પ્રકારની હતી. પ્રજામા મચી રહેલા કોલાહલથી તે જ્ઞાત હતો અને તેની એવી માન્યતા હતી કે જો હરરાયનો વધ કરવામા આવશે તો પ્રજા વધારે ઉશ્કેરાઇ જશે અને રાજ્યમા શાતિ જાળવવાનુ બહુ મુશ્કેલ થઇ પડશે તે હરરાયને કારાગ્રહમા ભૂખ અને તરસના દુ ખથી રીબાવી તેનો અત લાવવાની સલાહ રાજાને આપી રહ્યો હતો દરમ્યાન હરરાયને કારાગ્રહમાથી મુક્ત કરવામા આવનાર છે એવી ખોટી હકીકત પ્રજામા ફેલાવવા પણ તેણે રાજાને સૂચના કરી હતી આ સ્થિતિમા હરરાય પ્રત્યે દયા બતાવવાની કુલીનસિંહની માગણીનો તે કયાંથી સ્વીકાર કરે ? સેનાપતિ કર્ણરાયની સલાહ તેને ઉત્તમ લાગી અને તે અમલમા મુકવા તેણે યોગ્ય ગોઠવણ કરી દીધી

• આ સમાચાર કુલીનસિંહના જાણવામાં આવ્યા હતા અને તેથી મિત્રને બચાવવા માટે એક રીતે મળેલી મુદતથી તેને આનંદ થયો હતો

*

સુજનસિંહની આજ્ઞાનુસાર હરરાયને દિન પ્રતિદિન [illegible] [illegible] મારવામા આવ્યો. રાજાનો તેમ કરવાનો મુદ્દો તો હરરાય [illegible] થાય પરંતુ તે [illegible] [illegible] પોતાનો સંયમ

વ્યતીત કરતો હતો, એટલામાં એક દિવસ રાત્રિના સમયે કાળા ઝભ્ભામાં છુપાએલી શ્યામ આકૃતિને કારાગ્રહમાં તેની પાસે આવતી જોઇ તેને સહજ કંપારી છુટી પરંતુ તરતજ સાવધ થઇ આગંતુક વ્યક્તિ મિત્ર છે કે દુશ્મન તેની તપાસ કરવા તૈયાર થયો આવનાર મનુષ્ય હરરાયનો મનોભાવ સમજી ગયો હતો અને તે કાંઇ કહે તે પહેલાજ તેણે હરરાયને ધીરે સ્વરે કહ્યું "સાવધ. હરરાય! ગભરાઇશ નહીં તૈયાર થા એ તો હું કુલીન તને આ અંધકારપૂર્ણ કારાગ્રહમાંથી મુક્ત કરવા આવ્યો છું ' આમ કહેતાં તેણે પોતાની પાસે રાખેલા હથીઆર વડે હરરાયના હાથ પગમાની બેડી તોડી નાખી તેને બંધન મુક્ત કર્યો

બન્ને મિત્રો વિના વિલંબે કારાગ્રહની બહાર નીકળી પડ્યા પહેરેગીરોને અગાઉથીજ કુલીનસિંહે બેહોશ કરી દીધેલા હોવાથી તેમને કોઇ રોકે તેમ નહોતું

કારાગ્રહમાંથી મુક્ત થયો છતાં હરરાયથી રાજનગરમાં રહી શકાય તેમ નહોતું પ્રભાત થતા અગાઉ તેને કોઇ નિર્ભય સ્થાનમાં જતા રહેવાની આવશ્યકતા હતી આથી કુલીનસિંહે તેને જે સ્થાનમાં નિર્મળા અને સુલભને તેણે રાખ્યાં હતાં ત્યાં જવા સૂચના કરી. બન્ને મિત્રો એક બીજાને ભેટી છુટા પડ્યા

કારાગ્રહમાંથીજ હરરાયને અસાર સંસાર પ્રતિ તિરસ્કાર છુટ્યો હતો અને તેથી તેના મિત્રની સૂચનાનુસાર તેની પત્નિ નિર્મળા પાસે જવા તે લલચાયો નહીં. તેની હૃદયેચ્છા કુલીનસિંહને જણાવવાની તેને તીવ્ર ઇચ્છા થઇ હતી પરંતુ તે તેના વિચારને અનુમોદન નહીં આપે અને પોતાને સંસારના વિચિત્ર રંગોમાં પાછું રંગાવાનું

થકશે એ. વિચાર કરી તેણે પોતાનો નિશ્ચય પોતાના મનમાંજ રહેવા દીધો હતો. કુલીનસિંહથી છૂટો પડી તે નિર્મળા પાસે ન જતા અન્ય માર્ગેજ નીકળી પડ્યો.

બીજે દિવસે પ્રભાત થતાજ હરરાયના કારાગ્રહમાંથી ગુમ થયાના સમાચાર રાજનગરમા પ્રસરી ગયા. રાજા સુજનસિંહ, કેદારી કર્ણરાય વિગેરે રાજાના ખુશામતીઆઓ આશ્ચર્યચકિત થયા અને તેમણે હરરાયની શોધમા તાત્કાલિક માણસો દોડાવ્યાં. પ્રજામત એવો થયો કે રાજાએ કપટ કરી હરરાયનો વધ કરાવ્યો છે અને તેના નાસી ગયાના ખોટા સમાચાર ફેલાવવામાં આવ્યા છે ઉશ્કેરાયલી પ્રજાએ દરબારગૃહ આગળ જઇ રમખાણ મચાવી મુક્યું આખરે કુલીનસિંહ અને રાજ્યના બીજા કેટલાક સુપ્રસિદ્ધ અમલદારોએ લોકોને ખૂબ સમજાવ્યા ત્યારે તે શાંત પડ્યા

સુજનસિંહે હરરાયની શોધમાં મોકલેલા માણસો નિરાશ થઇ પાછા ફર્યા કેદારીની સલાહથી અમાત્યની પદવી સેનાપતિ કર્ણરાયને આપી રાજા હરરાયનાજ વિચારોમાં ઘણું ખરૂં નિમગ્ન રહેવા લાગ્યો

થોડો સમય વીત્યા બાદ કુલીનસિંહ હરરાયને તેના ગયા પછીના સમાચાર કહેવા નિર્મળા અને સુલભ જ્યાં રહેતાં હતાં ત્યાં ગયો. પણ હરરાયને ત્યાં ન જોતા તેને ચિન્તા થવા લાગી. "રાજનગરમાં હરરાય આવ્યો નથી અને અહીં પણ નથી તો એ ગયો ક્યાં શું માર્ગમાં તે કાંઇ સપડાઇ ગયો હશે કે રસ્તો ભૂલતાં અરણ્યમાં ક્યાંય ગોથાં ખાતો હશે!"

તેણુ નિર્મળાને સર્વ હકીકત જણાવી અને હરરાયની શોધ કરવા તે રાજનગર પાછો ફર્યો અનેક સ્થળે તેણે તેના મિત્રની તપાસ કરી પણ તેનો ક્યાય પત્તો ખાધો નહી એટલે તેણે નિરાશ થઇ નિર્મળાને તે સમાચાર પહોચાડયા.

પતિ વિયોગથી ઝુરતી નિર્મળાનું શરીર ક્ષીણ થઇ ગયુ હતુ તે આશામાંજ જીવન ટકાવી રહી હતી પણ જ્યારે તે આશા પણ નિરાશામા ફેરવાયતી તેણે જાણી એટલે ઝુરી ઝુરીને તે દેવલોક પામી પિતાનુ ગુમ થવુ અને માતાનુ મૃત્યુવશ થવુ એ નાની ઉમ્મરના સુલભને અત્યત દુખકર થઇ પડર્યું એક તરફ હરરાયના કુટુંબની આ સ્થિતિ થઇ રહી હતી ત્યારે બીજી તરફ કેદારીના પાપ પણ પ્રગટ થવા માડ્યાં હતાં.

હરરાયના ગયા બાદ સુજનસિહ રાજકાર્યમા થોડુ થોડુ લક્ષ આપતો હતો, તેમ કેદારીના આવ્યા બાદ શિકારનો શોખ તેણે છોડી દીધો હતો તે પણ પાછો તેણે શરૂ કરવા માડયો હતો

એક સમયે તે શિકાર કરવા ગયો પરતુ કાંઇ શિકાર હાથમાં ન આવતા તે ધાર્યા કરતા ઘણોજ વહેલો પાછો નગર તરફ ફર્યો નગરમા આવી શિકાર નહિ મળવાથી તેનુ નિરાશ થયેલુ મન પ્રફુલ્લીત કરવાના ઇરાદાથી તે બારોબાર કેદારીના મહેલે ગયો કેદારીના પાપનો ઘડો ભરાઇ ચૂકયો હતો અતપુરમા પ્રવેશ કરતાજ કેદારી અને કર્ણરાયને પલંગપર સાથે બેસી પ્રેમગોષ્ટી કરતા તેણે નિહાળ્યા ઝનુની રાજા કોપાયમાન થઇ એ વ્યભિચારી યુગલ તરફ ધસ્યો અને મ્યાનમાથી તરવાર કાઢી એક ઝટકે કર્ણરાયનુ મસ્તક ધડથી જુદુ કરી નાંખ્યુ ક્રોધાવેશમા કેદારીનો પણ તેજ ક્ષણે તેણે પ્રાણ લીધો

હોત પણ દૈવવશાત કુલીનસિંહ રાજાને શિકારેથી જલદી નગરમા પાછો આવેલો સાંભળી, કાઇ નવીન કાતુક થતુ હશે એમ ધારી તે જાણવાની જીજ્ઞાસાથી આવી પહોચ્યો, સુજનસિંહને સ્ત્રી હત્યાનુ પ્રાયશ્ચિત કરતો તેણે અટકાવ્યો.

રાજાને નિહાળતાજ કેદારીના હોશ કોશ ઉડી ગયા હતા તેનુ ગૌર વદન શ્યામ પડી ગયુ હતુ, તે કુલીનસિંહ તથા સુજનસિંહની દયાની યાચના કરવા લાગી. પણ વ્યભિચારીણી સ્ત્રી માટે કોને દયા આવે અને તેમા કેદારી જેવી દુષ્ટા કે જે વ્યભિચારની સાથે અન્ય પણ અઘોર પાપ કર્મ કરતી હોય તેને માટે માનુષી હૃદયમાં દયાનો વાસ થવો એ કદી પણ સભવીત છે નહિ કયાથી હોય ! અને કદાચિત્ હોય તો તે પણ અલ્પ સમય માટેજ હોય

કેદારી એક ઉચ્ચ કુળમા જન્મેલી હતી અને પ્રભુ કૃપાએ તેને યોગ્ય પતિ પણ મળ્યો હતો પરંતુ વ્યભિચારના વિષમય સાગરમા તે નાની વયથીજ પડી હતી અને પોતાના પતિનુ ખૂન કરી ભટકતી ભટકતી રાજ્યનુ સુખ ભોગવવા સુજનસિંહના દરબારમાં આવી પહોચી હતી. તેના પૂર્વજન્મના કોઈ સુભ સચીતે કરીને અને " રાજાને મન ગમે તે રાણી અને છાણા વીણતી આણી " એ કહેવતાનુસાર રાજા તેના સૌંદર્યપર મોહિત થયો અને તેને પટરાણી પદ આપ્યુ પરંતુ વ્યભિચારીણીને કોઇ સ્થળે સુખ હોતુંજ નથી. કેદારીને પણ વ્યભિચારમાજ રાજ્યસુખ ત્યાગ કરવાનો સમય આવ્યો

રાણી વિજયાને મારી નાખવાનુ દુષ્કૃત્ય અને હરરાય ઉપર ખોટા આરોપ મુકી તેને દુર કરવાના પ્રપંચ કર્ણરાયના પ્યારમાં

કેદારી કુસેલી હોવાથી તેણેજ કરેલો એવી સુજનસિંહને ખાત્રી થઇ, કુશીનસિંહની સલાહ લઇ કેદારીનો વધ ન કરાવતાં તેને કપાળે એક ડામ દઇ, ગધેડાપર અવળે મોઢે બેસાડી, આખા નગરમા ફેરવી, દેશપાર કરી મુકવાનો તેણે નિશ્ચય કર્યો અને તાત્કાળિક તે અમલમાં પણ મુકી દીધો

કેદારીના પાપ પ્રગટ થયાના સમાચાર તથા તેને થનારી શિક્ષા સાંભળી નગરજનો આનંદીત થયા તેમનાં ટોળેટોળાં કેદારીને જોવા ભેગાં થયાં, કેટલાક તો તેને ધિક્કારતા હતા ને તેને છૂટા પથરા પણ મારવા લાગ્યા

વાચક ! જોઇ આ વ્યભિચારીણી સ્ત્રીની દશા ! ક્યાં રાણીપદનુ સુખ અને ક્યાં પથરાનો માર ! કેદારી ઘણી ગભરાઇ હતી તેનાં કુકર્મો તેને પથરાના માર કરતાં પણ વિશેષ સાલતા હતા અને એ દુઃખ સહન કરવા કરતા મૃત્યુને આમંત્રણ કરવા તે તૈયાર થઇ ગઇ હતી પણ પ્રભુના પવિત્ર દરબારમાં એ વ્યભિચારીઓ માટે જગ્યા હોતી નથી તેમને બને ત્યાં સુધી જગજાહેર માર મારવામાં આવે છે અને તેમ થવા છતાં જો તે ન સુધરે તો છેવટે યમરાજા સમય થયેથી તેમને માટે યમદ્વાર ખુલ્લા કરે છે, ત્યા તેમનાં દુષ્ટકૃત્યોની એવી ભયંકર શિક્ષા થાય છે કે બીજા ભવમા ભાગ્યેજ તે વ્યભિચારના કેટકમા પડવા તૈયાર થાય છે

મહાન અપમાન અને દુખ સહન કરતી કેદારી ગામ બ્હાર નીકળી, પોતાના કુકર્મોનો અનહદ પશ્ચાત્તાપ કરવા લાગી પોતાનુ શ્યામ મુખ લઇ ક્યાં જવુ અને શુ કરવુ તેની તેને કાંઇ સુઝ પડી નહીં તેના અંગપર વસ્ત્રનુ ઠેકાણું રહ્યું નહોતું પત્થરો વાગવાથી

પડેલા ઘાંમાંથી રૂધીર વહ્યા કરતું હતું અને કપાળમાં જે ડામ દેવા- માં આવ્યો હતો તે પણ અસહ્ય વેદના આપી રહ્યો હતો. કોઇ વનચર પ્રાણીનો ભક્ષ થઇ દુ ખી જીવનનો અ ત લાવવા તે જ ગલે જ ગલ ભટકવા લાગી

રાજા સુજનસિંહ કેદારીમાં અ ધ વિશ્વાસ મુકી પોતાની પવિત્ર પ્રિયતમા વિજયાનો અને વિશ્વાસુ અને ડાહ્યા અમાત્યનો ત્યાગ કરવા માટે શોચ કરવા લાગ્યો. તેણે કરેલા સાહસને માટે તેને અનહદ પશ્ચાત્તાપ થતો હતો વિજયાને માટે તો કાંઇ આશાજ નહોતી પરંતુ હરરાયને શોધી લાવવા તે વારવાર કુલીનસિંહને કહ્યા કરતો હતો અને જોઇતા માણસો તથા દ્રવ્ય પણ આપતો હતો પણ હરરાયનો કયાંય પત્તો ખાધો નહીં. કુલીનસિંહ મારફત સુલ- ભને તેડાવ્યો તેને સુજનસિંહે એક બે સારી જાગીરો કાઢી આપી અને તેની પુરતી સભાળ લેવા તેણે કુલીનસિંહને સૂચના કરી. દિન પ્રતિદિન ચિન્તાથી રાજાનુ શરીર ક્ષીણ થવા લાગ્યું અને વિજયાના તથા હરરાયના શોચમાં થોડા વખતમાજ તેના દેહનો અંત આવ્યો. તેનો કુવર કેસરીસિંહ લાયક ઉમ્મરનો હોવાથી તેને રાજ્યપદ મળ્યું

સુલભની તેની માતાના સ્વર્ગવાસ પછી કુલીનસિંહને ત્યાંજ રહેતો હતો અને મૃદુ સાથે તેને તે સમયથીજ મિત્રતા બંધાવા માંડી હતી પ્રમાદ તેમના બન્નેથી અળગો રહેતો હતો સમય જતાં સુલભ પુખ્ત ઉમ્મરનો થયો એટલે કુલીનસિંહ તેનાં લગ્ન કરી આપી તેની તમામ મિલ્કત તેને સ્વાધીન કરી સ્વર્ગસ્થ થયો. લગ્ન થયા બાદ સુલભ તેના પિતાના ઘરમાં સ્વપત્નિ સહિત રહેતો હતો. રાજા કેસરીસિંહે તેને દરબારમાં નોકરી લઇ, અનુભવ મેળવી તેના

પિતાની પત્ની ઓળખક પ્રસંગોપાત ભલામણ કરી હતી પરંતુ સુક્ર- અને રાજ્ય ખટપટ પ્રત્યે નિરસ્કાર ઉત્પન્ન થયેલો હોવાથી તેણે સ્વતંત્ર જીંદગી ગાળવાનું પસંદ કર્યું હતું પ્રમાદે સુલભના આ વિચારો જુદા સ્વરૂપમાં રાજા કેશરીસિંહના મનપર ઠસાવ્યા હતા

વાચક ! પ્રમાદના કુટુંબ તરફથી સુલભના ઉપર થયેલા ઉપકારોનું અને રાજનગરના કેટલાક પૂર્વ ઇતિહાસનું તો આપણે દિગ્દર્શન કર્યું પણ બિચારા મૃદુ તથા ચંદ્રિકાની શું હાલત હશે ! ચાલો આપણે હવે તેમની ખબર લઇએ

---

## પ્રકરણ ૧૦ મું.

### દુર્જનસિંહનો અત્યાચાર

બેશુદ્ધ થયેલી ચંદ્રિકા કેટલોક સમય વીત્યા બાદ સચેત થઇ અને સુલભના નામવાળી કટાર પ્રત્યે તિરસ્કારયુક્ત દૃષ્ટિથી નિહાળતી વિચાર કરવા લાગી " હવે ક્યાં જવું ! પ્રમાદે મારી શોધ કરવા માણસો મોકલ્યા હશે ! હા મોકલ્યા વિના તો રહે જ નહીં. કદાચ એ જાતે પણ નીકળેલો હોવો જોઇએ પણ અદ્યાપિ કેમ કોઇ આ સ્થળે આવતું જણાતું નથી ! × × × શાનું આવશે ! તેમને બિચારાને શું ખબર કે આ સ્થિતિમાં અરણ્ય સેવું છું ! અરે ! મારો પ્રિય બંધુ મૃદુ ક્યાં હશે ! દુખી બહેનની દુર્દશાની તેને કાંઇ ખબર હશે ! ક્યાંથી હોય ! સુલભ ! સુલભ ! મિત્ર થઇ તેં આવો દગો દીધો ! તારૂં અમે શું બગાડ્યું ! આમાં તારાપર [illegible]

પિતાશ્રીએ અગણીત ઉપકારો કર્યા છે. અરે મૂર્ખા ! તેના તો તારે જરા વિચાર કરવો હતો નિર્દોષ કુટુબને આવી રીતે દુઃખ દેવાથી તારા હાથમા શુ આવવાનુ છે ?

વિચાર વિચાર કરતા કરતા કેટલોક સમય વીતી ગયો અને કાંઇ નિશ્ચયપર આવી તે વૃક્ષ નીચે બેઠી હતી ત્યાથી ઉઠી અમુક રસ્તો રાજનગર તરફજ જતો હોવો જોઇએ એમ ધારી તે તરફ તેણે ચાલવા માડયુ થોડે દૂર ગઇ એટલામા આગળથી તેમ પાછળથી બન્ને બાજુએથી આવતા અશ્વની ખરીઓના અવાજ તેના કર્ણ સાથે અથડાયા તે આગળ વધતી અટકી અને બન્ને બાજુએ નજર કરવા લાગી તેની સામેથી કોણ આવે છે તે તે જોઈ શકી નહી પરતુ પૂઠે એક ઘોડેસ્વારને આવતો તેણે નિહાળ્યો પ્રભાકરો તેની શોધમા મોકલેલા માણસોમાનોજ તે કોઇ હોવો જોઇએ એમ ધારી તેની રાહ જોતી તે ઉભી રહી

આવનાર ઘોડેસ્વારની દૃષ્ટિ પણ દૂરથી ચદ્રિકાપર પડી હતી અને તેથી તે અશ્વને પૂરપાટ દોડાવતો ચાલ્યો આવતો હતો જોતા જોતામા તે પેલા વૃક્ષ આગળ આવી પહોચ્યો ત્યા પડેલી પેટી તથા જમીનામા ખોદવામા આવેલો ખાડો નીહાળી તે આશ્ચર્યચકિત થયો અશ્વપરથી નીચે ઉતરી પેટી વિગેરે બરાબર તપાસવાનુ તેનુ મન થયુ પરતુ ત્યાથી થોડે દૂર ઉભેલી ચદ્રિકાને ઓળખતા તે સત્વર તેની પાસે જઇ પહોચ્યો એ આગતુક સ્વારને ચદ્રિકા પણ ઓળખતી હોવાથી પ્રભુએ તેને પોતાની મદદે મોક-

होयो मानी आनंद पामी घोडेस्वारे चंद्रिकाने ते अरण्यमां क्यांथी आवी अने शु करवा आवी इत्यादि प्रश्नो पूछ्या परंतु चंद्रिकाए ते क्यांथी आवे छे अने शु करीने आवे छे तेनो प्रथम खुलासो करवा ए स्वारने विनति करी घोडेस्वार के जेनुं नाम दुष्टसिंह हतुं ते चंद्रिकानी हकीकतथी केवळ अजाण्यु हतो ते चंद्रिकाने च्हातो हतो अने तेने प्राप्त करवानी आशाएज ते प्रमादना पाप कर्मोमा भागीदार थतो हतो तेणे कह्यु "चंद्रिका ! तमे जाणो छो के मृदु अने प्रमाद वच्चे लतिका माटे कलह उत्पन्न थयो छे मृदु प्रमादनो विनाश करवानी इच्छाथी राजा शूरसेननी सहाय लेवा चंपावती गयो छे एवा समाचार प्रमादभाइने मळता तेने चंपावती पहोचे ते पहेलां रस्तामां पकडी ठार करवा मने तथा बीजा जमालने तेमणे मोकल्या हता अमे बन्ने जुदे जुदे रस्ते चंपावती जवा नीकळी पड्या अने ठेठ त्यां जइ पाछा फर्या पण मृदुनो कइ पत्तो लाग्यो नहीं हुं आ रस्तेथी राजनगर तरफ जतो हतो अने जमाल बीजे रस्तेथी आवे छे रस्तामा अचानक तमारो भेटो थयो अने तमने सहायभूत थवानो प्रसंग मळ्यो तेथी मने घणो आनंद थाय छे

चंद्रिका दुष्टसिंहे कहेली हकीकत सांभळी विस्मय पामी मृदुने राजनगर छोडावनार सुलभ नही पण प्रमाद हतो ते तेणे जाण्युं वळी पोतानी दुर्दशा करनार पण प्रमादज होवो जोइए एवी तेने शंका थवा लागी, पण सुलभना नामनी कटार जोतां ते काइ निर्णय करी शकी नहीं दुष्टसिंहने काइ पण प्रत्युत्तर आप्या विना ते किंकमूढ सरखी स्तब्ध थइ उभी रही तेने आम निरुत्तर रहेली जोइ दुष्टसिंहे प्रश्न कर्यो "वारु ! पण चंद्रिका ! तमे अत्यारे आ

અરણ્યમાં ક્યાંથી આવી પહોંચ્યાં ! અને હવે ક્યાં જવા વિચાર કરો છો ! "

હજુ પણ ચંદ્રિકા નિરૂત્તરજ રહી દુષ્ટસિંહ પર વિશ્વાસ મુકવો કે કેમ અને તેને સર્વ હકીકત નિવેદન કરવી કે નહી તેનો તે નિર્ણય કરી શકી નહીં

જેમ જેમ ચંદ્રિકા મૌન્ય રહેવા લાગી તેમ તેમ દુષ્ટસિંહ વધારે ને વધારે અધીરો થતો ગયો અને તેનું મૌન્ય છોડાવવા તે તેને ઉપરાઉપરી પ્રશ્નો કરવા લાગ્યો

દુષ્ટસિંહની ઉત્સુકતા નિહાળી તથા તેના કેટનાક નિર્દોષ જણાતા ભાષણથી ચંદ્રિકાના હૃદયમાં તેણે વિશ્વાસનુ સ્થાન મેળવવા માંડયુ અને પરિણામે પોતાનાપર આવી પડેલી આપત્તિ દુષ્ટસિંહને જણાવી તેના તરફથી મદદની આશા રાખવા ચંદ્રિકા લલચાઇ અશ્રુપૂર્ણ નેત્રે અને ગદ્દગદ્દ કંઠે તેણે જણાવ્યું " ભાઇ દુષ્ટસિંહ ! તમારા કહેવા ઉપરથી હવે મને સ્પષ્ટ સમજાય છે કે ભાઇ થઇ પ્રમાદ મૃદુના તરફ દુશ્મનની રીતિથી વર્ત્યો છે અને વર્તે છે અદ્યાપિ મને પણ આ સ્થિતિમા મુકનાર કોઇ અન્ય પુરૂષ હશે એમ મારૂં માનવુ હતુ પરંતુ હવે મારે માટે પણ મને પ્રમાદ પ્રત્યેજ શંકા થાય છે. નિર્દોષ ભગિનીને પેટીમાં પુરી અરણ્યમા દટાવી દેવા તેજ તૈયાર થયો હોય એમ સમજાય છે. ભાઇ ! પૂર્વના શુભ સંચિતથી મને કોઇ પરોપકારી મનુષ્યે મૃત્યુમાંથી ઉગારી છે. તમારા આવતાં આગાઉ હું રાજનગર તરફ જવાનોજ વિચાર કરતી હતી પણ જેના આશ્રયમાં જવાનું છે તેજ દુશ્મન થયો છે તો હવે ત્યાં જવાથી શું લાભ !" આટલું કહી ચંદ્રિકા ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

દુષ્ટસિહ તેને આશ્વાસન આપવા લાગ્યો આપણે જોઈ ગયા છીએ કે પ્રમાદની સાથે મિત્રતા કરવાનુ કારણ તેને ચંદ્રિકાજ હતી તે તેને વ્હાલો હતો અને તેને પોતાની કરવા પ્રયાસ કરતો હતો ચદ્રિકાને પણ દુષ્ટસિહ પ્રત્યે સ્નેહભાવ હતો પરતુ ઉભયનો સ્નેહ જુદા પ્રકારનો હતો દુષ્ટસિહનો સ્નેહ વિકારી હતો જ્યારે ચદ્રિકા તેના પ્રતિ ભગિનિ તરીકેનો નિર્વિકારી સ્નેહ બતાવતી હતી મૃદુના બબધી જે કાર્ય પ્રમાદે દુષ્ટસિહને સોપ્યુ હતુ તે પૂર્ણ થયે ઇનામમા તેના ચદ્રિકા સાથે લગ્ન કરી આપવાનુ તેણે પ્રમાદ પાસે વચન લીધુ હતુ પ્રમાદ જાણતો હતો કે ચદ્રિકા દુષ્ટસિહ સાથે લગ્ન કરવાનુ કદી પણ માન્ય કરશે નહીં અને પરિણામ દુષ્ટસિહ સાથે તેને વૈર થવાનો પ્રસગ ઉદ્ભવશે આવો પ્રસગ ઉપસ્થિત ન થાય અને દુષ્ટસિહ સાથે સલાહ કાયમ રહે એ હેતુ પણ ચદ્રિકાને પેટીમા પૂરી નાટી દેવડાવવામા પ્રમાદનો સમાયલો હતો

દુષ્ટસિહ પ્રમાદના આ તર્કટથી અજ્ઞાત હતો અને તેથી પ્રમાદે ચદ્રિકાની આવી સ્થિતિ કરી હોય એ તેના માનવામા આવ્યુ નહીં એની માન્યતા સત્ય હોવાના આધાર તરીકે પ્રમાદે તેને આપેલા વચનની હકીકત ચંદ્રિકાને જણાવી

આ નવીન સમાચારે ચદ્રિકાને વધારે શકાશીલ બનાવી પોતે બચવાને બદલે દુષ્ટસિહ સાથે નિષ્કપટ ભાવનાથી સંભાષણ કરવામાં મહાસંકટમાં આવવાનું છે એમ તેને લાગ્યુ. એ આપત્તિમાંથી કેવી રીતે ઉગરવુ તેનો મોટો સવાલ થઈ પડયો. જો દુષ્ટસિહનો પ્રેમ કબુલ કરે તો કાંઈ ચિન્તા નહોતી પરતુ ચદ્રિકાના મનમાં દુષ્ટસિહ જેવા નાસ્તીન અને અસભ્યતાની પુરુષો પ્રેમ

સ્વીકારવાનો વિચાર આવવો પણ અસંભવિત હતુ. વિચાર કરતાં દુષ્ટસિંહને પ્રમાદની વિરૂદ્ધ ઉશ્કેરી પોતાનો બચાવ કરી લેવાની યુકિત રચવાનો તેણે નિશ્ચય કર્યો અને કહ્યુ " દુષ્ટરાય ! તમારૂ કહેવુ મારા માનવામા આવતુ નથી મારી આ દુર્દશા કરવામા પોતાનુ કાર્ય સાધી તમને હાથતાળી આપવાનો પ્રમાદનો હેતુ હોય એમ મને તો લાગે છે તમે તેની પ્રપંચ વિદ્યાથી અજ્ઞાત છો એટલે તમને તેનો દોષ જણાતો નથી પણ મને તો બીતિ રહે છે કે તમે મારો બચાવ કર્યો છે એવુ તે જાણશે તો તમારા પ્રાણ ભયમા આવી પડશે. માટે તમારો અશ્વ મને આપો અને મને હાલ ચંપાવતી જવા દો તમે રાજનગર જઇ પ્રમાદને મળો, તેની સર્વ હિલચાલ તપાસો અને મારૂ કહેવુ સત્ય છે એવી તમને ખાત્રી થાય એટલે ચંપાવતી આવી તમારી ઇચ્છા હોય તો ત્યા મને મળજો "

પ્રમાદના વચન ઉપર અંધ વિશ્વાસ રાખનાર અને ચંદ્રિકાપર મોહિત થયેલા દુષ્ટસિંહને ચંદ્રિકાનુ કથન વાસ્તવિક તેમ સત્ય લાગ્યુ નહીં, તેણે વિચાર્યું કે " પ્રમાદે મને આપેલું વચન તેણે ચંદ્રિકાને જણાવેલુ હોવુ જોઇએ અને ચંદ્રિકાનો વિચાર મારી સાથે લગ્ન કરવાનો નહી હોય તેથી તે નાશી આવેલી હોવી જોઇએ. હજી પણ તે યુકિત કરી છટકવાનો પ્રયત્ન કરતી જણાય છે " તેણે વધુ ખાત્રી કરવા ચંદ્રિકાને કહ્યુ.

" એ પ્રમાદ મારી સાથે કપટથી વર્તતો નથી તો તેનુ વેર લીધા વિના હું તેને છોડું તેમ નથી પણ તમે ચંપાવતી આ માટે જવા તૈયાર થાવ છો ! મારી સાથે પાછા રાજનગર આવવામાં તમને શું હરકત છે ? "

હરકત તો કાંઇ નથી પણ મારા આવવાથી પ્રસાદ તમને કેવી રીતે છેતરી રહ્યો છે તે તમે બરાબર સમજી શકશો. નહીં વળી મૃદુનો ઘાટ ઘડવાનુ કાર્ય તમને પ્રમાદે સોંપેલુ તે તમે કરી શકયા નથી તો રાજનગરથી તમે પાછા ચંપાવતી આવો તે દરમ્યાન મૃદુને શોધી કાઢવાનુ કાર્ય હું કરીશ " આમ કહેતી ચંદ્રિકા દુષ્ટ-સિંહના અશ્વ તરફ જવા લાગી

નાદાન બાળા ! એણે કયે દિવસે પ્રપંચ કર્યો હોય કે તેને યુકિતયુકત બોલતાં અને કાર્ય કરતા આવડે ! તેનો વિચાર દુષ્ટસિંહ તરતજ સમજી ગયો તેને લાગ્યુ કે ચંદ્રિકા મેળવવા માટે તેણે જે શરત પ્રમાદ સાથે કરી હતી તે તે પુર્ણ કરી શકયો નથી અને તેથી પ્રમાદ પાસે ચંદ્રિકાની માગણી કરી શકાય તેમ નહોતુ તો અચાનક આવી મળેલા પ્રસંગ જવા ન દેતા ચંદ્રિકાને કબજે કરી લેવાનુ વધારે સારૂ છે તે એકદમ ચંદ્રિકા તરફ ધસ્યો અને તેનો હાથ પકડી, કાંઇક નિર્લજ સ્મિત કરતો કહેવા લાગ્યો "ચંદ્રિકા ! શું એમ ધારે છો કે મને છેતરીને તું જઇ શકીશ ! આ જંગલમાં ભટકવા કરતા મારી ઇચ્છાને આધીન થઇ મારા તન મન અને ધનની અધિકારીણી બન "

દુષ્ટસિંહના નિર્લજ વચનોથી ચંદિકા ઉશ્કેરાઇ તેણે ઝડપ મારી દુષ્ટસિંહના હાથમાથી પોતાનો હાથ વછોડી નાખ્યો અને તેને ધિક્કારવા લાગી પણ ઉન્મત્ત દુષ્ટસિંહ આગળ એ ગરીબડી બાળાનુ શું ગજું ! તેણે તેને ફરીથી પકડી અને જોર જુલમથી અશ્વપર નાંખી રાજનગર લઇ જવાનો પ્રયત્ન કરવા લાગ્યો.



## પ્રકરણ ૧૧ મું.

### વાળ્યું કેવું વાળી.

દુષ્ટસિંહના અત્યાચારથી ચંદ્રિકા ગભરાઇ ગઇ હતી તેનું આખું અંગ પ્રસ્વેદથી ભીંજાઇ ગયું હતું આક્રંદ કરતી તે ચીસોચીસ પાડવા લાગી. નિર્જન અરણ્યમાં તેને કોણ સાંભળે ! આખરે એ નિરાધાર થઇ પડેલી બાળા રડતી કકળતી અશ્વપરથી વારંવાર કુદી પડતી પોતાનું શિયળ સાચવવા પ્રભુની પ્રાર્થના કરવા લાગી સતીઓના સહાયક વિશ્વંભરે તેની પ્રાર્થના સાંભળી તેની વ્હાર કરતા જણાયા સામેથી જે અશ્વ આવવાના ચંદ્રિકાને ભણકારા વાગ્યા હતા તે અશ્વ તેના સ્વાર પીઠપર લઇ સપાટાબંધ આવતો દેખાયો ચંદ્રિકાની નજર તે તરફ જતાજ તે વધારે જોરથી ચિત્કાર કરવા લાગી દુષ્ટસિંહે સામેથી આવતા સ્વારને જોયો પરંતુ તે ડર્યો નહીં

જોતજોતામાં એ સ્વાર તેમની સમીપ આવી પહોચ્યો. એક નિર્દોષ અબળા પર દુષ્ટસિંહને બળાત્કાર કરતો જોઇ તે દુષ્ટસિંહને ધમકી આપવા લાગ્યો. દુષ્ટસિંહ તેની ધમકીથી લેશ ડર્યા વગર તેને હસી કાઢી સીધા સીધા ચાલ્યા જવા સૂચના કરી તેના ગર્વિષ્ટ વચનોથી ઘોડેસ્વાર ઉશ્કેરાયો. તેણે રિવોલ્વર કાઢી તે દુષ્ટસિંહની સામે ધરતા કહ્યું "રાક્ષસી યુવાન ! આજ ક્ષણે આ બાળાને છૂટી કરી તારે રસ્તે ચાલ્યો જા, અને પ્રાણ બચાવ, નહિતો આ રિવોલ્વરના એક અવાજે તારા રામ રમી જશે અને ભવિષ્યની તારી ધારેલી આશાઓ હશે તે પણ નષ્ટ થઇ જશે "

રિવોલ્વર જોતાંજ દુષ્ટસિંહ ચમક્યો અને નમ્ર સ્વરે સ્વારને કહેવા લાગ્યો: "ભાઇ ! આ સ્ત્રી મારી છે અને તે કાંઇ કર્મ કરી

નાશી આવી છે હું એને પાછી મારે ત્યાં લઇ જાઉં છું તેમાં તમારે દરમ્યાનગીરી કરવાનું કાંઇ પ્રયોજન નથી માટે તમારી રિવૉલ્વર પાછી ખિસ્સામાં મુકી તમારે રસ્તે ચાલ્યા જાઓ અને જો તેનો ઉપયોગજ કરવાની તમારી ઇચ્છા હોય તો આ કુલાંગાર કમજાત સ્ત્રી ઉપરજ તેને અજમાવો કે તેથી તેના પાપકર્મનું તેને ફળ મળે ”

“ બસ કર દુષ્ટ ! હું એ સ્ત્રીને ઓળખું છું અને એ નીચ દુષ્ટસિંહ ! તને પણ હું બરાબર પીછાણું છું તારા અને તારા સાથી પ્રમાદ અને અજબના કાળા કૃત્યોથી હું પૂર્ણ વાકેફગાર છું. માત્ર અહિંસાના મદ્દવિચારથીજ હજુ પણ એકવાર ફરીથી આ ચન્દ્રિકાને મુકત કરી તારે માર્ગે ચાલ્યા જવા હું તને ફરમાવું છું.” સ્વારે આજ્ઞા કરતો હોય તેમ કહ્યું

પોતાને પડકારનાર સ્વાર કોણ હશે તે દુષ્ટસિંહ કલ્પી શક્યો નહીં ચન્દ્રિકાને છોડી ચાલ્યા જવાનું તેને યોગ્ય લાગ્યું નહીં સ્વારની સામે થવાનો નિશ્ચય કરી તેણે મ્યાનમાંથી તરવાર કાઢી અને ઘોડેસ્વાર ઉપર ઘા કરવા એકદમ ધસ્યો ચતુર સ્વાર તેની મતલબ સમજી ગયો હતો તેણે પોતાનો અશ્વ સહજ પાછો ખેંચી તેના પર થતો ઘા અટકાવ્યો અને દુષ્ટસિંહના ઉપર રિવૉલ્વરમાંથી ગોળી છોડી કમનશીબે બહાર ખાલી ગયો અને દુષ્ટસિંહે બીજો ઘા કર્યો જે સ્વારને ન લાગતા તેના અશ્વને લાગ્યો અશ્વપર ઘા પડતાંજ સ્વારે તેના પરથી નીચે કુદી પડી દુષ્ટસિંહને ઘાયલ કરવા તેના પર ઉપરા ઉપરી ગોળીઓ છોડવા માંડી. દુષ્ટસિંહ ગભરાયો અને સ્વારની નેમ ચુકાવતા તેણે ત્યાંથી અવળે રસ્તે નાસવા માંડ્યું તેને નાસી જતો જોઇ સ્વારે વધારે બહાર

કરવા બંધ કર્યા અને ભયભીત થયેલી ચંદ્રિકાને ધીરજ તથા આશ્વાસન આપવા લાગ્યો.

થોડોક સમય તેમણે એ સ્થળેજ વ્યતીત કર્યો અને તે દરમ્યાન ચંદ્રિકા અરણ્યમાં કેવી રીતે આવી પડી અને દુષ્ટસિંહનો તેને કેવી રીતે મળાપ થયો વિગેરે બાબતો સ્વારે તેને પુછી. ચંદ્રિકાએ પણ મૂળથી માંડી તમામ હકીકત તેને જાહેર કરી માત્ર સુલભના નામની જે કટાર તેને મળી આવી હતી તે વાત તેણે છુપાવી.

સ્વારનો અશ્વ મૃત્યુવશ થયો હતો અને દુષ્ટસિંહનો અશ્વ રિવોલ્વરમાંથી નીકળેલી ગોળીઓના અવાજથી ભયભીત થઇ નાશી ગયો હતો એટલે પગપાળા ચંપાવતી જવાનો સ્વારે નિશ્ચય કર્યો. ચંદ્રિકાની ઇચ્છા પણ ત્યાં જવાની હોવાથી બન્ને જણાએ ત્યાંથી આગળ ચાલવા માંડયું "દુષ્ટસિંહના અત્યાચારમાંથી બચાવનાર સ્વાર કોણ હશે ' તે મને ઓળખે છે અને હું તેને કેમ ઓળખી શકતી નથી ! વળી કોઇ નવીન વિપત્તિમાં તો નહીં આવી પડાય !" આમ આત્મગત વિચાર કરતી ચંદ્રિકા સ્વારની સાથે ચાલી જતી હતી ચાલતાં ચાલતાં સુર્યાસ્તની તૈયારી થઈ પણ ચંપાવતી આવ્યું નહી. બિચારી ચંદ્રિકા ! જેને ચાલવાનો બિલકુલ અભ્યાસ નહોતો અને જેણે ભૂખ, તરસ કે તાપ, તડકો કદી વેઠયો નહોતો તેને ક્ષુધાનો કડાકો વેઠી લાંબી મજલ પગે કાપવાનું ઘણું દુષ્કર થઇ પડયું જેમ તેમ હિંમત રાખી તે ચાલતી હતી પણ સવિતા નારાયણના અસ્ત થતા સુધી પ્રયાણ કરતા તેનાં ગાત્રો શિથિલ થવા લાગ્યાં તે અતિ શ્રમિત થઇ ગઇ. આગળ ચાલવાનું તેનામાં કૌવત રહ્યું નહીં અને તેથી તેણે તેના સાથીને કોઇ નિર્ભય સ્થાને જરા વિશ્રામ લેવા વિનતિ કરી

સ્વારને તે ક્ષણે સ્મૃતિ થઇ કે ચંદ્રિકાને ક્ષુધા લાગી હશે અને તે દુઃખથી તે પીડાતી હશે. ચંદ્રિકાની વિનંતિ તેણે તરતજ સ્વીકારી અને એક વૃક્ષ નીચે તેમણે મુકામ કર્યો પોતાની પાસેથી ભાથુ છોડી સ્વારે ચંદ્રિકાને આપ્યુ અને મસકમાંથી જળ પણ કાઢી આપ્યુ. ક્ષુધાતુર થયેલી ચંદ્રિકાએ વિના સંકોચે ભાથા પાણીનો સ્વીકાર કર્યો અને સ્વારને અંતરમા આશિષ દેતી ક્ષુધાને શાંત કરવા લાગી ખાતાં ખાતાં પણ તેને અપરિચિત સ્વારનાજ વિચાર આવ્યા કરતા હતા. તેનુ નામ ઠામ પુછવાની તેને જીજ્ઞાસા થતી પરંતુ તે પુછવાથી તેને કદાચિત્ ખોટુ લાગે અને તેનો ત્યાગ કરે એવી ભીતિથી તે તેને કાંઇ પણ પુછવાની હિંમત કરી શકી નહીં સ્વાર પણ ચંદ્રિકાને પોતાની ઓળખ આપવાનું ઉચિત ધારતો નહોતો એટલે એ બાબત કોઇ પ્રશ્ન ઉપસ્થિત થવાજ દેતો નહોતો

નાસ્તો કરી પરવાર્યાં બાદ સ્વારે ચંદ્રિકાને પુછ્યુ "કેમ ! બ્હેન ! હવે પાછી મુસાફરી શરૂ કરીશુ !"

ક્ષુધા શાંત થતા ચંદ્રિકામા નવુ કૌતક તો આવ્યુ હતુ પણ મનોહર ચાંદનીમા થોડો સમય વિશ્રામ લેવાનો તેનો ભાવ હોવાથી તેણે નમ્ર સ્વરે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી

સ્વારનો વિચાર રાત્રિમાજ ચંપાવતી પહોંચી જવાનો હતો. પ્રત્યેક પળે કાંઇ આપત્તિ આવી પડવાની તેને ધાસ્તી રહેતી હતી. પરંતુ ચંદ્રિકાનુ દયાર્દ્રિ મુખ નિહાળી તેણે વિનયપુર્વક કરેલી માંગણીનો સ્વીકાર કર્યા વગર તેનો છુટકો થયો નહીં

સ્વારની સંગતમા ચંદ્રિકાને ઘણોજ આનંદ લાગતો હતો. તે જાણે તેનું સર્વ દુઃખ વિસરી ગઇ હોય અને તેના મહેલમાજ સુખરૂપ

સનપર બિરાજી હોય એવી રીતે નિશ્ચિત અને વાયુની મીઠી લહેરીઓથી વૃક્ષ નીચે બેઠી બેઠી તેના મનને પ્રફુલ્લિત કરી રહી હતી. સમય જતાં તે નિદ્રાને વશ થવા લાગી. અને રાત્રિના પ્રથમ પ્રહરમાં ભૂમીરૂપી શૈયાપર તે નિદ્રાવસ્થ થઇ ઢળી પડી.

ચન્દ્રિકાને નિદ્રાવસ્થ થયેલી જોતાં સ્વાર દીલગીર થયો. તેનાપર તેને કાંઇક ક્રોધ પણ ઉપજ્યો પણ તત્ક્ષણેજ એ નિર્દોષ બાળાની દુ ખદ સ્થિતિનો વિચાર કરતાં તે શાંત થયો થોડો સમય વધારે એ સ્થાનપર ગાળવાનો નિશ્ચય કરી ચન્દ્રિકાના મધુર પણ એક દિવસના દુ ખથી શુષ્ક થઇ ગયેલા મુખનું અવલોકન કરતો ભાવિની અજબ શક્તિનો વિચાર કરવા લાગ્યો

વિચારમાંને વિચારમાં તેણે થોડોક સમય કાઢયો પણ જેમ રાત્રિ વધતી ગઇ તેમ નિદ્રાદેવીનુ પ્રાબલ્ય પણ વધતુ ગયું. આપણા સ્વાર પર પણ તેણે અસર કરવા માંડી અને જોતજોતામા તેણે પોતાની સત્તાનો પુર્ણ અમલ બતાવ્યો. નિદ્રાના ઝોકા ખાતો ખાતો સ્વાર ચન્દ્રિકાની સાથે ભૂમિપર સુતો અને અલ્પ સમયમાંજ ભર નિદ્રામા પડયો. વાણુ કેવુ વાશે તે શ્રીહરિ જાણે

---

## પ્રકરણ ૧૨ મું.

### દુષ્ટસિંહ અને જમાલ

રિવોલ્વરના ઉપરા ઉપરી થયેલા બહારથી ગભરાએલો દુષ્ટસિંહ વાયુવેગે દોડ્યો જતો હતો તે કયે રસ્તે જાય છે તેનુ તેને ભાન રહ્યુ નહોતુ લગભગ અર્ધા કલાક સુધી તેણે એકે શ્વાસે દોડ્યા કર્યું અને

જ્યારે તેને લાગ્યુ કે તેનો પ્રાણ લેવા તત્પર થયેલા સ્વારે તેની પૂઠ પકડી નથી ત્યારે તે થભ્યો અને એક વૃક્ષ નીચે વિશ્રામ લેવા બેઠો અનાયાસે ચદ્રિકાને હસ્તગત કરવાની આવી મળેલી અમુલ્ય તક અપરિચિત સ્વારના આવવાથી જતી રહી તે માટે તેને ઘણો ખેદ થવા લાગ્યો અને સ્વારને શ્રાપ દેતો પ્રમાદની મદદથી તેને શોધી કાઢી શિક્ષા કરવાના હવાઇ કિલ્લાઓ તેણે બાધવા માડ્યા. થોડો સમય વિશ્રામ લઇ તેણે ગજનગર તરફ પ્રયાણ કરવાનું શરૂ કર્યું

મધ્યાન્હ થતા સૂર્યનારાયણના પ્રખર કિરણોમાંથી વરસતો અગ્નિ પ્રાણી માત્રને વ્યાકુળ કરી રહ્યો હતો દુષ્ટસિહના દુષ્ટ વિચારો પર વાયુદેવતા પણ સૂર્યનારાયણ, સહાધ્યાયી થઇ કોપેલા દીસતા હતા એક તરફથી સુર્યનો તાપ તેના સકળ અગમા પ્રસ્વેદ કરાવી તેને આકુળ વ્યાકુળ કરી રહ્યો હતો અને બીજી તરફથી વાયુ ધુળના ગોટેગોટ ઉરાડી તેનાં નેત્રો પૂરી દઇ તેને અકળાવવા લાગ્યો. ચદ્રિકાના ધ્યાનમાં મગ્ન થયેલો દુષ્ટસિહ સુર્ય તેમ વાયુને પણ શ્રાપ દેતો દેતો ચાલ્યો જતો હતો પણ એ દેવતાઓની સામે તે ઝાઝીવાર ટકી શકયો નહીં સામા આવતા વાયુ સાથે યુદ્ધ કરી ચાલતા તેના પગ દુખવા માંડ્યા આખો પૂરાઇ ગઇ પ્રસ્વેદથી કપડા ભીંજાઇ ગયાં. તૃષાનું જોર પણ વધ્યુ અને તેનો કઠ સુકાવા લાગ્યો અણછુટકે નિશ્વાસ નાખતો કોઇ વૃક્ષ નીચે વિશ્રાતી લેવા અને બને તો જળની શોધ કરવા થોભ્યો આસપાસ નજર કરતા ત્યાથી થોડે દૂર એક ઘટાદાર વૃક્ષ તેની દષ્ટિએ પડયુ અને તેણે તે તરફ જવા માડ્યુ.

જેમ જેમ તે વૃક્ષની નજીક જવા લાગ્યો તેમ તેમ તેના ચ્હેરા પર અવનવા ફેરફાર થતા જણાવા લાગ્યા ઘડીકમા તે હાસ્ય કરતો જણાતો તો ઘડીકમાં કાઇક વિચાર કરતો અને ઘડીકમાં આશ્ચર્ય પામતો દેખાવા લાગ્યો. પરતુ જ્યારે તે વૃક્ષની છેક સમીપ જઇ ઉભો કે તેના આશ્ચર્ય તથા ખેદનો પાર ગ્યો નહીં તેના મિત્ર મીઆ જમાલને તે વૃક્ષની સાથે મુસ્કેટાટ બધાએલો મરણતોલ થઇ ગએલો તેણે નિહાળ્યો તેના અગપર વસ્ત્રનુ ઠેકાણું નહોતુ તેના એક ખભામાથી અને મસ્તકમાથી રૂધિર વહ્યા કરતુ હતુ પોતાના સહાધ્યાયીની આવી દયાજનક સ્થિતિ નિહાળી દુષ્ટસિહે ખેદ કરતા કરતા તેના બધન તોડી તેને મુક્ત કર્યો અને ત્યાંથી ઉચકી વૃક્ષની બીજી બાજુએ લઇ જઇ તેની આસના વાસના કરવા લાગ્યો તેના જખમોપર તેણે પાટા બાધી દીધા અને જગલમા ઉગેલી કોઇ વનસ્પતિના પાદડાં લઇ આવી તેનો રસ કાઢી તે જમાલના કર્ણમા રેડ્યો એ વનસ્પતિના કોઇ અલૌકિક ગુણથી જમાલ અલ્પ સમયમાંજ શુદ્ધિમા આવ્યો નેત્રો ઉઘાડી દુષ્ટસિહને તેની સેવા કરતો બેઠેલો જોઇ જમાલ આશ્ચર્ય પામ્યો અને તેને મૃત્યુના મુખમાથી મુક્ત કરવા માટે તેનો આભાર માનવા લાગ્યો.

દુષ્ટસિહે તેને આશ્વાસન આપતાં તેની એ સ્થિતિ કોણે કરી તે જણાવવા કહ્યું

જમાલ વૃક્ષના થડને અડેલી સ્વસ્થ થઈ બેઠો અને પોતાની વિતક વાર્તા મિત્રને કહેવા લાગ્યો "ભાઇ દુષ્ટસિહ ! આપણે બન્ને મૃદુની શોધને માટે જવા છૂટા પડ્યા બાદ હું મારો અશ્વ પૂરપાટ દોડાવતો અને આસપાસ નજર કરતો ઠેઠ ચપાવતી સુધી ચાલ્યો ગયો. ત્યા મૃદુની તપાસ કરી પણ કાંઇ પત્તો મળ્યો નહીં તમે

પણ કદાચ મારી પેઠે નિરાશ થઇ પાછા વળ્યો હસે એમ ધારી મે પણ પાછું રાજનગર તરફ પ્રયાણ શરૂ કર્યું. રસ્તે આવતાં આ સ્થળે મૃદુના મિત્ર સુલભનો મને ભેટો થયો તે પણ ચંપાવતીજ જતો હોવો જોઇએ મને જોતાંજ તેણે તેનો અશ્વ થોભાવ્યો અને મને અટકાવી, હું કયાથી આવુ છુ ! કયાં જાઉં છું ! કયુ કાર્ય કરવા નીકળ્યો છુ ! કોના કહેવાથી નીકળ્યો છુ ! ઇત્યાદિ અનેક પ્રશ્નો પુછ્યા તેના એક પણ પ્રશ્નનો પ્રત્યુત્તર ન આપતા મેં તેને નમ્રતાથી જ્યાં જતો હોય ત્યા ચાલ્યા જવા સુચના કરી, પણ એ બેવકુફ સમજ્યો નહીં અને મને તમામ હકીકત કહેવા દબાણ કરવા લાગ્યો આપણે પ્રમાદના કહેવાથી મૃદુને શોધી કાઢી તેનું ખૂન કરવા નીકળ્યા છીએ એ બાબત તે જાણતો હોય એમ તેના બોલવા પરથી લાગ્યુ છતાં મે તેને મારી સાથે વ્યર્થ પંચાત કર્યા વિના ચાલ્યા જવા ફરી કહ્યુ પરંતુ એ દુષ્ટે એની હઠ છોડી નહીં અને પરિણામ એ આવ્યુ કે અમે બન્ને એક બીજા સાથે લડાઇમા ઉતર્યા. કમનસીબે તેની કટારના મને બે ઘા સખત લાગી ગયા અને હું બેશુદ્ધ થઇ અશ્વપરથી પડી ગયો હું ધારૂ છુ કે મારા અશ્વને નસાડી મુકી તેની લગામથી આ વૃક્ષ સાથે મને બાંધનાર એજ હોવો જોઇએ. ભાઇ ! મારાં અહો ભાગ્ય કે તુ આવી ચઢયો અને મને મુક્ત કરી એ દુષ્ટ ઉપર વૈર લેવા મને ઉગાર્યો. હવે જોઉં છુ કે એ સુલભ પણ આ દુનિયામાં કયાસુધી ટકે છે ! મારા દેહમા પ્રાણ છે ત્યાસુધી હુ એને પાતાલમાથી પણ પકડી લાવીને વૈર લઇશ. ” મીઆ જમાલ આ પ્રમાણે ઉશ્કેરાઈ નાહક કુદવા લાગ્યા તેને એટલો પણ વિચાર ન આવ્યો કે સુલભે ધાર્યું હોત તો તેને કયારનો યમસદનમાં પહોચાડી દીધો હોત

જમાલની હકીકત સાંભળી દુષ્ટસિંહને સુલભના સામર્થ્યનું ભાન થવા લાગ્યુ અને તેને મળેલા સ્વાર પણ સુલભતો નહીં હોય એવી તેને શંકા થવા લાગી તેના મિત્ર કરતા તે વિશેષ બહાદુરીથી દુશ્મન સ્વાર સાથે લડ્યો હતો એમ તેને લાગ્યુ અને તેથી પોતાની બહાદુરી જણાવવા તેણે નિરાશ થઇ ચંપાવતી પાછા ફરતા ચંદ્રિકાનો કેવા સ્થાનમા મેળાપ થયો અને તેને રાજનગર લઇ જતાં એક અપરિચિત સ્વારે તેને કેવી રીતે બચાવી ઇત્યાદિ હકીકત જમાલને જણાવી.

બન્ને જણા થોડીવાર આરામ લઇ રાજનગર તરફ જવા તૈયાર થયા તેમનો વિચાર પ્રમાદને તમામ હકીકત જણાવી અપરિચિત સ્વારને તથા ચંદ્રિકાને સત્વર પકડવાનો હતો તેમણે ઘણી ઝડપથી ચાલવા માંડયું અને સુર્યાસ્ત થતા પહેલા રાજનગર પહોચી ગયા

---

## પ્રકરણ ૧૩ મું.

### નિર્દોષીઓ પકડાયા.

પ્રમાદ અને અજબ દુષ્ટસિંહ તથા જમાલ કેમ પાછા આવ્યા નહીં ! સુલભ કઇ તરફ ગયો હશે ! શુ તે ચંદ્રિકાનો પત્તો મેળવી શકશે ! ઇત્યાદિ વિચારો કરતા પોતાનો અર્થ સાધવા માટે કેવી કેવી યુક્તિઓ તથા પ્રપંચ રચવા તેની ગોષ્ટી કરી રહ્યા હતા; એટલામા દુષ્ટસિંહ અને જમાલ આવ્યાના સમાચાર તેમને મળ્યા.

જેની રાહ જોતા હતા તે આવી પહોંચતા કાર્ય સફળ થયાનું તેમને દેખાયુ અને તે અતર્ગત આનદ પામવા લાગ્યા, પરતુ જ્યાં વસ્ત્રહીન જમાન અને શસ્ત્રહીન થયેલો દુષ્ટસિહ નિસ્તેજ વદને તેમની સમક્ષ આવી ઉભા કે તેમનો આનદ નષ્ટ થયો આશાઓ નિરાશાના સાગરમા ગોથા ખાવા લાગી. વગર પુછ્યે જમાલ અને દુષ્ટસિહના હાલ જોતાજ તેમની ખાત્રી થઇ કે બન્ને જણા દુશ્મનને હાથે હારખાઇને આવ્યા છે અનહદ્દ દુખ સહન કરી, મહા મુશીબતે પ્રાણ બચાવી આવેલા દુષ્ટસિંહ તથા જમાલના દુખ સાભળવાની વાત તો બાજુએ રહી પણ પ્રમાદ તેમને જોતાજ તેમનો તિરસ્કાર કરતો ધુરકી ઉઠયો " જાઓ ! હિચકારાઓ ! જાઓ હવે મારે તમારૂ કામ નથી હું નહોતો ધારતો કે તમે મારૂ કાર્ય બજાવવાને આવા નાલાયક નીવડશો. જાઓ સત્વર તમે મારી દષ્ટિ આગળથી દૂર થાઓ મારૂ ઉકળતુ હૃદય તમને જોઈ વધારે ઉકળે છે, ક્રોધથી રક્ત થયેલા મારા નેત્રો તમને નિહાળી વધારે ક્રોધિત થાય છે " હાથપગ પછાડતો પ્રમાદ આમતેમ ફરવા લાગ્યો

દુષ્ટસિહ અને જમાલ પ્રમાદનાં તિરસ્કારયુક્ત વચનો સાભળી દિગ્મૂઢ બની ગયા તેમણે સ્વપ્ને પણ ધાર્યું નહોતુ કે તેમણે ઉઠાવેલી મહેનતનો બદલો આવો મળશે. પ્રમાદ તરફની સહાયતા અને ઉત્તેજનને બદલે તિરસ્કાર થશે

પ્રમાદે કરેલી ભૂલ અજબના સમજવામા આવી હતી. તેણે નમ્રસ્વરે દુષ્ટસિહને કહ્યુ " ભાઇ દુષ્ટસિહ ! પ્રમાદાસહનો સ્વભાવ મૂળથીજ આકળો છે તેમાં નિરાશાએ તેને જરા વિશેષ અકળાવ્યો છે માટે એના બોલના સામુ ન જોતાં આપણે આપણુ કર્તવ્ય

બજાવવુ એ આપણુ ભૂષણુ છે. જરા સ્વસ્થ થશે એટલે આપણે એને સમજાવીશુ અને એ પોતેજ પાછો પસ્તાશે  ચાલો. જરા આરામ લો અને પછી તમે શુ સમાચાર લાવ્યા છો તે જણાવો"

અજબ અને દુષ્ટસિહને ગુપચુપ વાત કરતા જોઇ પ્રમાદ તે શુ વાત કરી રહ્યા છે  તે જાણવા તેમની પાસે આવ્યો  ડોકટર અજબે સમયસુચકતા વાપરતાં તેને કહ્યુ "સરદાર ! તમને હવે અમારી વાત સાંભળવાનો કે જાણવાનો કાંઇ અધિકાર રહ્યો નથી, માટે આપ આ તરફ આવશો જ નહી "

" એટલે ! શુ મારા મકાનમા કોણ શું કરે છે તે જોવા તથા જાણવાનો મને પોતાને જ અધિકાર નથી ! " પ્રમાદે જણાવ્યુ

" એક મકાન માલિક તરીકે તમે અમારી વાત જાણવાનો દાવો કરતા હો તો અમે તમને એટલુ જણાવી શકીશુ કે અમારી વાતમા તમારો પોતાનોજ સ્વાર્થ સમાએલો છે " અજબે કહ્યુ

'જ્યારે મારા જ હિતની વાત હોય તો તેમા મને અજ્ઞાત રાખવાનુ શુ પ્રયોજન !" પ્રમાદે અધીરા થતા કહ્યુ

" સરદાર ! આ બિચારા દુષ્ટસિહ તથા જમાલની સ્થિતિનો વિચાર કરતા અગાઉથી તમને આયદે કાંઇ ન જણાવતા તમારૂં હિત સિદ્ધ થયા બાદ તમને સર્વ હકીકત નિવેદન કરવી એવો મે આજથી નિશ્ચય કર્યો છે " અજબે પ્રમાદને ઠેકાણે લાવવાની યુક્તિ કરી

અજબની તરકીબ પ્રમાદ સમજી ગયો તેણે કરેલી ભૂલ તેને જણાવા લાગી અને તેથી મનમા તેનો પસ્તાવો કરવા લાગ્યો  સહજ વાર રહી તેણે જરા મુખ મલકાવી અજબને કહ્યુ "વાહ ! અજબ !

-વાહ! તે પણ ખૂબ કરી. મારી ભૂલ મને પ્રત્યક્ષ ન બતાવતા તે પરોક્ષ રીતે બતાવવા તે ઠીક યુક્તિ લગાવી ખરેખર! દુષ્ટસિંહનો તિરસ્કાર કરવામાં મે ગંભીર ભૂલ કરી છે મને તે હવે સમજાય છે તે બદલ હું તેમની ક્ષમા ......

" નહીં સરદાર! એવું અયોગ્ય વચન આપ મુખમાથી કાઢશો નહિ અમે ક્ષમા યાચવા યોગ્ય છિએ આપ તે બક્ષવા યોગ્ય છો. આપનો અમારા પ્રતિ થયેલો અભાવ અમને દુ:ખકર થઇ પડયો હતો પરંતુ ક્રોધાવેશમા આપનાથી થઇ ગયેલી ભૂલ આપને દેખાઇ અને આપે અમારા પ્રત્યેના સ્નેહને પાછું આપના હૃદયમા સ્થાન આપ્યું તેથી અમને સંતોષ થાય છે " દુષ્ટસિંહે પ્રમાદને અટકાવતા કહ્યું

દુષ્ટસિંહનાં આવા નિર્દોષ વચનોથી પ્રમાદનું દોષીત અંતઃકરણ વિશેષ દુ:ખી થવા લાગ્યુ અને તે શરમાવા લાગ્યો. તેમણે નમ્ર સ્વરે જગાલ તથા દુષ્ટસિંહને તેમની વિતકવાર્તા જણાવવા વિનતિ કરી જમાલના ઇતિહાસથી દુષ્ટસિંહ વાકેફગાર હતો એટલે દુષ્ટસિંહેજ તમામ હકીકત અથૈતિ કહી સંભળાવી ચંદ્રિકાના જીવતા હોવાના અને વળી દુષ્ટસિંહના પંઝામાથી કોઇ અપરિચિત સ્વારના હાથે ઉગર્યાના સમાચાર સાભળી પ્રમાદ તથા અજબ આશ્ચર્યચકિત થયા. તેમને ચિન્તા વધી અને શું કરવું તેનો તે વિચાર કરવા લાગ્યા છેવટે દુષ્ટસિંહની સલાહ મુજબ પ્રમાદે પોતે તે સ્વાર અને ચંદ્રિકાની પાછળ પડી તેમને ગમે તે પ્રકારે પકડી લાવવાનો નિશ્ચય કર્યો અજબ તથા દુષ્ટસિંહને પણ તેણે સાથે લીધા. મીઆ જમાનને રાજનગરમા રહેવા દીધા

સંધ્યા સમયે એ ત્રિપુટી રાજનગર છોડી જે સ્થળે દુષ્ટસિંહ ને ચંદ્રિકાનો મેળાપ થયો હતો તે તરફ જવા નીકળી પડી તેમના

અશ્વોને તે એટલી ત્વરિત ગતિએ દોડાવતા હતા કે જોતજોતામા તે ધારેલે સ્થળે જઇ પહોંચ્યા પરંતુ ત્યા સ્વારનુ કે ચંદ્રિકાનુ કોઇનું તેમને દર્શન થયુ નહીં. તે ચંપાવતી તરફજ ગયા હશે એમ અનુમાન કરી ત્રણે જણાએ તે તરફ પ્રયાણ આરંભ્યુ કર્યું ચંદ્રિકાને જે પેટીમા પુરવામાં આવી હતી તે વૃક્ષ નીચે પડેલી આગળ જતા તેમની દષ્ટિએ પડી અને ચંદ્રિકા બચી ગઇ છે તેની પ્રમાદ તથા અજબને સંપુર્ણ ખાત્રી થઇ ચંપાવતી પહોચતા અગાઉ સ્વારને તથા ચંદ્રિકાને પકડી પાડવા તેમણે દઢ નિશ્ચય કર્યો અને અશ્વોને વાયુવેગે દોડાવતા તે આગળ વધવા લાગ્યા

વાંચક! કમનશીબ ચંદ્રિકા અને તેને બચાવનારો સ્વાર આ સમયે નિદ્રાવશ થઇ ગએલા આપણે જાણી ગયા છિએ સ્વાર સાવધ અને હોશિયાર હોવા છતા દુર્ભાગ્યે તે પણ નિદ્રાધીન થઇ ગયો હતો તેમણી પાછળ પડેલા ત્રણે નરપિશાચો જે સ્થળે એ બન્ને નિર્દોષ જીવો શાંતિથી નિદ્રા લઇ રહ્યા હતા ત્યં જઇ પહોચ્યા. તેમનો પ્રયત્ન સફળ થયેલો જોઇ તેમને ઘણે આનંદ થયો. બન્ને નિદ્રાધીન નિર્દોષોનો ઘાત કરવા પ્રમાદ તત્પર થયો, પરંતુ દુષ્ટસિંહે તેને તેમ કરતો અટકાવ્યો અને તેમને કોઇ ગુપ્ત સ્થાને કેદ કરવાની સલાહ આપી

દુષ્ટસિંહનો મનોભાવ પ્રમાદ સમજી ગયો તેની સલાહ તેને રુચીકર લાગી નહીં પરંતુ તેનુ પાછુ અપમાન કરતા અટકયો અને અનિચ્છાએ પણ તેની સલાહ માન્ય કરી.

ડાકટર અજબરાયે તેમણે સંપાદન કરેલી વિદ્યાનો તાત્કાલિક ઉપયોગ કરવા માંડ્યો. ગજવામાંથી શીશીની દવાની ડાબી કાઢી

સ્વાર તથા ચંદ્રિકાના નાક આગળ તે ધરી બન્ને નિર્દોષી જીવો મૃત તુલ્ય થઇ ગયા. તરતજ દુષ્ટસિંહે ચંદ્રીકાને અને અજબે સ્વારને પોતપોતના અશ્વપર નાખી ત્રણે જણાએ પાછા ફરવા માંડયુ બિચારા નિર્દોષી જીવો પર કુદરતનો કોપ થયો અને દુષ્ટોના પંજામાં પકડાયા



## પ્રકરણ ૧૪ મુ.

### મૃદુ-લતિકાનુ પ્રેમવૃત્તાન્ત

વિભવપૂર્ણ ચંપાવતી નગરીનો રાજા શૂરસેન ઉત્સાહી અને બુદ્ધિશાળી હતો નીતિશાસ્ત્રમા તેમજ ન્યાયશાસ્ત્રમા તે પ્રવીણ હતો તેની રાણી બુદ્ધિમતી તેમજ તેની પુત્રી સૌંદર્યલતિકા પણ તેના જેવાંજ ધર્મશીલ અને નીતિમાન હતા એ દંપતીને સતાનમા માત્ર લતિકાજ હતી અને તેમનો એ કુમારિકા પ્રત્યે અનહદ સ્નેહ હતો અત્યંત લાડમા પુત્ર સમાન ઉછેરી તેમણે તેને મોટી કરી હતી. તેના નામ પ્રમાણે તેનુ સૌંદર્ય પણ અલૌકિકજ હતુ તેની મનોહર મુખાકૃતિ અને તેનુ સદ્દવર્તન આકર્ષક હતા સાક્ષાત રતીનોજ જાણે અવતાર ન હોય એવી તે દીસતી હતી તેની કૌમાર્યાવસ્થા પુર્ણ થતાં જેમ વસંતમા ચૈત્રમાસ, ચૈત્ર માસમા જેમ નવપલ્લવ, અને નવપલ્લવમા કુસુમ, કુસુમમા જેમ મધુકર અને મધુકરમા જેમ મદ પ્રવેશ કરે તેમ તેના શરીરમા નવયૌવને પ્રવેશ કરવા માડયો હતો અને કામદેવના અર્થે શિવજીનો પ્રસાદ મેળવવા તે તેમની આરાધના કરતી હતી સમય વીતતાં તેની આરાધનાથી શિવજીએ પ્રસન્ન થઇ

તેને યોગ્ય સુશીલ અને કામદેવ સમપતિ પ્રાપ્ત કરવાનો પ્રસગ આણી આપ્યો હતો

રાજનગરના રાજા કેસરીસિહની પુત્રી મનુભાના લગ્ન પ્રસગે રાજા શૂરસેનને કુટુમ પરિવાર સહિત પધારવા આમ ત્રણ મોકલવા માં આવ્યુ હતુ ઘણો સમય થયા બુદ્ધિમતી તથા લતિકાની ઇચ્છા પણ રાજનગર જવાની થયેલી હોવાથી રાજા શૂરસેને કેશરીસિહના આમત્રણનો સ્વીકાર કર્યો હતો લગ્ન પ્રસગને લીધે કેશરીસિહના દરબારમા અન્ય રજવાડાઓમાંથી અનેક રાજાઓ તથા ભાયાતો પધાર્યા હતા એ બધાની સાથે કુટુબસહિત દરબારમા રહેવાનું શૂરસેનને અનુકૂળ નહીં પડવાથી તેણે કુલીનસિહના મહાલયમા મુકામ કરવાની ગોઠવણ કરી હતી.

શૂરસેન જેવો રાજા તે કુલીનસિહને ત્યા ઉતારો કરી તેની માન પ્રતિષ્ઠા વધારો કરે અને મૃદુ–લતિકાને તેનો લાભ મળે એ મૃદુનુ વા લતિકાનુ કે ઉભયનુ સદ્‌ભાગ્ય નહીં તો બીજુ શુ !

લગભગ દશેક દિવસ રાજા શૂરસેન કુલીનસિહના ત્યાં રહ્યો અને તે દરમ્યાન મૃદુના ચાતુર્ય ચાપલ્ય અને સદ્‌ગુણોથી તેમને તેના પ્રત્યે અનહદ પ્રીતિ ઉત્પન્ન થઇ તેનો સાલસ સ્વભાવ, તેનુ મૃદુ ભાષણ તેના પવિત્ર અને નિર્દોષ મુખારવિંદ પર સુર્યસમ ઝગઝગી રહેલુ તેજ તેને પોતાનો જામાત્ર બનાવવા શુરસેનને લલચાવવા લાગ્યા. એક તરફ રાજા શુરસેનના મનમા આ વિચારો ઘોળાતા હતા તો બીજી બાજુએ બુદ્ધિમતિના હૃદયમાં પણ એજ શુભ વિચારોએ વાસ કર્યો હતો.

એ દપતી તો માત્ર વિચારજ કરતા હતા પણ મદન સ્વરૂપ મૃદુને નિહાળી લતિકાની શુ સ્થિતિ થઇ હતી ! મૃદુને નિહાળતા અને

તેના મનમોહક શબ્દોનું શ્રવણ કરતા તે આકુળવ્યાકુળ થઇ જતી હતી. તેની સર્વ ઇંદ્રિયો વિહ્વળ બની જતી હતી પ્રસંગોપાત શું કરવું તેની પણુ તેને સુઝ પડતી નહોતી લજ્જા ધૈર્ય અને વિનયનો ત્યાગ કરી, જનાપવાદનો વિચાર છોડી, કુળની અવગણના કરી, સદાચારનો અતિક્રમ કરી શીળનું ઉલ્લંઘન કરી તથા દુષ્કીર્તિનો અંગીકાર કરી પ્રેમમાં તે અંધ બનતી જતીહતી માતાપિતાની આજ્ઞા કે અનુમોદન વિના, ગુરૂજનનુ અપમાન કરી પોતાની મેળેજ મૃદુનું પાણિ-ગ્રહણ કરવા તે ઉશ્કેરાતી પરંતુ તેજ ક્ષણે ધર્માધર્મનો વિચાર આવતા તેના વિહ્વળ મનને તે શાંત કરતી હતી. સ્વપ્નમા કોઇ કોઇ પ્રસંગે જાણે તે રતિ રસમય સમુદ્રમા નડી હોય, સર્વ મનોરથોની અગ્રે ચઢી હોય, સર્વ ઉત્સવોની જાણે પરાકાષ્ટાએ પહોચી ગઇ હોય એવા એવા ચિન્હો તેને માલમ પડતા હતાં મૃદુ કોઇ કોઇવાર તેના સામુ જોઇ સ્મિત કરતો તો તેનું વદન લજ્જાથી નીચુ નમી જતુ હતુ અને નિર્મળ આનંદાશ્રુ બિંદુથી તેના હર્ષનો ઉભરો બહાર નીકળી જતો હતો મૃદુને પોતાના પ્રત્યે આકર્ષાયલો જોઇ તે તેને પોતાને મહદ્ ભાગ્યશાળી માનતી હતી.તેના હૃદયમા, તેની રગેરગમા મૃદુની મોહક મૂર્તિજ રમણુ કરી રહી હતી

લતિકા સ્વરૂપમાં મૃદુ પણુ મગ્ન થઇ રહ્યો હતો, પણુ લજ્જા, જનાપવાદ, માતા પિતાની આમન્યા, ધર્મશાસ્ત્રનુ બંધન વિગેરે તેને કોઇ પણુ પ્રકારના દુષીત ક્ષેત્ર તરફ જતા અટકાવતા હતાં

કેશરીસહને ત્યાં લગ્નની પુર્ણાહુતી થતાં એ પ્રેમી યુગલને વિખુટા પડવાનો પ્રસંગ આવ્યો પ્રેમીઓના પ્રેમી અંતઃકરણુ વિયોગ દુ:ખના વિચાર માત્રથી ભેદાયા; પણુ એ દુઃખ સહન કર્યાં વિના

વિના તેમનો છૂટકો નહોતો. દ્રવિત હૃદયે, ગદગદ કંઠે અને સજલ નેત્રે લતિકા તેના ભવિષ્યના ભરથારની આજ્ઞા લઈ, અવર નવર ચંપાવતી આવી દર્શનનો લાભ આપવા આગ્રહ કરી તથા તેનું પાણિ ગ્રહણ કરી તેના હૃદયમાં સ્થાન આપવાનુ વચન લઇ તેના માત પિતા સાથે ચંપાવતી ગઇ અને વિરહ દુ:ખમા દિવસો નિર્ગમન કરવા લાગી

રાજનગર છોડતા શુરસેને તેમ રાણી બુદ્ધિમતીએ મૃદુને ચંપાવતી આવવા આગ્રહ કર્યો હતો કુલીનસિંહને પણ મૃદુને મોકલવા સમજુત કરી હતી અને તેમની મનોભાવનાનો પણ કાઇક પ્રસારો કરી દીધો હતો થોડો સમય વીત્યા બાદ શુરસેનનો મૃદુને તેડાવવા સબંધી પત્ર પણ આવ્યો હતો સાથે તેની પ્રિયતમાનુ પણ આગ્રહપૂર્વક આમંત્રણ આવ્યુ હતુ કુલીનસિંહની આજ્ઞા થતા મૃદુ તેના મિત્ર સુલભને સાથે લઈ ચંપાવતી ગયો હતો અને ફરીથી ત્યાં લતિકાની મુલાકાત થતા તેમનો પરસ્પર બંધાએલો પ્રેમ દૃઢ થયો હતો.

એક સમયે એ પ્રેમી યુગલ લતિકાના પુષ્પોદ્યાનમાં વિરાજી મધુરા અને સુવાસિત પુષ્પોની પરિમલ લેતાં આનંદ અને પ્રેમ ગોષ્ઠી કરી રહ્યાં હતા ત્યાં અચાનક રાજા શુરસેન જઇ પહોંચ્યો. દૂરથી લતિકા અને મૃદુને એકાંતમાં વાર્તાલાપ કરતા બેઠેલા જોઇ તે ચુપકીથી એક વૃક્ષને ઓથે ઉભો રહી તેમનો વાર્તાલાપ સાંભળવા લાગ્યો.

એક પિતા તરીકેની શુરસેનની એ વર્તણુંક એક રીતે અયોગ્ય

લેખાશે પરતુ લતિકાના ભવિષ્યનો વિચાર કરતા તેને એ બાબત દોષીન ગણુવો એ વાસ્તવિક નહીંજ કહેવાય. મૃદુ અને લતિકાનો પરસ્પર દ્દષ્ટિભુત થયેલો શુદ્ધ પ્રેમ નિહાળી શુરસેનના આનદની અવધિ રહી નહીં પુષ્પોધાનમાથી પાછો ફરી તે રાણી બુદ્ધિમતી પાસે ગયો અને પોતાનો આનદ જાહેર કર્યો મૃદુ–લતિકાનુ ઇશ્વરી યુગલ જેમ બને તેમ ત્વરાથી જોડી દેવાનો એ દપતીએ નિશ્ચય કર્યો અને તે પત્રદ્વારા કુલીનસિહને તાત્કાલીક સ્પષ્ટ રીતે જણાવી પણ દીધો

શુરસેન જેવા માહાન્ નૃપતિ તરફથી મૃદુને તેના જામાત્ર કરવાની આગ્રહપૂર્વક માંગણી થતી જોઇ કુલીનસિહના આનદ અને આશ્ચર્યનો પાર રહ્યો નહીં શુરસેનની માગણી સ્વીકારવા તે તત્પર થયો પરતુ તેની ધર્મપત્નિ સુદરબાએ વડાપુત્ર પ્રમાદનુ વેવિશાળ થાય નહીં ત્યા સુધી મૃદુનો લગ્ન સુબધ કોઇ સ્થળે નહી જોડવાનો સતત્ આગ્રહ કરવાથી તેણે વિનયપૂર્વક એ હકીકત શુરસેનને લખી જણાવી

ઉદાર દીલના અને ડાહ્યા રાજા શુરસેનને કુલીનસિંહના પ્રત્યુત્તરથી પોતાનું અપમાન થયેલુ ન ગણુતા ઓરમાયા પુત્રોને સમદ્દષ્ટિથી જોવા માટે તે કુલીનસિહને તથા સુદરબાને ધન્યવાદ આપવા લાગ્યો તેણે પ્રમાદસિહનુ વેવિશાળ થયા બાદ મૃદુનુ લગ્ન લતિકા સાથે કરવાનુ કુલીનસિહ પાસે વચન લઇ લીધુ

ચપાવતીમા રહેલા મૃદુ તથા સુલભ તેમ જ લતિકા આ આ બાબતથી અજ્ઞાત હતા થોડો સમય વીત્યા બાદ જયારે મૃદુ તથા સુલભ રાજનગર પાછા ફર્યા ત્યારે સુલક્ષણી પત્નિ કનક મારફતે તેમને એ શુભ સમાચારની જાણુ થઇ

એ. પાંચ માસ વીતી ગયા પરંતુ પ્રમાદસિંહના વેવિશાળની કાંઇ ગોઠવણ થઇ નહીં અને કુલીનસિંહ તથા સુંદરબા બન્ને એ સમયમાં એકાએક દેવલોક પામ્યાં.

શુરસેન તથા બુદ્ધિમતીને કુલીનસિંહના મૃત્યુ બાદ તેણે આપેલા વચનની તેના વડા પુત્ર પ્રમાદને સ્મૃતિ કરાવવાની ઇચ્છા થઇ, તે કાંઇ નિર્ણય પર આવે ને પહેલાં લતિકાના સૌંદર્ય પર મોહિત થયેલા પરંતુ પિતાની આમન્યા તથા ભયથી નિરાશ થઇ રહેલા પ્રમાદ તરફથીજ લતિકાનો સંબંધ મૃદુ સાથે ન જોડતા તેની સાથે જોડવાનો રાજા શુરસેનપર પત્ર આવ્યો જોકે પત્રનું લખાણ વિનયયુક્ત હતું પરંતુ તેણે કરેલી માગણી અયોગ્ય હતી શૂરસેને તેની માગણી સંબંધી કાંઇ પણ પ્રત્યુત્તર ન આપતા મૃદુને ચંપાવતી મોકલી આપવા પ્રમાદને સંદેશો કહાવ્યો. દુષ્ટ પ્રમાદ એ સંદેશો મૃદુને પહોંચાડે એ સર્વથા અશક્ય હતું તેણે ફરીથી શુરસેનને તેની માગણી બાબત વિચાર કરવા અને પ્રત્યુત્તર આપવા કહેણ મોકલ્યું એક વખત પરોક્ષ રીતે ઇન્કાર કર્યા છતાં પ્રમાદને તેની તેજ માગણી પાછો કરતો જોઇ શુરસેન તેને ધિક્કારવા લાગ્યો લતિકાનો સંબંધ મૃદુ સિવાય અન્ય કોઇની સાથે નહીં જોડવાનો તેનો નિશ્ચય તેણે પ્રમાદને જણાવ્યો અને એ બન્નેના પરસ્પર બંધાએલા પ્રેમથી પણ તેને વાકેફ કર્યો

વાંચક! પ્રમાદ પાસે બાગમાં જે પત્ર હતો તે આજ પત્ર અને એ પ્રમાદને મળ્યો ત્યારથીજ બિચારા મૃદુનું ભાવિચક્ર ઉંધું ફરવા માંડયું હતું.

---

## પ્રકરણ ૧૫ મું.

### લતિકાનુ કલ્પાંત.

ચૈત્ર માસના રમણીય દિવસોમાં નવા કમળવન ખીલી રહ્યાં હતા આંબાની કોમળ કળિયોનો કલાપ અને પુષ્પોધ્યાનમા ખીલી રહેલી પુષ્પ કળિયોની પરિમલ કામાતુરને ઉત્કંઠિત બનાવી રહ્યા હતાં. મલયાચળની ઠંડી વાયુની લહરીઓથી કામદેવનું ધ્વજ-પટ ફરફરતુ હતુ, કામદેવનાં શરપત્રના સુસવાટથી સર્વ દિશાઓ બધિર થઇ ગઇ હતી અને રતિ-રસ સાગરના ભારે પૂરથી બહુ છાકમ-છોળ થઇ ગયેલું જણાતુ હતુ, પરંતુ આપણી વાર્તાની નાયિકા સૌંદર્યલતિકાને આથી લેશ પણ આનંદ થતો નહોતો મૃદુના વિયોગથી તે મુઝાતી હતી રાત્રિ દિવસ તે તેનુ જ ચિન્તન કર્યા કરતી હતી વિરહ વ્યાકુળ કામિનિ ઘડીકમા શોકાતુર બની જતી તો ઘડીકમા ચિન્તાગ્રસ્ત થતી અને ઘડીકમા ક્રોધિષ્ટ પણ થઇ જતી હતી પોતે શાંત છે કે અશાત છે, જાગૃત છે કે નિદ્રાધીન છે, પોતાને દુ ખ છે કે સુખ છે, ઉત્કંઠા છે કે વ્યાધી છે, વિપત્તિ છે કે ઉત્સવ છે, તે કાંઇ તેનાથી સમજાતુ નહોતુ સર્વે સખીઓને રજા આપી ઘડીકમાં શયનગૃહની બારીમાં તો ઘડીકમાં પુષ્પોદ્યાનમાં બેઠી બેઠી પોતાનું મણીમય મુખ રાજનગરની દિશા તરફ રાખી આતુર વદને જોયા કરતી હતી મૃદુને ચપાવતી તેડાવવા શુકસેને કરેલી ગોઠવણના સમાચાર તેની માતાદ્વારા તેના જાણવામા આવ્યા હતા અને તેથી તે ઘણી હર્ષિત થઇ હતી પરંતુ સમય થઇ જવા છતાં તેના આવવાનાં કાંઇ ચિન્હો ન જણાતા તેના વિરહ દુ:ખમાં વૃદ્ધિ થઇ હતી તેની અધીરતા વધતી જતી હતી તેનું ચિત્ત સર્વથા ભ્રમ થઇ ગયુ હતું.

આ સ્થિતિમાં લતિકા પોતાના પુષ્પોદ્યાનમા બેઠી બેઠી ઉત્સુકતાથી રાજનગરને રસ્તેથી આવતાં મનુષ્યોને નિહાળી રહી હતી, એટલામા એક ઘોડેસ્વાર દૂરથી આવતો તેની નજરે પડયો. "એજ એજ ! મારા હૃદયનો આધાર ! મારા ચિત્તનો ચોર ! એજ ! લાવ એને સન્માનપૂર્વક લેવા જાઉ " આમ આત્મગત કહેતી લતિકા ઉઠી પુષ્પોદ્યાનમાંથી બ્હાર નીકળી ! પણ આગળ જતા ખેંચાઇ અને પુષ્પોદ્યાનનાં દ્વાર આગળજ આવનાર સ્વારનુ અવલોકન કરતી ઉભી '

જેમ જેમ સ્વાર પુષ્પોદ્યાનની સમીપ આવતો ગયો તેમ તેમ લતિકાના હૃદયમા પ્રેમના ઉભરા ઉછાળા મારવા લાગ્યા. પરંતુ એ સ્વારના મુખારવિંદનાં દર્શન થતા તેની આશાઓ નિરાશાના કુડમા ડુબી ગઇ તેનું પ્રફુલ્લીત વદન નિસ્તેજ બની ગયુ અને નિરાશ થઇ તે પાછી ઉદ્યાનમા ચાલી ગઇ

વાચક ! એ આગંતુક સ્વાર મૃદુ નહોતો પણ તેની શોધમાં નીકળેલો તેનો મિત્ર સુલભ હતો લતિકાને પુષ્પોદ્યાનના દ્વારમ ઉભેલી જોઇ મૃદુના સમાચાર જાણવા તે ઉત્સુક બની ગયો હતો. વળી તેને જોઇ લતિકા પાછી ઉદ્યાનમા ગઇ એટલે તેના આવાગમનના સમાચાર મૃદુને જણાવવા તે ગઇ હશે એવુ અનુમાન કરી મિત્ર તથા મિત્ર પત્નિને મળવા તે વધારે ને વધારે ઉત્સુક થવા લાગ્યો.

અલ્પ સમયમા તે ઉદ્યાન આગળ આવી પહોચ્યો. અશ્વપરથી ઉતરી તે અંદર પ્રવેશ કરવા જતો હતો એટલામાજ લતિકાની દાસીએ આવી તેને અટકાવ્યો. લતિકા પુષ્પોદ્યાન સાર્વજનિક નહીં હોવાથી

જણાવી તેણે સુલભને એ ઉદ્યાનનો ઉપભોગ કરવાનું સાહસ ન કરવા ચેતાવ્યો.

દાસીના વચન સાંભળી સુલભ આશ્ચર્ય ચકિત થયો તેના મનની મુરાદો મનમાજ સમાઇ ગઇ લતિકા તરફથી પોતાનો આવો સત્કાર થશે એવુ તેણે સ્વપ્ને પણ ધાર્યું નહોતુ "શુ લતિકાએ મને ઓળખ્યો નહીં હોય ! હા તેમજ હોવુ જોઇએ લાવ જરા દાસીની મારફત તપાસ કરી બનેતો લતિકાને મારૂ ઓળખાણ આપુ " આમ આ મગત વિચાર કરી સુલભે દાસીને કહ્યુ "ત્યારે આ મનોહર ઉદ્યાન માત્ર લતિકાના ઉપભોગ માટે બનાવવામાં આવ્યુ છે શુ ? કદાચિત્ અન્ય પ્રવાસી જનોને એમા વિશ્રામ લેવાનો બાધ હશે પણ શુ લતિકાના સગા સહોદર, શુભેચ્છક મ ડળ તથા સખીઓને માટે પણ એના દ્વાર બધ રાખવામા આવે છે !"

"અયે મુસાફિર ! આવા આવા પ્રશ્નો પૂછવાનુ તને શુ પ્રયોજન છે ! અપરિચિત કોઇ પણ મનુષ્યને આ ઉદ્યાનમા આવવાનો અધિકાર નથી, માટે ખોટી માથાફોડ કરવાની છોડી દઇ દ્વાર પરથી ખસ કે તે વાસી હુ મારા કાર્યમા પ્રવૃત થાઉ " દાસીએ ઉત્તર આપતાં સુલભ દ્વારમા ઉભો હતો તેને ખસેડી, દ્વાર બધ કર્યા.

એક દાસીનું પણ આટલુ ગુમાન જોઇ સુલભ આશ્ચર્યચકિત થયો તેની મારફત લતિકાને પોતાના આવાગમનના સમાચાર પહોચાડવાની તેની ઇચ્છા ફળીભૂત ન થતા તેણે રાજા શુરસેનને મળવા નિશ્ચય કર્યો

રાજાના મહેલ આગળ જઇ પહેરેગીર મારફત પોતાનાં આગમનના સમાચાર સુલભે શુરસેનને પહોચાડયા સુલભ અને

મૃદુની ગૂઢ મિત્રતાથી શુરસેન વાકેફ હતો એટલે તેનું નામ સાંભળતાજ તે પ્રમાદે ઉપસ્થિત કરેલા તોફાનના સબંધનાજ કાંઇ સમાચાર લઇ આવ્યો હશે એવુ તેણે અનુમાન કર્યું અને તાત્કાળિક સુલભને આવવા દેવાની આજ્ઞા કરી

શુરસેન તરફથી સત્કાર થતાં સુલભને આનંદ થયો રાજાને નમન કરી તેની આજ્ઞાનુસાર તેની પાસે તેણે બેઠક લીધી. સુલભને જુદા લેબાશમા જોતાં શુરસેનને કાઇક શંકા થઇ અને તેના સમાધાનાર્થે તેણે પ્રશ્ન કર્યો "કેમ સુલભરાય! આમ એકાએક આ લેબાશમા તમારૂ પધારવુ થયુ! રાજનગરમા કંઇ ખટપટ ઉભી થઇ છે શુ ?"

"મહારાજ! ખુદ રાજનગરની ખટપટ તો કાંઇ નથી પરંતુ મૃદુ અને પ્રમાદ વચ્ચે ભારે કલહ ઉત્પન્ન થયો છે પરિણામ શુ આવશે તે કહી કે કળી શકાતુ નથી" સુલભે કહ્યુ

"એ બંધુઓમાં કલહ ઉપસ્થિત થવાનુ શુ પ્રયોજન છે?" શુરસેને પૂછ્યુ

"માત્ર પ્રમાદનો સ્વાર્થ અન્ય કાંઇ નહીં આપનો પત્ર મળતાજ પ્રભાતે મૃદુ ઉપર કેર વર્તાવવો શરૂ કર્યો છે" સુલભે જવાબ આપ્યો

શુરસેનને ખાત્રી થઇ કે લતિકા માટે મૃદુ અને પ્રમાદ વચ્ચે વિખવાદ ઉત્પન્ન થયો છે તેણે સુલભને સવિસ્તર હકીકત જણાવવા સૂચના કરી

પ્રમાદે બાગમાં મૃદુ પાસે કરેલી અયોગ્ય માગણી, મૃદુનો તે પ્રતિ તિરસ્કાર, તેનું ચંપાવતી આવવા નીકળવુ, ચંદ્રિકાનુ ગુમ થવુ,

પોતાનું તથા કનકનું મૃદુ તથા ચંદ્રિકાની શોધમા ફરવુ, મૃદુની પાછળ પ્રમાદે મોકલેલા જમાલને કરેલી શિક્ષા અને છેવટે ચંપાવતી નગરીમા પ્રવેશ કરતાં પુષ્પોદ્યાનના દ્વાર આગળ દાસી તરફથી મળેલો જવાબ ઇત્યાદિ, સવિસ્તર હકીકત શુલભે રાજાને જણાવી. પ્રમાદના અધમ વિચારો તથા દુરાચરણો માટે તેને ઘણો ખેદ થયો અને મૃદુને માટે તેનુ અતકરણ દ્રવિત થવા લાગ્યુ રાજા કેશરીસિહને તમામ હકીકત પત્રદ્વારા જણાવી, પ્રમાદને યોગ્ય શાસન અપાવી મૃદુને નિર્ભય કરવા તેણે નિશ્ચય કર્યો.

મૃદુ કયા ગયો છે તેની ખબર કાઢવા સુલભ ઉત્સુક થઇ રહ્યો હતો અને તેણે તેની પ્રથમ શોધ કરાવવા શૂરસેનને વિનતિ કરી તેની ઇચ્છાનુસાર રાજાએ બાહોશ સિપાહીઓને મૃદુની તપાસ કરવા સત્વર રવાના કરી દીધા અને ત્યારબાદ સુલભની મહેમાનગીરી માટે યોગ્ય બદોબસ્ત કરવા માડ્યો

સ્નાન ભોજન વિધિથી મુક્ત થઇ સુલભ રાજગૃહમા તેને આપેલા એક ઓરડામા વિશ્રામ લેતો હતો એ ઓરડો લતિકાના પુસ્તકાલયનો હતો કેટલોક સમય થયાં લતિકાનુ પુસ્તકો પ્રતિ દુર્લક્ષ્ય થયેલુ હોવાથી પુસ્તકાલયના ઓરડો મહેમાનોના નિવાસ માટે આપવામા આવતો હતો

સુલભ પલગપર જરા આડો થઇ " મૃદુને ક્યાં શોધવો ! લતિકાની મુલાકાત કેવી રીતે લેવી ! કનક કેમ નહીં આવી હોય ! બિચારી ચદ્રિકાનુ શુ થયુ હશે ! ઇત્યાદિ ઘટનાઓના " વિચારો કરતો હતો વિચાર કરતા કરતાં જમાલ સાથે થયેલા રમખાણથી તથા લાબી મુસાફરીના શ્રમથી તેનાં નેત્રો મીચાવા લાગ્યાં અને તે ક્ષણભર નિદ્રાવશ થયો.

નિરાશ થયેલી લતિકાને ચેન પડતુ નહોતું ચૈત્ર માસનો લાંબો દિવસ કાઢવો તેણે ઘણો કઠિન થઇ પડયો હતો. સુલભ જે સમયે પુસ્તકાલયમા સહજ નિદ્રાધીન થયો તે સમયે ઘણે વખતે તેને કાદમ્બરીના રસમય પુસ્તકનુ પુનરાવર્તન કરવાની ઇચ્છા થઇ અને તેની દાસી કેતકીને તે પુસ્તક પુસ્તકાલયમાંથી લઇ આવવા આજ્ઞા કરી.

આજ્ઞા થતાંજ કેતકી પુસ્તકાલય તરફ દોડી પરતુ તેના દ્વારપર પગ મુકતાજ તે આશ્ચર્ય ચકિત થઇ પુસ્તકાલયમાં કોઇ અપરિચિત પુરૂષને પલગપર નિદ્રાધીન થયેલો તેણે નિહાળ્યો થોડો સમય તે દ્વારપરજ વિચાર કરતી ઉભી " એ મૃદુસિહ તો નહી હોય ! × × × ના ના તે હોય તો શુ લતિકા તેના આવાગમનથી અજ્ઞાત હોય ! કોઈ મહેમાન હોવા જોઇએ ભલે ગમે તે હો પણ મારે પુસ્તક લેવા અદર જવુ કે એમને એમ પાછા જઇ અપરિચિત મનુષ્યના પુસ્તકાલયમા નિદ્રાવશ થયાના સમાચાર વિદિત કરવા ! "

વળી થોડીવાર વિચાર કરતાં તેણે એ નિદ્રાધીન થયેલા મહેમાનની નિદ્રામા વિક્ષેપ ન આવે એવી રીતે પુસ્તક લઇ જવા નિશ્ચય કર્યો

• તે અદર ગઇ કમાડ ઉઘાડયુ, પુસ્તક કાઢયુ, પાછુ બધ કરતાં સહજ અવાજ થયો. સુલભની નિદ્રામા ભગ પડયો તે જાગૃત થઇ એકદમ પલગમા બેઠો થઇ ગયો દાસીને કમાડ આગળ ધ્રુજતી ઉભેલી જોઇ તેને હાસ્ય ઉત્પન્ન થયુ વાચક ! સુલભને હાસ્ય ઉત્પન્ન થવાનું કારણ એ હતુ કે તેણે દાસીને ઓળખી હતી અને લતિકા પુષ્પોદ્યાનના દ્વાર આગળ તેણે કહેલાં વચનોનું તેને સ્મરણ થયું હતું.

સુલભને જાગૃત થયેલો જોઇ દાસી ગભરાવા લાગી. મહેમાનની નિદ્રામા ખલેલ પ્હોચ્યાના સમાચાર રાજાના જાણવામા આવશે તો તે ક્રોધે ભરાશે અને લતિકાનો પણ તેના પર રોષ થશે એવી તેને ધાસ્તી લાગતી હતી સુલભની ક્ષમા યાચવાનો તેને વિચાર થયો પણ તે વિચાર અમલમા મુકી શકાયો નહીં લજ્જા, દોષ અને ભય એ ત્રણેએ એકત્ર થઇ તેને ગભરાવી મુકી હતી આખરે હિમત પકડી તેણે પુસ્તક લઇ ચાલવા માંડ્યુ પરતુ સુલભે તેને ઉભા ર્હેવા સૂચના કરી નમ્રસ્વરે પૂછ્યુ “ દાસી ! તુ શુ કરવા અને કોની પરવાનગીથી પુસ્તકાલયમા આવી છે ! ”

સુલભને શાંતિથી પ્રશ્ન કરતો જોઇ દાસીને હિમત આવી અને તેણે જણાવ્યુ “ મહારાજ ! ક્ષમા કરો ! લતિકા બ્હેને આ પુસ્તક મગાવ્યુ હતુ અને તે લેવા હુ આવી હતી આપની નિદ્રામા વિક્ષેપ ન પડે તે માટે હુ સાવધ હતી છતા અનાયાસે કમાડ બધ કરતાં ખખડ્યુ અને આપની નિદ્રામા ખલેલ થયુ છે ”

સુલભને લાગ્યુ કે લતિકાને પોતાના આગમનના સમાચાર પહોચાડવાનો તેમજ મૃદુની કાઇ હકીકત મળી આવે તો મેળવવાનો અને લતિકાની શુ સ્થિતિ છે તે જાણવાનો અનાયાસે ઠીક પ્રસગ આવી ગયો તેણે દાસીને સાત્વન આપી પોતે મૃદુનો મિત્ર છે તે જણાવ્યુ અને લતિકાને મળવાની પોતાની ઇચ્છા દર્શાવી

દાસી કેતકી સુલભનો ઉપકાર માની તેના સમાચાર લતિકાને વિદિત કરતા ત્વરાથી દોડી

કેતકીને પુસ્તક લઇને આવતાં વધુ સમય થયેલો હોવાથી તે ક્યા ગઇ હશે તેનો વિચાર લતિકા કરતી હતી એટલામાજ તેને હર્ષ-

તરફ આવતી તેણે નિહાળી તેના આવતા વેંત અધીરી બનેલી લતિકાએ પૂછ્યું "કેમ ? કેતકી કાંઇ બહુ ખુશ થતી આવે છે !"

"બ્હેન ! મારે ખુશ થવાનુ તે તમારે પણ ખુશ થવાનુજ હોય ! ચિર કાળથી જે–પ્રેમ મૂર્તિનુ સ્મર્ણ હૃદસાગારમા થાય છે તેને શોધતો તેનો મિત્ર સુલભ અત્રે આવેલ છે અને તે તમને મળવાની જીજ્ઞાસા ધરાવે છે" દાસીએ જણાવ્યુ

"શું દેવી કનકના પતિ સુલભરાય આવ્યા છે ! તેમણે તને કાંઇ સમાચાર કહ્યા વારૂ ! તેઓ એકલાજ છે કે તેમની સાથે કોઇ અન્ય મનુષ્ય છે ! રાજ ગૃહમાં કયા સ્થાને તેમણે મુકામ કર્યો છે !" ઇત્યાદી ઉપરા ઉપરી પ્રશ્નો ઉત્તરની રાહ જોયા સિવાય કરવા લાગી. લતિકાની આ સ્થિતિ નિહાળી કેતકીને હાસ્ય ઉત્પન્ન થયુ ખરા પ્રેમીઓના જીગર વિયોગાવસ્થામા એક બીજાના સમાચાર જાણવા કેવાં ઉત્સુક રહે છે તેનો એને શુ અનુભવ !

સુલભનો મુકામ પુસ્તકાલયના ઓરડામા હોવાની હકીકત કેતકીએ લતિકાને જણાવી વળી તેની સાથે પોતાનો કેવો પ્રસંગ બન્યો હતો અને તે કેવી ગભરાઇ ગઇ હતી તે હકીકત પણ વિદિત કરી લતિકા ને તેમા કાંઇ રહસ્ય લાગ્યુ નહી તેનું ચિત્ત સુલભને મળી સહુના સમાચાર જાણવા વ્યગ્ર થઇ રહ્યુ હતુ કેતકીને સાથે લઇ સત્વર તે પુસ્તકાલય તરફ જવા ઉઠી

આ તરફ સુલભ કેતકી શુ પ્રત્યુત્તર લઇને આવે છે તે જાણવા આતુર થઇ રહ્યો હતો અલ્પ સમયમા લતિકા તથા તેની દાસી ત્યા આવી પહોંચ્યાં. ધડકતે હૃદયે અને લજ્જાયુક્ત વદને કાંઇક કંપતા અને કાંઇક આનંદ યુક્ત થતા લતિકાએ દેવી કનકના શુભ સમાચાર

પુછ્યા. અતરમા તેના હ્રદયાગારમાં રમણુ કરી રહેલા મૃદુના કુશળ જાણવા તે ઉત્સુક થઈ રહેલી હતી કિંતુ લજ્જા તેને તે પુછતા અટકાવતી હતી

સુલભને પાછી કનકની સ્મૃતિ આપી તે કયા હશે! તેની શુ દશા હશે! દુષ્ટ પ્રમાદની કોઇ પ્રપચ જાળમા ફસાઇ તો નહીં હોય! ઇત્યાદિ વિચારો તેના મનમા સ્ફૂરવા લાગ્યા લતિકાના પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાનુ તે વિસરી ગયો અને કનકની ચિન્તામાં ગરક થવા લાગ્યો.

તેના મુખ પર ફરી વળેલી ગ્લાનિથી બિચારી લતિકા ગભરાવા લાગી " સુલભ કેમ કાઇ ઉત્તર નહીં આપતો હોય! કનકનુ નામ દેતાજ એ સ્તબ્ધ કેમ થઇ ગયો હશે! શુ તેના સબધના કાંઇ અશુભ વર્તમાન હશે! હા. નહી તો સુલભની આવી સ્થિતિ થાય નહી " આમ તે આત્મગત શકા અને સમાધાન કરવા લાગી.

થોડો સમય મન્ને મૌન્ય ધારણુ કરી બેસી રહ્યા આખરે લતિકાએ સુલભને ફરી પ્રશ્ન કર્યો " સુલભભાઇ! તમે દિઙમૂઢ કેમ બની ગયા! તમારા મિત્ર હાલ કયાં નિવાસ કરે છે! તેમના તો કાઇ ખબર અતર કહો!"

સુલભે નિ શ્વાસ નાખતા લતિકા પ્રત્યે જોયુ " બ્હેન લતિકા! રાજનગરના ભાયાત કુટુબનુ વાતાવરણુ હાલ કેવળ બદલાઇ ગયુ છે અને તે કોઇ વિચિત્ર સ્થિતિમા મુકાઇ ગયુ છે. પુજ્ય કુલીન કાકાના દેવલોક પામ્યા બાદ પાપી પ્રમાદની સ્વચ્છદી વર્તણુક અને વિષય વાસનાને અંગે એ કુટુબ ઉપર કુદરતનો કોપ ઉતર્યો છે ભવિષ્યમા શુ થાય છે તે જોવાનુ છે " સુલભે જરા સ્વસ્થ થઇ બીજો નિશ્વાસ નાખતા જણાવ્યુ,

લતિકાના કોમળ હૃદયમાં આઘાત થયો તેના રોમાચ ખડા થઇ ગયાં. મૃદુ કોઇ મહાન્ વિપત્તિમા આવી પડયાનુ તેણે અનુમાન કર્યું અને સર્વ હકીકત યથાસ્થિત જાણુવાની પોતાની જીજ્ઞાસા સુલભને દર્શાવી.

" બ્હેન લતિકા ! કળિયુગમા આપણે જેઇશુ તો ભાગ્યેજ કોઇ સ્થળે સપનુ દિગ્દર્શન થશે સર્વત્ર કુસપજ નજરે પડે છે. જે સપ અને સત્યતાનો પ્રત્યેક ગૃહમા વાસ હતો તેનુ સ્થાન હાલ કુસપ, કપટ જુઠ અને લુચ્ચાઇએ લીધુ છે. એક માતાના ઉદરમાથી જન્મેલા ભ્રાતાઓમા પણ સપ રહેતો નથી અને તેનુ ઉત્પાદકમૂળ જર, જોરૂ વા જમીન છે એ કુસપનુ બી ભાયાત કુટુમમા પણ રોપાઇ ચુકયુ છે પ્રમાદનો મદ અને વિષય વાસના એ આખા કુટુબની પાયમાલી કરવા તૈયાર થઇ રહ્યા છે " સુલભે હજુ પણ મૃદુની હકીકત સ્પષ્ટ ન જણાવતાં ગુઢાર્થમા અને ટુકમા કહ્યુ

લતિકા મૃદુને માટે વિશેષ અધીરી થવા લાગી તેણે મૃદુ કયા છે અને કેવી સ્થિતિમા છે તે સ્પષ્ટપણે જણાવવા સુલભને વિનતિ કરી

• લતિકાને સત્ય હકીકત જાહેર કરતા તેને અતિશય દુખ થશે અને વળી પ્રમાદ અને મૃદુ વચ્ચે કલહ ઉપસ્થિત થવાનુ કારણ તે પોતેજ છે એવુ જાણુશે તો તેના હૃદયમાં ભારે આઘાત થશે અને પરિણામ કદાચિત અનિષ્ટ આવશે, એ ભયથી સુલભ તેને સર્વ હકીકત ગુઢાર્થમાંજ જણાવતો હતો. પરતુ મૃદુના સમાચાર જાણુવાની લતિકાની વધતી જતી જીજ્ઞાસા સુલભને દુઃખકર થઇ પડી

જેમ જેમ તે લતિકાના દયાાદ્ર વદનનું અવલોકન કરતો ગયો તેમ તેમ તે વધારે અને વધારે ગુચવાવા લાગ્યો મૃદુ રાજનગરનો ત્યાગ કરી ચપાવતી આવતા ક્યાંય ગુમ થયો છે એ દુખદ સમાચાર જાણતા આશાવત લતિકાનું શુ થશે તેની તેને ચિન્તા થવા લાગી છેવટે લતિકાને શાત્વન આપવાનો નિશ્ચય કરી તેણે કહ્યુ "લતિકા આમ અધીરા થવાનુ કાઇ કારણુ નથી? મૃદુ હયાત છે અને તેણે મને અત્રે ચપાવતીમાં મળવાનો ઠરાવ કરેલો હોવાથી હુ તેને મળ વાજ આવ્યો છુ, પરતુ તે અદ્યાપિ અત્ર આવ્યો નથી એટલે હુ ધારૂ છુ કે માર્ગમાં એ કયાંય રોકાઇ ગયો હશે

"તો શુ એ રાજનગરમાં હાલ નથી? ત્યાથી કયારના અને શા કારણથી નીકળ્યા છે!" લતિકાએ કાઇક આશ્ચર્યચકિત થતા અને કાઇક અધીરા થતા પુછ્યુ

સુલભ આ પ્રશ્નનો જવાબ આપતાં ગુચવાયો પરતુ સહજ વિચાર કરી તેણે જણાવ્યુ 'ના, મૃદુ હાલ રાજનગરમા નથી મર્હુમ કુલીનસિહની મિલ્કતના સબધમાં તેમને પ્રમાદ સાથે જરા બોલાચાલી થવાથી તે રાજનગરથી ચપાવતી આવવાનુ કહી નીકળી પડયો છે

મૃદુનુ અહર્નિશ ચીંતવન કરતી કોમળ કુમારિકાને આ સમાચાર કેવા દુખકર થઇ પડયા હશે તેઅનુભવી વાચકોને સહજ સમજાશે જો કે સુલભે મૃદુ માર્ગમા કાઇ રોકાઇ ગયો હશે એવુ દર્શાવ્યું હતુ પરતુ વિચારશીલ લતિકાના માનવામા તે વાત આવી નહોતી. પ્રમાદ અધર્મી અને દુષ્ટ છે તે તે જાણતી હતી અને તેથી તેના પ-

ઝામા તે મુાર્ગમા સપડાયેલ હોરે। જોઇએ એવી તેણે અંતરમાં ખાત્રી થઇ હતી.

અશ્રુપુર્ણ નેત્રે સુલભને મૃદુની શોધ કરવાની વિનતિ કરી લતિકા તેના શયન ગૃહમા જઇ હૈયુ ખાલી કરવા લાગી કેતકીએ તેને ઘણુ આશ્વાસન આપ્યુ પણુ તે શાંત થઇ નહિ સ્વપ્નમા પણુ તે મૃદુનુંજ ચિંત્વન કરવા લાગી વારવાર ઝબકી ઉઠી ઘડીકમાં મૃદુને યાદ કરતી તો ઘડીકમા પરમાત્માની પ્રાર્થના કરતા કલ્પાંત કરવા લાગી "ઓ પ્રભુ! ઓ ભકતવત્સલ પરમાત્મા! એક વાર મારા પ્રિય મૃદુના દર્શન કરાવ અમારા વિશુદ્ધ પ્રેમ સામુ જો! દયા કરો! પ્રભો દયા કરો! મ્હારા મનના મનોરથો સર્વ ધુળ મળી જાય છે પ્રિય મૃદુ! ક્યા છે! આવ. આવ હું પીડાયલી છુ તારી દાસી છુ, અનુરકત છુ, બાળા છુ, ગતિ વિનાની છુ, દુખી છુ, અનન્ય શરણુ છુ તો પણુ તુ કેમ નિર્દય થાય છે ઓ દીન દયાળ! અમારી વ્હારે ધાઓ અમારો શુ અપરાધ થયો છે! અમે તારી શુ શેવા બજાવી નથી! તારી કઇ આજ્ઞાનુ અમે ઉલ્લઘન કર્યુ છે! અરે દૈવ! જરા તો દયા લાવ? હુ તારે પગે પડુ છુ. મારા પ્રાણુનાથને ઉગારજે અરે દેવતાઓ! મુજ કિંકરીપર દયા કરી મારા હૃદયેશ્વરનુ રક્ષણુ કરો તેના પવિત્ર મુખાર્વિંદના એક વખત તો દર્શન કરાવો! ભાઇ, સુલભરાય! લાવો! લાવો! મારા મૃદુને શોધી લાવો"

શુ પરમાત્માની કૃતિ મૃદુ અરણ્યમા લતિકાનુ સ્મરણુ કરતો મૃત્યુના મુખમા પડયો છે અને લતિકા તેનુ સ્મરણુ કરતી કલ્પાંત કરી રહી છે.

---

## પ્રકરણ ૧૬ મું.

### મૃદુ પર્ણકુટીમાં.

મૃદુની શોધમાં કેટલા ફરે છે પણ એકેને તેનો પત્તો લાગતો નથી કોને ખબર કે તે સર્પનો ભોગ થઇ પડેલો કયા અને કેવી સ્થિતિમા હશે ! મૃદુને પણ શુ ખબર કે તેની શોધમા કેટલા મનુષ્યો ક્ષુધા અને તૃષા વેઠતાં ભટકી રહ્યા છે ! અરે ! તેની વ્હાલી બ્હેન ચંદ્રિકા કોઇ અપરિચિત સ્વારની સાથે દુષ્ટ પ્રમાદના પંઝામા પાછી સપડાઇ છે તેની પણ તેને શુ ખબર? તેની પ્રિયતમા અને તેના સર્વ મનોરથોનો ભંડાર યાને સાક્ષાત લક્ષ્મીનો અવતાર લતિકા કલ્પાંત કરતી તેનું સ્મરણ કરી રહી છે તેનો પણ તેને કયાથી ખ્યાલ હોય ! તે એવા સ્થાનમાં વિરાજતો હતો કે જ્યા માયાનો અંશ પણ નહોતો.

રમણીય રાજનગરનો ત્યાગ કરી કુસુમવતી ચંપાવતીમા જતાં તે એક સ્વર્ગીય પર્ણકુટીમા નિવાસ કરી રહ્યો હતો નિર્જન વનમા પણ એ પર્ણકુટી કોઇ અલૌકિક શોભા આપી રહી હતી તેની પ્રત્યેક દિશામાં ઉગેલા વૃક્ષોથી તે ઢંકાઇ ગઇ હતી પ્રથક પ્રથક ઉછરેલા ભિન્ન ભિન્ન પ્રકારનાં પુષ્પોના છોડવાઓ અને લતાઓ તેમનાં પર ખીલી રહેલા પુષ્પોની સુવાસ ચોગરદમ પ્રસરાવી રહ્યાં હતા વળી પર્ણકુટીની નજીકમા એક નાનકડુ પણ સુંદર સરોવર ખરે મધ્યાન્હે પણ પર્ણકુટીમાં શીતલતા સ્થાપી રહ્યુ હતું પર્ણકુટીની અંદરનો ભાગ પણ સ્વચ્છ અને શીતલ હતો.

આ પર્ણકુટીમા એક મહાત્મા તેમના બે શિષ્ય તથા એક કન્યા સહિત રહેતા હતા. તેના બગીચાનાં વૃક્ષો પર થતાં ફળ ફળાદિ

દિનો આહાર કરી, પાસેના નિર્મળ સરોવરના જળનું પાન કરી તેમના દિવસો પ્રભુ સ્મરણમા આનન્દથી વ્યતીત કરતા હતા. મહાત્મા આખા અરણ્યના ભોમીઆ હતા અને તે અવર નવર અરણ્યમા પર્યટન કરવા નીકળી પડતા હતા.

મૃદુ સર્પનો ભોગ થઇ કુવા આગળ પડયો હતો તે સમયે મહાત્મા જંગલમાથી પર્ણકુટી તરફ તે રસ્તે થઇને પાછા ફરતા હતા સર્પદંશથી મૃત્યુવશ થઇ પડેલો મૃદુ તેમની દૃષ્ટિએ પડતા તે તેમને ખાંધ ઉપર ઉંચકી બેશુદ્ધ સ્થિતિમાં પર્ણકુટીમાં લઇ આવ્યા હતા. ત્યાર બાદ તેમની પાસેની કોઇ જડીબુટ્ટી સર્પના દંશપર લગાડી તેમણે મૃદુનો પ્રાણ બચાવ્યો હતો. જે સમયે મૃદુ સચેત થયો અને આસપાસ નજર ફેરવી તો તેને સઘળુ આશ્ચર્ય જનક લાગ્યુ પોતે ક્યા જવા નીકળ્યો હતો ! માર્ગમા શુ શુ જોયુ ! કેવી આપત્તિમા પડયો હતો અને ત્યાથી ક્યા આવી પહોચ્યો ! ઇત્યાદિ બાબતોનો વિચાર કરતા તે જાગૃત છે કે સ્વપ્નવસ્થ છે તે કાઇ સમજી શક્યો નહિ તેની એ સ્થિતિ મહાત્મા સમજી ગયા અને તેમણે મૃદુને ઝાઝો સમય મુઝવણમા ન રાખતા તેમની પાસે બોલાવી કહ્યુ : "વત્સ ! ગભરાઇશ નહિ, આ સ્થાન નિર્ભય છે. આ ફળનો આહાર કરી જરા જળ પી સ્વસ્થ થા."

મહાત્માના આશ્વાસન યુક્ત વચનો કર્ણપર પડતા મૃદુની સર્વ ભ્રાંતિ દૂર થઇ અને તેને લાગ્યુ કે તેને મૃત્યુના મુખમાંથી બચાવનાર એ યોગી મહાત્માજ હોવા જોઇએ તેણે મહાત્માને દંડવત્ પ્રણામ કરી તેને જીવિતદાન આપવા માટે તેમનો ઉપકાર માન્યો.

મધ્યાન્હ સમય થઇ ગયો હતો અને મૃદુને ક્ષુધા પણ લાગી હતી. આનાકાની કર્યાં સિવાય પર્ણકુટીમાં પડેલ તાજા ફળનો

આહાર કરી, સરોવરના નિર્મળ જળનુ પાન કરી તે સ્વસ્થ થયો. અને પર્ણકુટીનુ નિરીક્ષણુ કરવા લાગ્યો મહાત્મા તેમના ખટકર્મમા રોકાયલા હતા અને તેમના શિષ્યો પર્ણકુટીની વાડીમા એક વૃક્ષના શીતળ છાયડા નીચે બેસી મહાત્માએ કરેલા ઉપદેશનુ મનન કરી રહ્યા હતા.

અતિ રમણીય અને જાણે બીજુ બ્રહ્મલોક કેમ નહોય એવી પર્ણકુટીનું નિરીક્ષણ કરતા મૃદુ તેનું પોતાનું કાર્ય વિસરી ગયો એ પર્ણકુટીમાજ નિવાસ કરી દિવસો નિર્ગમન કરવાના હોય તો કેવુ સારૂ ! એવા વિચાર તેને વારવાર ઉદ્ભવતા હતા

થોડો સમય વીત્યા બાદ મૃદુને વાડીની લીલા નિહાળવાની ઉત્કંઠા થઇ મહાત્મા પાસેથી ઉઠી તેણે વાડીમા આમતેમ ફરવા માડ્યું. વાડીની અદ્ભુત રચનાનુ અવલોકન કરતો તે જે વૃક્ષ નીચે મહાત્માના બે શિષ્યો બેઠા હતા ત્યા જઇ પહોચ્યો. મૃદુને જોઇ શિષ્યોએ તેને આવકાર આપ્યો તેમને પ્રણામ કરી મૃદુ ત્યા બેઠો થોડો સમય સર્વ મૌન્યપણેજ બેસી રહ્યા આથી મૃદુને શકા થઇ કે તેના આવવાથી શિષ્યોના કોઇ કાર્યમા વિક્ષેપ તો નહિ પડ્યો હોય ! તેણે નમ્રતાથી કહ્યુ "ભાઇઓ! મને લાગે છે કે મારા અત્રે આવવાથી આપના કાર્યમા વિક્ષેપ પડયો છે જે તેમ હોય તો હું રજા લઉ નહિતો અત્રે બેસી આપના કાર્યમા બને તો યથાશક્તિ મદદ કરૂ "

મૃદુની નમ્ર વાણીથી બન્ને શિષ્યો ખુશ થયા તેમને લાગ્યું કે મૃદુના સહવાસથી તેમના કાર્યમા વિક્ષેપ ન પડતાં ઉલટો આનદ થશે. તેમાના એકે જણાવ્યુ " ભાઇ ! આપ સુખેથી અત્રે વિ-ાજો.

અમને કાંઇ અડચણ નથી અને અમે એવુ કાંઇ કાર્ય કરતા નથી કે જેમાં આપની મદદ લઇ શકીએ. અમે તો વાર્તાલાપ કરી ગુરૂ મહારાજે આપેલા ઉપદેશનુ મનન કરીએ છીએ."

"ગુરૂ મહારાજ આપને શુ બોધ આપે છે અને આપ તેનું કેવું મનન કરો છો તે કૃપા કરી મને સમજાવશો તો હું આપનો અત્યત આભારી થઇશ " મૃદુએ નમ્રતાથી કહ્યુ

"ભાઇ તમે કોઇ યોગી મહાત્માના પ્રસગમાં આવ્યા હો એમ જણાતુ નથી મનુષ્યના ખરા કર્તવ્યથી તમે અજ્ઞાત અને વિમુખ હો એમ સમજાય છે " એક શિષ્યે કહ્યુ.

" સત્ય છે. મારી આટલી વયમા અદ્યાપિ સત્સગનો લાભ મેળવી, કર્તવ્યનું લેશ પણ જ્ઞાન મેળવવાનો પ્રસગ મને પ્રાપ્ત થયો નથી અનાયાસે મારા પુર્વ જન્મના કોઇ શુભ સંસ્કારે કરીને અત્રે આવી ચડયો છુ અને મને આશા છે કે અત્રેથીજ સદ્ભાવના અને સુસસ્કારોનો મારા હૃદયમા વાસ થશે અને સકળ સૃષ્ટિના પેદા કરનાર પ્રભુને હું જાણી શકીશ. પણ મહાત્મા તમને શુ ઉપદેશ કરે છે અને તમે વળી તેનુ મનન કેવી રીતે કરો છો તેની કૃપા કરી મને માહિતિ આપશો ! " મૃદુએ પુછ્યુ.

" ભાઇ ! મહાત્માશ્રી એકજ વિષય ઉપર અમને બોધ આપતા નથી ભિન્ન ભિન્ન વિષયો કે જેનો સંસારમા રહી આપણને લેશ પણ અભ્યાસ કે અનુભવ મળતો નથી તેવા વિષયો દૃષ્ટાંતો સહિત અમને સમજાવે છે હમેશાં પ્રાતઃકાળમા તેમ સધ્યા સમયે ગુરૂજી અમને ઉપદેશ આપે છે આજે તમે પણ અમારી સાથે ગુરૂજી

પાસે આવી બેસજો એટલે સર્વ તમને સમજાશે" બીજા શિષ્યે જણાવ્યું.

"અવશ્ય હુ આજે આપની સાથે મહાત્માશ્રીની અમૃતરૂપી બોધદાયિની વાણીનો લાભ લઇશ પરતુ આપ ઉપદેશનું મનન કરો છો એ શું!" અજ્ઞાત મૃદુએ પ્રશ્ન કર્યો

આ પ્રશ્નથી એક શિષ્યને સહજ હસવુ આવ્યુ પણ બીજાએ તેનો શાતિથી ખુલાસો કર્યો. "ભાઇ! અમારા ગુરૂજીનુ એવુ કથન છે કે શ્રવણ, મનન, નિદિધ્યાસન અને સાક્ષાત્કાર એ ચાર મોક્ષની નિસરણીઆ છે તેમા પ્રથમ શ્રવણ અને તે દઢ થયા પછી મનન કરવાનુ છે મનન કોને કહે છે કે શ્રવણ કરેલી વસ્તુનુ વારવાર સ્મરણ કરી, યોગ્યાયોગ્ય વિચાર સાથે તેને અતઃકરણમા દદઢપણે આરોપિત કરવુ એ મનન. એવા મનન વગર જે શ્રવણ કર્યું છે તેની વિસ્મૃતિ થાય છે. અને તેથી સદ્ગુરૂ સમાગમથી પ્રાપ્ત થયેલુ અમૂલ્ય જ્ઞાન વ્યર્થ જાય છે વળી મનન કરવાથી હરેક વાતને, અન્યત્ર સાંભળેલા કે અનુભવેલા દષ્ટાંતો વડે મનુષ્ય જ્યારે દઢ કરી શકે છે, ત્યારે તે વસ્તુ તેના હૃદયમા એવી દઢપણે ઠસી જાય છે કે તે ખસેડી ખસતી નથી તેમ ઉખેડી ઉખડતી નથી. વળી એના નિદિધ્યાસનથી મનુષ્ય વિરક્ત બને છે અને છેવટે તેને બ્રહ્મ સાક્ષાત્કાર થાય છે. એ બ્રહ્મ સાક્ષાત્કાર શુ છે! ઇષ્ટ આરાધ્યમાં એકતા અને સંકલ્પ માત્રનો સંન્યાસ એ બ્રહ્મ સાક્ષાત્કાર છે."

"ક્ષમા કરજો, મહાશય!, મારી અજ્ઞાતતાને લીધે મારે આપને તસ્દી આપવી પડી. આપનુ કહેવુ હું યથાર્થ સમજ્યો. જુઓ મનનની વ્યાખ્યા અને તેના[illegible]લાભ મારા હૃદયમાં બરાબર ઠસ્યા છે.

ઉપકાર થયો. ભાઇ! આટલા ટુંક વખતના સત્સંગથી મને આટલું જ્ઞાન પ્રાપ્ત થયુ તો અહર્નિશ સત્સંગમાંજ જીવન વ્યતીત કરનારા ખરા જ્ઞાની હોય એમા શક નહીં મહાત્માશ્રીનો સદુપદેશ શ્રવણ કરી તેનુ મનન કરવા હવે હુ આતુર થઇ રહ્યો છુ." મૃદુએ ખરા અંતઃકરણપુર્વક જણાવ્યુ

"ભાઇ! તમારી ઇચ્છાઓ અને પૂર્વ જન્મના સસ્કાર હશે તો તે સફળ થશે અને તમારા દેહનુ પણ સાર્થક થશે" શિષ્યે કહ્યુ

આ પ્રમાણે વાર્તાલાપ કરતા સંધ્યા સમય થવા આવ્યો અને બન્ને શિષ્યો ગુરૂજી પાસે જવા ઉઠયા. મૃદુ પણ તેમની પાછળ પાછળ ગયો. ત્રણે જણા મહાત્માને પ્રણામ કરી તેમની સન્મુખ બેઠા મૃદુને જોતાજ મહાત્માને તેની સ્મૃતિ આવી અને તેને તેનુ નામ ઠામ પૂછી તેની આત્મકથા જણાવવા કહ્યુ

મહાત્માના આ પ્રશ્નથી મૃદુને વિસ્મૃત થયેલી ઘટનાઓ પાછી સ્મરણમા આવી મહાત્મા પાસે બોધ ગ્રહણ કરવાને બદલે પ્રમાદ, લતિકા, સુલભ, કનક, પેટીમાની સ્ત્રી સર્વ તેને યાદ આવ્યાં "એ બિચારી સ્ત્રી! શુ હજુ પેટીમાંજ સડતી હશે! સુલભ અને કનક ચંપાવતી ગયા હશે. મને ત્યા ન જોતાં તેમને કેટલી મુઝવણ અને ચિંતા થશે! લતિકાની પણ શુ સ્થિતિ થઇ હશે!" ઇત્યાદિ વિચારો કરતો મૃદુ મહાત્માના પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાનુ પણ વિસરી ગયો તેને મૌન્ય રહેલો જોઇ મહાત્માએ કહ્યુ "ભાઇ! તમારૂ વૃત્તાંત કહેતા તમને કાંઇ ક્ષોભ થતો હોય તો તે જણાવવાનો મારો દુરાગ્રહ નથી."

મૃદુની વિચારમાળા તુટી. તેણે મહાત્માને પ્રણામ કરી તેનુ દુખદ વૃત્તાંત અથેતિ કહી સભળાવ્યું

મૃદુનુ કરૂણા જનક વૃતાંત શ્રવણ કરતા મહાત્મા તેમજ તેમના શિષ્યો દીલગીર થયા અને તેના પ્રતિ દયા અને મમતા દર્શાવવા લાગ્યા. મહાત્માની પર્ણકુટીમા એક આધેડ વયની રાજેશ્વરી નામની શિષ્યા હતી તે પણ મૃદુ જેવા અલ્પવયસ્ક સુકુમાર ઉપર પડેલી આપત્તિઓનુ શ્રવણ કરી દીલગીર થઇ તે મૃદુને આશ્વાસન આપવા લાગી

દેવાશ્રી જનો તરફથી આશ્વાસન મળતા મૃદુને શાતિ વળી તેના વિચારો સ્થિર થવા લાગ્યા અને મહાત્મ ને તેમના ઉપદેશાત્મક વચનોનુ શ્રવણ કરવા તેણે વિનંતિ કરી

મહાત્માએ તેની વિનતિ સ્વીકારતા કહ્યુ "વત્સ ! નમ્રતા એ દયાની ભગિની છે અને એ પણ દયાના જેટલીજ પરબ્રહ્મ પ્રાપ્તિમાં સહાયભૂત થાય છે સસારમાંના પ્રાણી માત્રને પોતાનાથી અધિક માનનાર પુરૂષ નમ્ર કહેવાય છે અને નમ્ર થવુ એ અહકાર દૂર થયા વિના બનતુ નથી સસારમા સૌ કોઈ મારા વડીલ છે, પૂજ્ય છે, વદનીય છે અને હું તેમના શિષ્ય સમાન છુ એમ સમજવુ અને વર્તવુ એ નિરાભમાની પુરૂષોનુ મુખ્ય લક્ષણ છે નિરભિમાની પુરૂષ માનવતો, સદ્દગુણી તથા વદનીય ગણાય છે તેને કોઇ પણ પ્રકારનુ દુ ખ આવતુજ નથી દરેક વાતમા સામા મનુષ્ય સાથે જે નમ્ર રહે છે તેને પોતાનો દોષ છુપાવવાની ફરજ પડતી નથી, કારણ કે દોષ માટે ક્ષમા યાચતાં નમ્ર મનુષ્યને લજ્જા થતી નથી; અને લજ્જા ન થવી એજ ખરેખરૂ નિરહકારીપણાનુ લક્ષણ અને નમ્રતાનું સ્વરૂપ છે. વળી જે સર્વ સાથે નમ્ર તે સર્વને પ્રિય હોય છે. તેને કોઇ અશુભ વચન કહે તો તેથી તે ખોટું લગાડતો નથી

ક્રોધ કરતો નથી જેણે ક્રોધને જીત્યો છે તેનાથી ક્રોધ હમેશા દૂરને દૂર રહે છે તેમ તે કોઇને ક્રોધ ચઢે કે માઠુ લાગે તેવુ કૃત્ય પણ કરી શકતો નથી વળી નમ્ર પુરૂષથી કદી પણ નિર્દય કે હિંસક કાર્ય બનવા પામતુ નથી નમ્ર પુરૂષ બીજાના દોષ વર્ણવી શકતો નથી, તેમ તે મનમા પણ લાવી શકતો નથી, કેમકે તે પોતાના કરતા સર્વને વિશેષ ગુણવાન નિહાળે છે પરનિંદાથી તે વિમુખ રહે છે આ સર્વ ગુણોને લીધે પરમાત્મા પણ નમ્ર મનુષ્યપર અતિ સતુષ્ટ રહે છે અને દુ ખમાં તેજ તેનો સહાયકાર થાય છે

હવે અનમ્રપણુ એ અહકાર છે અહકારી પુરૂષ સર્વદોષથી ભરેલો હોય છે નમ્રપુરૂષનુ અત કરણ જેટલુ નિર્મળ અને પ્રેમી હોય છે તેટલુ અનમ્રનું દભી હોય છે દભ એ દેખીતુ અસત્ય છે અતરનો અવગુણ છુપાવી બહાર મોટો ડોળ રાખનાર દાંભિક કહેવાય છે સ્વલ્પ વિદ્યા છતાં વિદ્વાન કહેવરાવવુ, અલ્પ સપત્તિ છતાં ધનવાન દેખડાવવુ, દુર્ગુણી, અધર્મી તથા અનાચારી હોવા છતા, ઠાવકા સત્યશીલ, ધાર્મીક અને સદાચારી હોવાનો ડોળ કરવો એ દાંભિકના લક્ષણ છે પરતુ જેના હૃદયમા નમ્રતા વસી રહી છે તેનામાથી આ સઘળા દુર્ગુણો તદતર નાશ પામે છે અને તેથી સૌ સાથે નમ્રતા રાખનાર પુરૂષ સર્વવદ્ય તથા શ્રેષ્ટ મનાય છે માટે વત્સ ! તારી જે મૃદુતા છે તે સદા જાળવી રાખીશ તો તારી સકળ મન કામના પૂર્ણ થશે.

વત્સ ! તારે માટે હાલ આટલોજ ઉપદેશ બસ છે અન્ય શિષ્યો જે ઉપદેશ શ્રવણ કરે છે તેની અભિલાષા રાખવાનો હજુ તારો સમય થયો નથી. સસારમા રહી હજુ તારે અનેક પ્રકારનાં સુકૃત્યો કરવાનાં છે"

મહાત્માનાં આ બોધદાયક વચનો શ્રવણ કરતાં મૃદુને ઘણો આનંદ થયો અને મહાત્માનો મહદ્ ઉપકાર માનવા લાગ્યો. લતિકાને મેળવવાના અને પેટીમાની સ્ત્રીને બચાવવાના વિચારો પાછા સતેજ થયા. પર્ણકુટીમાં વધુ સમય ન ગુમાવતાં ચંપાવતી તરફ પ્રયાણ કરવાનો તેને વિચાર થયો અને તેણે મહાત્માની આજ્ઞા માગી

મૃદુના પ્રતિ મહાત્માને પ્રેમ ભાવ ઉત્પન્ન થયો હતો અને તેથી તેમની ઇચ્છા મૃદુને એકલો વિદાય કરવાની નહોતી. તેમણે તેને પ્રેમથી કહ્યું 'ભાઇ મૃદુ ! ઉતાવળ ન કર ચંપાવતીના રસ્તાથી તું પુર્ણ માહિતગાર નથી રસ્તામાં કાઇ વિપત્તિ પડે તો તેમાથી બચવાનુ તારી પાસે કાઇ સાધન પણ નથી. આજની રાત્રી તું અત્રેજ સ્વસ્થ થઇ રહે પ્રભાતમા રાધેશ્વરી તારી સાથે આવશે અને તને ચંપાવતી મુકી આવશે દેવી રાધેશ્વરી ઘણીજ બાહોશ અને કલાકૌશલ્ય સ્ત્રી છે તે તને ઘણીજ સહાયભૂત થઇ પડશે'

મહાત્માની પોતાનાપર આટલી બધી કૃપા થશે એ મૃદુએ સ્વપ્નમા પણ ધાર્યું નહોતું મહાત્માનો કયા પ્રકારે ઉપકાર માનવો અને શુ કરવુ તેની તેને કાંઇ સુઝ પડી નહીં તેનુ હૃદય હર્ષથી છવાઇ ગયુ હતુ મહાત્માની કૃપાથી લતિકા પ્રાપ્ત કરવાની તેણે સંપુર્ણ આશા બાંધી દીધી નિરાધારોનો શ્રીહરિ અદૃશ્યરૂપે આધાર બને છે એ સૂત્ર મૃદુને સત્ય ભાસવા લાગ્યુ

મહાત્માએ રાધેશ્વરીને મૃદુની સાથે ચંપાવતી જવા તથા તેને બનતી મદદ કરવા આજ્ઞા કરી રાધેશ્વરી પરોપકાર વૃત્તિવાળી અને ઉત્સાહી સ્ત્રી હતી તેણે મહાત્માની આજ્ઞા માન્ય કરી પ્રભાત થતાં મૃદુની સાથે મુસાફરી કરવા માટે આવશ્યક વસ્તુઓની તૈયારી કરવા માડી

---

## પ્રકરણ ૧૭ મું.

### બે શિકાર ગયા

એક પ્રહર રાત્રિ જોત જોતામાં વીતી ગઇ મહાત્મા તરફથી શિષ્યોને તથા મૃદુને આરામ લેવાની આજ્ઞા થતા તે વદન કરી ઉઠયા અને સૌ સૌને સ્થાનકે ગયા મૃદુ પર્ણકુટીના દરવાજા આગળ ઓટલા પર બિછાનુ નાખી આડો પડયો પરતુ તેને નિદ્રા આવી નહિ. મહાત્મા અને રાધેશ્વરીના સમાગમથી તેની ચિંતા ઘણે ભાગે દૂર થઇ હતી છતા તેનુ ચિત્ત જોઇએ તેવુ સ્વસ્થ થયુ નહોતુ તમામ વિચારો મનમાથી કાઢી નાખી નિદ્રા લેવા તેણે ઘણા ફાફા માર્યા પણ નિદ્રાદેવીએ તેના પર લેશ પણ કૃપા બતાવી નહિ. તે કટાળ્યો અને શય્યામાથી ઉઠી કપડાં પહેરી પર્ણકુટીની પાસેના સરોવર પર શીતળ વાયુની લહરીઓથી મનને શાત કરવાની ઇચ્છાથી ગયો સરોવર તટપર થોડો સમય બેઠો એટલે તેનું મન ધીરે ધીરે શાંત થવા માંડયુ તે આત્મગત વિચાર કરવા લાગ્યો "અહો ! આ નિર્મળ સરોવર જોતાંજ મારા સર્વ વિચારો ઉડી ગયા શુ ખુબી ! ખરેખર ! આ પર્ણકુટીમા અને તેમા વળી આ સરોવરમા તો રમણીયતાનો અતજ આવેલો દેખાય છે એની અતિશય નિર્મળતાથી એ ચક્ષુને શાતિ અને આનદ આપે છે, શીતલતાથી સ્પર્શને સુખ આપે છે, તેમા ઉગેલા કમળની સુગધથી નાસિકા તૃપ્ત થાય છે વળી આ સ્થાનમા આનદદાયક વસ્તુઓની પણ અવધિ છે, મનોહર વિષયોની સીમાજ આવી રહે છે પ્રીતિજનક પદાર્થોની પરિસમાપ્તિ પ્રત્યક્ષ થાય છે ખરેખર ! આવી શીતળતા અને શાંતિ નિહાળીનેજ મહાત્માએ અન્ય સ્થળે ન જતા અત્રે નિવાસ કર્યો હોય એમ જણાય છે"

આવા વિચારો કરતો મૃદુ તે સરોવરના કિનારે આમ તેમ ફરવા લાગ્યો વળી કાઇક વિચાર સુઝતાં તે છેક જળ સમીપ ગયો. સરોવરમા ઉતર્યો. હાથ મોં ધોઇ સરોવરના અમૃતમય જળનુ પાન કર્યું અને કેટલાંક કમળપત્રો તોડી લઇ બહાર નીકળ્યો તરતનાં તોડેલા શીતળ તથા જળ કણિકાથી ભરેલા અને મૃણાલયુક્ત કમળ પત્રની તેણે સરોવરના તટપર શય્યા રચી. માથા તળે પોતાના પહેરેલા વસ્ત્રનો ગોળો કરી, ટેકો મુકી તે ત્યાંજ સુતો .

વિશ્રામ લેતા લેતા ઘડીકમા મહાત્માના, ઘડીકમા તેની મદદે રહેનાર રાધેશ્વરીના, ઘડીકમા લતિકાના તો ઘડીકમાં પેટીમાની સ્રીના તે વિચાર કરતો હતો એટલામા તેને અશ્વની ખરીઓનો ધ્વનિ સભળાયો અને તેની વિચારમાળામા વિક્ષેપ પડયો કમળપત્રની શય્યાનો ત્યાગ કરી તેણે પાછાં વસ્ત્ર પરિધાન કરી લીધા જે દિશા તરફથી અવાજ આવી તેના કર્ણપર અથડાયો તે દિશા તરફ તેણે દૃષ્ટિ નાખી પરતુ કાંઈ દેખાયુ નહિ અશ્વની ખરીઓનો અવાજ માત્ર સભળાયા કરતો હતો કદાચત્ એ પોતાના મનની ખોટી ભ્રમણા હશે એમ ધારી મૃદુ પાછો પર્ણકુટી તરફ જવા લાગ્યો. પણ દશેક કદમ તે ત્યાથી ગયો એટલામા તેણે સાંભળેલો ધ્વનિ નજીક આવતો વિશેષ સભળાવા લાગ્યો વળી તે સાથે મનુષ્યોના બોલવાનો અવાજ પણ તેના કર્ણપર અથડાયો તે થભ્યો અને પાછો સરોવર તટપર જઇ ધ્યાનપુર્વક જોવા લાગ્યો સરોવરથી થોડેક અતરે ત્રણ સ્વારોની ટોળી આવતી તેની દૃષ્ટિએ પડી વળી એ ટોળી વિશેષ નજીક આવતાં તેને જણાયુ કે, ત્રણ સ્વારોમાથી બે જણાએ પોતપોતાના અશ્વપર એકેક મનુષ્ય નાંખેલું હતું

"અવશ્ય આ કોઇ લુટારા કે પ્રમાદના જેવા કાળા કર્મ કર-નાર મનુષ્યોની ટોળી હોવી જોઇએ અશ્વપર નાખેલા મનુષ્યોનુ બ-લિદાન આપવા તેમનુ હરણ કરી જતા જણાય છે, નહિતો આટલી મોડી રાત્રે તેમને અશ્વપર નાખી અરણ્યમાંથી લઇ જવાનુ શુ પ્રયો-જન! જરૂર! પેલી પેટીમાની સ્રીના જેવોજ આ પણ કોઈ ચમત્કાર લાગે છે. લાવ એ દુષ્ટોના પંઝામાથી એ નિરપરાધી જીવોને બચાવુ. નિરપરાધી અને નિરધારની વ્હારે જવુ એ મનુષ્ય માત્રનો ધર્મ છે પેલી પેટીમાની સ્રીને બચાવવામાં મે સહજ વિલંબ કર્યો તેનુ પરિ-ણામ કેવુ વિપરીત આવ્યુ! અત્યારે કોણ જાણે તેની શુ સ્થિતિ હશે!" આમ વિચાર કરતો મૃદુ તે સ્વારોને જવાના રસ્તા પર જઇ તેમની રાહ જોતો ઉભો વળી કાઇક વિચાર આવતાં તે જે રસ્તેથી એ ટોળી આવતી હતી તે તરફ તેમની સામે જવા લાગ્યો પરોપકારને આત્મવિભૂતિ માનનાર મૃદુને એટલો પણ ખ્યાલ ન રહ્યો કે તે એકલો હતો અને તેની સામે આવતા મનુષ્યો ત્રણ હતા. વળી લડાઇ થાય તો બચાવ કરવાનુ તેની પાસે કાઇ સાધન નથી તેનો પણ તેને વિચાર સૂઝયો નહિ

થોડા સમયમાજ ત્રણે ઘોડેસ્વારોનો અને મૃદુનો ભેટો થયો આગળ ચાલતા સ્વારને જોતાંજ મૃદુએ તેને અટકાવતા કહ્યુ "ખ-બરદાર! એક પણ ડગલુ આગળ વધ્યા તો! પ્રથમ આ બે અ-ચેત મનુષ્યો કોણ છે અને તેમને તમે શા માટે અને ક્યાં લઇ જાઓ છો તે જણાવો અને પછી આગળ વધો."

આગળનો સ્વાર તે ડોકટર અજબ હતો. તે મૃદુની ધમકીને ન ગણકારતાં આગળ વધવા લાગ્યો પણ મૃદુએ તેના અશ્વની

લગામ પકડી તેને તેમ કરતાં અટકાવ્યો. અજબ તેમ દુષ્ટસિંહ મૃદુને ઓળખી શક્યા નહિ તેમ મૃદુ પણ એકાએક એ ત્રણમાંથી એકેને ઓળખી શક્યો નહિ, પરંતુ મૃદુ અજબને અટકાવતો હતો તે સમયે પ્રમાદ તેનું નિરીક્ષણ કરતો હતો અલ્પ સમયમાંજ તે મૃદુને ઓળખી ગયો અને તરતજ તે પોતાના અશ્વને આગળ લાવતો બોલી ઉઠયો "હરકત નહિ ચલાવ જે શિકારની શોધમાં રખડીએ છીએ તેજ પ્રભુ કૃપાએ અચાનક આવી પહોંચેલો જણાય છે" આમ કહેતા પ્રમાદે મૃદુની નજીક આવી તેને એકદમ ઉંચકી પોતાના અશ્વપર નાખ્યો અને ત્રણે જણાએ અશ્વોને પુરપાટ દોડવી મૂકયા

આવી રીતે વિના પ્રયાસે મૃદુને પોતાના કબજામાં આવેલો જોઇ પ્રમાદ તેમજ તેના સાથીઓને આનંદ થયો તેમની વાતચીત પરથી અને ખાસ કરીને પ્રમાદના બાંટા પરથી મૃદુ એ લુચ્ચી ટોળીને ઓળખી ગયો હતો તેણે અશ્વપરથી કુદી પડવા ઘણા ફાંફા માર્યાં પણ પ્રમાદે તેને એવો સખત દબાવી રાખ્યો હતો કે તે લેશ પણ ચસી શકયો નહિ બિચારો મૃદુ પોતે કરેલા સાહસને માટે પશ્ચાતાપ કરતો ભાવિને દોષ દેવા લાગ્યો

અશ્વો પુરપાટ દોડયા જતા હતા. હાથમાં આવેલા ત્રણ શિકારોની શું વ્યવસ્થા કરવી તેનો વિચાર કરતો કરતો પ્રમાદ રસ્તો કાપ્યો જતો હતો. અશ્વની લગામ તરફ કે રસ્તામાં આવતા ખાડા ટેકરા તરફ તેનું લક્ષ હતું નહિ આગળ જતાં એક વિચિત્ર માર્ગ આવ્યો એ માર્ગની બન્ને બાજુ પર મોટી ઉંડી ખીણ આવી રહી હતી અને માર્ગની પહોળાઇ માત્ર ચાર કે પાંચ ફુટની હતી અશ્વો એક બીજાની પાછળ જરા મંદ ગતિથી ચાલ્યા જતા હતા એટલામાં

પ્રમાદનો અશ્વ સહજ ઠોકરાયો અને પ્રમાદ તેની લગામ ખેંચી જરા સ્વસ્થ કરવા જાય છે એટલામાં મૃદુ અશ્વ પરથી બાજુ પરની ભયંકર ખીણમાં ગબડી પડ્યો. આપણુ એક મૃદુના પ્રારબ્ધનો પ્રભાવ.

શિકાર હાથમાંથી જતાંજ પ્રમાદ ના મુખમાંથી એક નિરાશાજનક ચીત્કાર નીકળ્યો. અજબ અને દુષ્ટમિ કે પોતાના અશ્વોને અટકાવ્યા. રસ્તો સાંકડો હોવાથી અશ્વને પાછો વાળી તે કોઇ પ્રમાદની પાસે જઇ શકે તેમ નહોતુ. દૂર રહેજ તેમણે પ્રમાદના મુખે મૃદુ ના ખીણમાં ગબડી પડ્યાના સમાચાર જાણ્યા. ત્રણે પાપીઓ દીલગીર તો થયા પરંતુ ખીણમાંથી મૃદુ બચે તેમ નથી એ અનુમાને તે છેક નિરાશ થયા નહિ. છતાં પ્રમાદની ઇચ્છા જો મૃદુ ખીણમાં નજરે પડે તેમ હોય તો પોતાને હાથેજ તેના પ્રાણુનો નાશ કરવાની થઇ. તે અશ્વપરથી ધીરે રહીને નીચે ઉતર્યો અને નીચો વળી ખીણમાં ધ્યાન પુર્વક જોવા લાગ્યો. રાત્રિનો સમય અને ઉંડી ખીણ એટલે એકાએક અંદર પડેલી વસ્તુ શું છે તે પારખી શકાય તેમ નહોતુ છતા શુક્લ ચંદ્રના પ્રકાશના ઝાંખા પ્રકાશમાં ખૂબ ધારી ધારીને જોતા પ્રમાદને ખીણની તળીએ કાંઇ લાંબુ મનુષ્ય જેવુ પડેલું દેખાયુ તે મૃદુજ છે એમ અનુમાન કરી તેણે રિવોલ્વર કાઢી તાકીને તેના પર બે ચાર ગોળી બ્હાર કર્યા. પરિણામ એ આવ્યુ કે બંદુકનો ઘોડો ચમક્યો અને તેને કબજામાં રાખવા જતા તેના હાથમાંનો શિકાર પણ ખીણમાં ગબડી પડ્યો.

એક તરફથી મૃદુને અને બીજી તરફથી અપરિમિત સ્વારને આમ હાથમાંથી જતા રહેલા જોઇ પ્રમાદ નિરાશ થયો. કદાચ એ સ્થળે વધુ સમય થોભતાં ત્રીજો શિકાર પણ ગુમાવીશું એ ભયથી એ ટોળીએ એકલી આ દિશાને લઇ આગળ પ્રયાણ કરવું માંડ્યું.

## પ્રકરણ ૧૮ મું.

### — ગુપ્ત ભોંયરૂં —

કાળાં કર્મ કરનારી ત્રિપુટી થોડા સમયમા એક ટેકરી આગળ જઇ પહોચી ત્રણે જણાએ એ ટેકરી નીચે અશ્વો છોડયા અને ચદ્રિકાને ઉચકી ટેકરી પર લઇ ગયા.

આ ટેકરી કેવળ નિર્જન સ્થાનમા આવેલી હતી ચદ્રિકાને એક બાજુપર સુવાડી, દુષ્ટસિહને તેની પાસે ઉભો રાખી, પ્રમાદ તથા અજબ ત્યાંથી લગભગ પાએક માઇલ દૂર ગયા પ્રમાદે ગજવામાથી ગુપ્ત ફાનસ કાઢી, તે સલગાવ્યુ અને ત્યા પડેલી એક શિલા પર મૂક્યુ આ શિલાથી ચારેક ફુટ દૂર એક બીજી શિલા પડેલી હતી પ્રમાદે તે ઉઠાવી ખસેડી નાખી કે તરત એક લોખડનુ કડુ જણાયુ તે કડાને પચીસેક આંટા ફેરવી ખેચ્યુ કે જાણે ધરતી ફાટી હોય એવી ગર્જના થઇ અને એક ભોયરૂ દેખાયુ અજબ દુષ્ટસિહ પાસે જઇ ચદ્રિકા સાથે તેને એ ભોંયરા પાસે લઇ આવ્યો ત્રણે જણાએ ચદ્રિકાને લઇ ભોયરામા ઉતરવા માડયુ ઉતરવા માટે એક નિસરણી ત્યા ગોઠવેલીજ હતી એટલે તેમને કાઇ હરકત પડી નહી ઝપાટા બધ ઉતરતા તે અલ્પ સમયમાં ભોયરાને તળીએ જઇ પહોચ્યા ત્યાં એક બાજુની ભીંતમા એક મોટુ બધ દ્વાર હતુ પ્રમાદે તે દ્વારને લગાડેલા લોખડી તાળાને પોતાની પાસેથી કુચી કાઢી, તે લગાડી ઉઘાડી નાખ્યુ દ્વાર ખુલ્લા થતા તેઓ અદર એક ઓરડીમાં ગયા એ ઓરડો લગભગ પચાસ ચોરસ ફુટનો હતો. તેમા કોઇપણ વસ્તુ ખાસ નિહાળવા યોગ્ય નહોતી એ ઓરડીમા થઇને તેમણે એક બીજા ઓરડામા પ્રવેશ કર્યો આ ઓરડો પુર્ણ ભપકાથી શણગારેલો હતો જાત જાતનો ફરનીચર, આયના, હા-

ડીઓ, તખ્તા વિગેરે ચીજો ત્યા નિયમીત ગોઠવેલી હતી. આ ઓ રડામા પણુ તેઓ થોભ્યા નહિ પરતુ એ ઓરડાની ભીંતમાં આવેલા એક ગુપ્ત દ્વાર મારફત તેઓ ઓરડાની બીજી બાજુએ નીકળી પડ્યા. ત્યાં એક કારાગ્રહ આવેલું હતું અને તેમા પચીશેક ઓરડીઓ હાર બધ બાધેલી હતી કારાગ્રહની ભીંતો બધી પત્થરની મજબુત બા ધેલી હતી અને દરેક ઓરડીને લોખડના દ્વાર હતા પ્રત્યેક ઓર-ડીમાં એકેક મજબુત લોખડના સળીઆ જડેલી એકેક જાળી પણુ હતી આ ઓરડીઓ પૈકી છએક ઓરડીઓમા કેદીઓ પુરેલા હતા અને તે તમામ પ્રમાદ.નાજ કેદીઓ હતા તેમને ખોરાક પાણી પૂરા પાડવામા આવતા હતા અને તે કાર્ય માટે પ્રમાદે ચાર માણુસો રોકેલા હતા આ માણુસોને કદી પણુ બ્હાર નીકળવાનુ નહોતુ જોઇતો સામાન પ્રમાદ ત્યાં ભરી મુકતો હતો અને એ માણુસો તેની યોગ્ય વ્યવસ્થા કરતા હતા

ઉપર જણાવેલા છ કેદીઓ સાથે બિચારી ચદ્રિકાને સાતમા કેદી તરીકે દાખલ કરવામાં આવી તે જલદી જાગૃત ન થાય તે માટે તેને ફરીથી બેહોશીની દવા સુધાડવામાં આવી દુષ્ટસિહને ચ-દ્રિકાની ઓરડીપર પહેરો ભરવાની અને તે જાગૃત થાય ત્યારે પ્ર-માદનું નામ નહીં ઉચ્ચારવાની દુષ્ટસિહને સુચના કરી પ્રમાદ તથા અજય જે રસ્તે આવ્યા હતા તે રસ્તે પાછા દ્વારો બધ કરતા બ્હાર નીકળી પડયા

દુષ્ટસિહ આ ગુપ્ત ભોયરાથી અજ્ઞાત હતો અને તેને એ ભોં-યરાના રસ્તાથી વાકેફ નહિ કરવાનો પ્રમાદનો ઇરાદો હોવાથી પ્રથમનું ટેકરી પરનું દ્વાર ઉઘાડતી વખતે પ્રમાદે તેને દૂર રાખ્યો

હતો વળી તેને સાથે ન લેતા ચંદ્રિકાની ઓરડીપર પહેરો ભરવા ભાયરામાજ રાખવાનો પ્રમાદનો હેતુ જુદા પ્રકારનો હતો. એક તો ચંદ્રિકા જાગૃત થાય અને દુષ્ટસિંહને જુએ તો તેને કારાગૃહમા તેણે જ પુરી છે એમ માની પ્રમાદપર તે વહેમાય નહિ એ હતો, અને બીજો હેતુ એ હતો કે પ્રસંગ જોઇ દુષ્ટસિંહનો ઘાટ ઘડી નાખવો કારણ કે તે સમજતો હતો કે જયાસુધી દુષ્ટસિંહ હયાત છે ત્યાસુધી ચંદ્રિકાને દૂર કરવાનું તેનાથી બની શકે તેમ નહોતુ અને ચંદ્રિકાને જીવતી રહેવા દેવી એ ઘણુ જોખમ ભરેલુ હતુ

## પ્રકરણ ૧૯ મુ.

### શરસેનનો પત્ર.

પ્રમાદ તથા અજબ ટેકરી પરથી ઉતરી પોતપોતાના અશ્વ પર સ્વાર થઇ રાજનગર તરફ જવા લાગ્યા. દુષ્ટસિંહનો અશ્વ તેમની પાછળ તેના સ્વાર વગર છૂટો ચાલ્યો આવતો હતો. રાત્રિનો છેલ્લે પ્રહર આ સમયે ચાલતો હતો. ટેકરીથી રાજનગર બહુ દૂર ન હોવાથી તેઓ થોડા સમયમાજ નગર સમીપ જઇ પહોચ્યા નગરના દરવાજા બંધ હતા એટલે તેમણે જરા આમ તેમ ફરવા માડ્યું એટલામા તેમણે એક સિપાઇને અશ્વપર સ્વાર થઇ આવતો નિહાળ્યો. પ્રમાદ તથા અજબ તે કોણ છે તે જાણવાને આતુર થયા અને તેમણે પોતાના ઘોડા તે સિપાઇ જે રસ્તેથી આવતો હતો તે તરફ ફેર્યા સિપાઇ નજીક આવતાજ તેના પોશાક ઉપરથી તે ચંપાવતીના મહારાજાનો કોઇ અનુચર હોવો જોઇએ એવુ તેમણે અનુમાન કર્યું. તેમનુ અનુમાન સત્ય હતુ. રાજનગરના રાજા કેસરીસિંહ ઉપરનો પત્ર લઇ જે અનુચર શરસેને રવાના કર્યો હતો. તેજ એ હતો.

ચંપાવતીના સ્વારનું રાજનગર તરફ આવાગમન એ પ્રમાદ અને અજબને ચિંતાતુર બનાવે તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નહોતું પાપી મનુષ્યનું અંતઃકરણ તેને ડખ્યાજ કરતું હોય છે અને પ્રત્યેક પળે તેને તેનું પાપ પ્રગટ થવાની ધાસ્તી રહ્યા કરે છે

આવનાર સિપાઇનો પ્રમાદ અને અજબ સાથે ભેટો થયો કે તરત પ્રમાદે તે કયાંથી અને શા કાર્ય માટે આવે છે તેનો પ્રશ્ન કર્યો

ભોળો બિચ્ચારો સિપાઇ શું જાણે કે જે પત્ર રાજા શૂરસેનને તેને આપ્યો હતો તેમાં પ્રમાદના મોતનો પેગામ હતો અને તેને પ્રશ્ન કરનાર પણ તેજ પ્રમાદ હતો તેણે જે સત્ય હતું તે જાહેર કરી દીધું

" શૂરસેને કેસરીસિંહ ઉપર શી બાબતનો પત્ર લખ્યો હશે ! શું કોઇ રાજ્ય ખટપટની મતલબ તેમાં સમાયલી હશે ! × × × નહિ તેમ બનવું અશક્ય છે કારણમાં હાલમાં એ બે ગાજ્યો વચ્ચે ખટપટ ઉપસ્થિત થવા જેવું કાંઇ બન્યુંજ નથી ત્યારે શું એ પત્રદ્વારા શૂરસેને મૃદુની કાંઇ તપાસ કરાવી હશે ! પણ તે બનવું પણ સંભવિત નથી મૃદુ રાજનગર છોડી જતો રહ્યો છે તેની શૂરસેનને શું ખબર ! હા. પણ હું ભૂલું છું સુલભ ચંપાવતી તરફ ગયે છે એમ જમાલ કહેતો હતો તેણે શૂરસેનને તમામ હકીકતથી વાકેફ કર્યો હોય એ બનવા અને માનવા યોગ્ય છે કોઇ પ્રકારે સિપાઇ પાસેથી પત્ર તો મેળવવો જોઇએ " પ્રમાદ આ પ્રમાણે તેના મન સાથે વિચાર કરતો હતો ત્યારે અજબ પેલા સિપાઇને આડા અવળા પ્રશ્નો પૂછી ચંપાવતીની કાંઇક નવીન હકીકત હોય તો તે જાણવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. ભોળા સિપાઇએ કોઇ સરદારના ચંપાવતીમાં આવેલા આગમનના સમાચાર અજબને જણાવી દીધા. સદ્‌ભાગ્યે

તેને તેનું નામ તેમ તેને રાજા સાથે થયેલી વાતચીતની માહિતિ નહોતી નહિતો તે પણ એ દુષ્ટોને જણાવવા તે ભૂલત નહિ.

સિપાઇ પાસેનો પત્ર વાંચવા પ્રમાદની જીજ્ઞાસા પળે પળે વધતી જતી હતી જો તે નગરથી થોડે દૂર કોઇ નિર્જન સ્થાનમા મળ્યો હોત તો તેણે કયારનો એ પત્ર તેની પાસેથી પડાવી લીધો હોત નગરનો દરવાજો ઉઘડવાની તૈયારી હતી અને તે સમયમાં કદાચિત્ એ સિપાઇ સાથે ઝપાઝપી થાય તો પકડાઇ જવાની તેને ધાસ્તી લાગતી હતી આથી કોઇ યુક્તિથી કાર્ય સાધવાનો વિચાર કરી તેણે સિપાઇને પૂછ્યુ " ભાઇ ! તમે કેટલો સમય થયાં ચ પાવતીમા નોકરી કરો છો ! "

"લગભગ ચારેક વર્ષ થવા આવ્યા"

' અગાઉ રાજનગર આવેલા કે પહેલવહેલાજ આવો છો ! "

' જી અગાઉ આવેલો ખરો પરતુ તે સમયે હું નોકરીમા નહોતો મારા એક મિત્રની સાથે અમસ્થો આવ્યો હતો "

ત્યારે રાજનગરના દરબારની તમને માહિતી શાની હોય ! ભાઇ ! તમે અજાણ્યા છો અને નિખાલસ હૃદયના જણાઓ છો એટલે સ્વાભાવિક તમને મદદ કરવા મારૂ મન દોરાય છે રાજ-નગરનો તમામ નોકરવર્ગ એવો દુષ્ટ અને પ્રપચી છે કે તે તમને તમે લાવ્યા છો તે પત્ર રાજા કેસરીસિંહને તમારા રાજાની આજ્ઞાનુસાર હથોહાથ પહોંચાડવા દેશેજ નહિ અને તેથી જો પત્રમાં કાઇ મહત્વની કે ગુપ્ત બાબત હશે તો તમે માર્યા જશો "

પ્રમાદે નોકરવર્ગની આપેલી બાતમીથી સિપાઇ બિચારો વિચારમા પડી ગયો અને તે વિચાર કરતો હતો તે દરમ્યાન પ્રમાદનુ

કથન સત્ય છે તેની તેના મનમા ખાત્રી કરવા માટે અજબ તથા પ્રમાદ અન્યો અન્ય રાજનગરના નોકર વર્ગે અમુક માણુસોને કેવા ફ્સાવ્યા હતા અને પરિણામ કેવુ આવ્યુ ઇત્યાદિ ખોટી વાતો કરવા લાગ્યા. વળી ચપાવતીથી આવેલા અનુચરને મદદ કરવાનું પણ તે એક બીજાને જણાવવા લાગ્યા

પરિણામ એ દુષ્ટોના ધારવા પ્રમાણેજ આવ્યુ ભોળો સ્વાર તેમના પ્રપચમાં ભોળવાઇ ગયો અને તેણે પ્રમાદને વિનંતિ કરી " મુરબ્બી ! આપ કોઇ સજ્જન માણુસ જણાઓ છો જો રાજનગરના દરબારની આપે વર્ણવી તેવીજ સ્થિતિ હોય તો આ પત્ર રાજાને હાથોહાથ પહોચાડાય એવો કાઇ રસ્તો બતાવશો તો હું આપનો આભારી થઇશ.'

પ્રમાદે જાણે મહાન્ વિચારમાં પડી ગયો હોય એવો ડોળ કરી, થોડીવારે અજબને કહ્યુ " ભાઇ ! આ સ્વારને બિચારાને તમે ધારો તો મદદ કરી શકો તેમ છો તમે રાજાના ડોકટર છો અને જો તમે એને રાજાની બારોબાર મુલાકાત કરાવી આપો એ બિચારાનું કાર્ય નિર્વિઘ્ને થાય."

અજબે જરા વિચાર કરી પ્રમાદની ભલામણુ માન્ય રાખતા સ્વારને કહ્યુ " ભાઇ ! તમારે મુકામ કરવાનું કાઇ સ્થાન નહિ હોય માટે તમે ફાવે તો આ શેઠને ત્યા અગર મારે ત્યા મુકામ રાખજો. સમય જોઇ હુ રાજા સાથે મુલાકાત કરાવી આપીશ"

બિન અનુભવી સિપાઇ એ લુચ્ચાઓનુ કપટ સમજી શક્યો નહિ ગૃહસ્થ અને આબરૂદાર માણુસો તરફથી મળતા માન અને સહાયથી તે ફુલાઇ ગયો અને દુષ્ટોની ઇચ્છાને આધીન થયો.

નગરનો દરવાજો ઉઘડતા ત્રણે જણા પ્રમાદને બંગલે ગયા કપડા ઉતારી, દંત ધાવન વિધિથી મુક્ત થઇ, ચાહ માતાને માન આપી સ્વસ્થ થયા શરસેનનો પત્ર વાંચવાની પ્રમાદની ઉત્સુક્તા ઘણી વધતી જતી હતી અને કદાચિત્ સિપાઇની મતિ બદલાઇ જાય અને તે ચાલ્યો જાય તો સર્વ મહેનત નિષ્ફળ જશે એવી તેને ધાસ્તી લાગ્યા કરતી હતી આ અધીરતા અને ભયથી તેણે સહજ પ્રશ્ન કરી શુરસેનનો પત્ર વાચવાની તેની ઇચ્છા સિપાઇને જણાવી પણ વફાદાર સ્વારે તે માંગણીનો તરતજ ઇન્કાર કર્યો પ્રમાદે તેને રૂશ્વતો આપી લલચાવવા માંડયો પરંતુ નિમકહલાલ સિપાઈ જરા પણ ડગ્યો નહિ પ્રમાદ ઉપર વિશ્વાસ મુકવામા તેણે કરેલી ભૂલ તેને જણાઇ અને એ પત્ર સાથે તેને કાઇ સબંધ હશે એવી તેને શકા થઇ પ્રમાદના બંગલામા રહેવુ તેને અનુચિત અને ભય ભરેલું લાગ્યુ અને તેથી તે પ્રમાદની રજા માંગી દરબાર તરફ જવા તૈયાર થયો

સ્વારની મતલબ પ્રપચી પ્રમાદ તાત્કાલિક સમજી ગયો તેણે તેને જતો અટકાવ્યો અને પત્ર તેને સ્વાધીન કરવા ધમકી આપવા લાગ્યો સિપાઇએ તેની ધમકીને ન ગણતા ચાલવા માંડયુ પ્રમાદ ઉશ્કેરાયો અને ખુરસીપરથી ઉઠી, સિપાઇની પાછળ જઇ તે બંગલાની બહાર નીકળે તે પહેલાં બોચીમાથી પકડી એક ધક્કો મારી નજીકના એક ઓરડામા લઇ ગયો તેની પાશેથી જોર જુલ્મ કરી પત્ર છીનવી લેવા તેણે પ્રયત્ન કર્યો પરંતુ તે નિષ્ફળ ગયો બન્ને જણા જોત જોતામા બાથંબાથી પર આવી ગયા

આ સમયે અજબ કાઇ કાર્યવશાત જરા બહાર ગયો હતો

તે આવી પહોચ્યો પ્રમાદ અને સિપાઇને લડતા જોયા એટલે વસ્તુ સ્થિતિ શુ હતી તે તેની નજરમા આવી ગઇ તાત્કાલિક તેણે પોતાની યુક્તિ—અજબશક્તિ—અજમાવવાનો વિચાર કર્યો અને ગજવામાંથી એક દવાની શીશી કાઢી તેણે જોરથી તે ઓરડામાં ફેકી. ભીંત સાથે અથડાતાજ શીશી ફુટી, તેમાથી પ્રવાહી દવા જમીનપર ઢળતા તેની વાસ પ્રમાદના તેમજ સિપાઇના શ્વાસોશ્વાસમાં મળી અને બન્ને જણા બેહોશ થઇ જમીનપર ઢળી પડ્યા અજબે ચાલાકીથી પ્રમાદને ઓરડાની બહાર ઘસડી કાઢયો અને દ્વાર બધ કરી દીધા. તેને શુદ્ધિમાં લાવવાની બીજી દવા સુઘાડતાં તે તરત જાગૃત થયો

" અજબરાય ! શુ સ્વાર જતો રહ્યો ! ' પ્રમાદે જાગૃત થતાજ પૂછ્યુ

" સરદાર ! ગભરાશો નહિ શિકાર ઓરડામા મોજુદ છે તેની પાસેનો પત્ર વાચવા તમે આટલા બધા ઉત્સુક થઇ રહ્યા હતા એ જો તમે મને પ્રથમથીજ જણાવ્યુ હોત તો આવી મુશીબતમા ઉતરવુજ ન પડત એક મુફલેશ સિપાઇ પાસેથી કામ કાઢી લેવુ એતો રમત વાત હતી " અજબે હોશીઆરી બતાવતા જણાવ્યુ

પ્રમાદનો વિચાર ઓરડામા જઇ સિપાઇના ગજવામાથી પત્ર કાઢી લેવાનો થયો પરતુ અજબે તેને અટકાવ્યો અને કહ્યુ " સરદાર ! અધીરા ન થાઓ. ઓરડામા ઝેરી દવાની અસર ફેલાઇ રહેલી હોવાથી ઓછામા ઓછા પાચ કલાક સુધી તેમાં પ્રવેશ કરવો એ સલાહ ભરેલુ નથી હવે એ સ્વાર કાંઇ જઇ શકવાનો નથી પાચ કલાકમા તેના રામજ રમી જશે "

પ્રમાદે વિચાર માંડી વાળ્યો અને બન્ને મિત્રો પત્ર સંબધી

કેટલાક વિચારો કરી મળ્યા સમય થતાં ફરી મળવાનું નક્કી કરી છૂટા પડયા.

વાંચક! પ્રમાદ શુરસેનનો પત્ર વાંચશેજ એ નક્કી છે. ચાલો આપણે ખીણમા પડેલા આપણી નવલકથાના નાયક તથા અપરિચિત સ્વારની શુ સ્થિતિ છે તેની ખબર લઇએ.

---

## પ્રકરણ ૨૦ મું.

### કમનશીબ કિસ્મત.

પ્રમાદ અને તેના સહાધ્યાયીઓ મૃદુને ખીણમા મૃત્યુ પામેલો ધારી ચાલ્યા ગયા હતા અને તેમ થવુ સર્વથા સભવિત પણ હતું. પરતુ લતિકાના સદ્‌ભાગ્યે તેમ થવા પામ્યુ નહોતુ અશ્વપરથી ગબડતા તે ખીણમા પડયો ખરો પરતુ છેક તળીએ ન જતાં મધ્યમાં આવી રહેવા એક વૃક્ષ સાથે અથડાતા ત્યાજ અટકી પડયો હતો પ્રમાદે રીવોલ્વરમાથી છોડેલી ગોળીઓથી તેને કાંઇ ઇજા થઇ નહોતી. તેણે જેને મૃદુ ધાર્યો હતો તે મૃદુ ન હતો પરતુ એક પાષાણ હતો

અશ્વપરથી પડતાજ મૃદુને હૃદયમા આઘાત થયો હતો અને પરિણામે બેશુદ્ધ થઇ ગયો હતો. પ્રમાદે કરેલા ગોળી બ્હારની તેને લેશ પણ સ્મૃતિ નહોતી પ્રમાદના ગયા બાદ લગભગ એક ઘડી પછી તે શુદ્ધિમાં આવ્યો તેના નેત્રોમા, તેના હૃદયમાં, તેની રગે-રગમા નિર્દોષીઓને દુ ખી કરનાર ત્રિપુટીપર વૈર લેવાનુ રમી રહ્યું હતુ જેવો તે શુદ્ધિમા આવ્યો કે તરત "ખબરદાર ! ખબરદાર !" કરતો પડયો હતો ત્યાથી સફાળો ઉઠી દોડવા ગયો તે કઇ સ્થિતિમાં હતો, ક્યાં પડયો હતો અને કયા દોડવા જાય છે તેનું ભાન તેને

નહોતું ઉભો થઇ આગળ ડગલું ભરવા જાય છે તેવો જ તે ખીણમાં છેક નીચે પડયો સદ્ભાગ્યે તે ગભરા સિવાય સીધોજ સરી પડયો હતો એટલે તેનો પ્રાણ જતો બચ્યો હતો.

વાહ ! વિધાતા ! વાહ ! તારી પણ ખૂબી કોઇ ન્યારીજ છે એકનાપર દુ ખનો વરસાદ વરસાવે છે તો બીજાને વિજયની પારિસીમાએ પહોચાડે છે તારી નજરમા યોગ્યાયોગ્યનો જાણે કાઇ સવાલજ ન હોય એમ જણાય છે દુ ખીને વધારે દુઃખ દેવુ અને સુખીને વધારે સુખ આપવુ એજ તારો નિયમ હોય એમ સમજાય છે. ધન્ય છે ! પ્રભુના ન્યાયી દરબારને, કે તેને ત્યાં રાય અને રંક, દુ ખી અને સુખી સર્વ સમાન ગણાય છે જો તારા કાર્યમાં શ્રીહરિ વચ્ચે ન પડતો હોય તો તારી દુ ખી પ્રત્યેની ક્રૂરતા કેટલે દરજ્જે વધી જાય તે કળી શકાતુ નથી

ખીણને તળીએ જ્યા અસખ્ય સર્પ, વિછુ આદિ ઝેરી જનાવરોએ વાસ કરેલો હતો ત્યા પહોચતાજ મૃદુને તેની ખરી સ્થિતિનું ભાન થયુ આસપાસ નજર કરતા તેના હોશ કોશ ઉડી ગયા અને તેના કિસ્મતને શ્રાપ દેવા લાગ્યો

"દુ ખીને ડરાવે શાને, મરેલાને મારે શાને,
બળેલાને બાળે શાને, વૈરિ વિધિ !
રીઝાવી સતાવે શાને, સતાવી રીબાવે શાને,
રીબાવી જીવાડે શાને, દયાના નિધિ
શશિને કલંક દીધાં, ગુલાબો મનોહર કીધા,
કીધા ત્યાંતો કાટા કીધા, દીનોના નિશ્વાસો લીધા,
નિયતા તે આવી શાને, અનીતિ કીધી—દુ ખી.

ચંદનને કુસુમ ન દીધા, સાગર જળ ખારા કીધાં;
અમૃત કહી ઝેર દીધા, જીવન અકારા કીધા,
મૃદુના હૃદયે આશા નિરાશા દીધી—"દુ:ખી

"અહાહા ! કિસ્મત ! કમનશીબ કિસ્મત ! હવે પીછો છોડ, મૃદુનું લોહી ચુસાઇ ગયુ છે અને આ ખીણમાના ઝેરી પ્રાણીઓ તે પુરેપુરૂ ચુસી લેશે પ્રિય લતિકા ! તારા પ્રેમને માટે મારી આ થાત ! સુકોમળ બિછાનાપર સુનાર નોકરોને વારવાર હુકમો કર- ર મૃદુ, હાય ! અત્યારે બે ગગનચુંબિત ટેકરીઓની વચ્ચે ભયકર ખીણમા ! આવી નિરાધાર સ્થિતિમા ! મિત્ર સુનભ ! દેવીકનક ! હવે મૃદુને ફરી નિહાળવાની આશા રાખશો મા હિસક વ્યાઘ્રથી બચ્યો, સર્પદંશ થયો તો તેમાથી પણ ઉગર્યો પણ આ ભયકર ખીણમાથી બચવુ દુર્ઘટ છે અફસોસ પ્રભુ કૃપાએ મહાત્માશ્રીનો સમાગમ થયો પરતુ હુ મૂર્ખ પ્રેમનો ઉપાસક થઇ શ્રીહરિના પાવત્ર ચરણની સેવા કરવાનો શુભ માર્ગ ન લેતા પાછો તિકા તરફ જવા લલચાયો ! સુખનો ખરો માર્ગ પ્રભુસ્મરણ અને તેના પ્રત્યેની પ્રેમ ભાવનામાજ સમાયેલો છે લતિકાનો પ્રેમ સપાદન કરવા કરતા જો તેનાજ પ્રેમનો આગ્રહી બનુ તો મારૂ જીવન સફળ થયુ ગણાય. હા પણ સમય ગયો જીવનનુ સાર્થક, જીદગીનુ સાફલ્ય કરવાનો રસ્તો બતાવનાર ગુરૂથી પણ વિમુખ થયો હવે કયા જઉ × × × બસ મુજ દુ:ખી જીવનનો અત આણવો એજ શ્રેયકર છે અસારની માયાની ઉપાધિઓમાથી મુકત થઇ પ્રભુ શરણમાં નિવાસ કરવો એજ હવે ઉત્તમ છે" આમ બબડતો ઘડીકમા કઇ અને ઘડીકમા કાંઇ વિચારો કરતો મૃદુ ઉઠયો ઘેલા માણસની પેઠે ખીણમા જરા આમતેમ ફર્યો વળી એક સ્થળે થભી ગયો ગજવામથી એક છરો

કાઢી તેને ઉઘાડયો અણી તપાસી જોઇ અને તેને હસ્તમાં રાખી આકાશ તરફ નિહાળી પ્રભુનુ સ્મરણ કરવા લાગ્યો —

" શોધુ શરણુ તારૂ પ્રભો, મુજ દેહ છોડી આ ક્ષણે,
રટીને અહર્નિશ નામ તારૂ, રહુ આનદથી બીજે ભવે
બન્યો તો પ્રેમઘેલો હુ, સૌદર્ય લતિકાના પ્યારમા
ચુકયો છુ નેમ હું મારી, આ નાટકી સસારમા
ભાઇ કહું, દુશ્મન કહુ, પ્રમાદ ! તુ સાચેરો મળ્યો
પરિણામમા પ્રભુ સ્મરણથી, મુજ દેહ આ સફળ થયો

થોડો સમય મૌન્ય રહી તે તેના હાથમાના હથિયાર સામુ જોવા લાગ્યો એ અવસ્થામા મન પલટાણુ, વૃત્તિ ફરી લતિકાનુ સ્મર્ણ પાછુ થયુ છરાની તીક્ષ્ણ અણીમા લતિકાનું સ્વરૂપ નિહાળ્યુ. કપારી છૂટી હાથમાની છરી પડી ગઇ ક્ષણભર તે બ્હાવરો બની ગયો વળી ધૈર્ય પકડી છરી પાછી ઉપાડી લીધી અને અદશ્યરૂપે દેખાતી લતિકાને ગદગદીત કઠે ઉદ્દેશવા લાગ્યો ' બસ જા. મુજ હૃદયમાથી હવે દૂર થા મારા આત્માના કલ્યાણના માર્ગમાથી ખસી જા ઓ ચચળ મન ! સાવધ તારી ચચળતા છોડી દઢ થા ઓ કોમળ હૃદય ! તારી મૃદુતાનો ત્યાગ કર, કઠિન બન અરે ઓ હસ્ત ! તુ પણ આ પ્રસગે નિડર બન પ્રભુના ચરણ કમળની સેવા કરી ભવોભવના દુ ખ દૂર કરવા, તારા આત્માનુ કલ્યાણ કરવા, મૃદુ ! તારાં દરેકે દરેક અવયવ મજબૂત બનાવ ઓ ચકચકતી છરી ! તારી નિર્દય અણી જે અત્યારે મારા આત્માનુ કલ્યાણ કરનાર દેવી સમાન છે તેને મુજ હૃદયમા સ્થાન આપી, અશરણના શરણ, નિરાધારના આધાર, પરલોક સુખના દાતા, અધના ચક્ષુ, શ્રીજગ-

નિયંતા પરમાત્માના શરણમાં મને સત્વર લઇ જા." આટલું કહી મૃદુ જેવો આત્મ હત્યા કરવા જાય છે તેવોજ "સબુર, મૃદુ ! સબુર !" એ શબ્દોનું ઉચ્ચારણ કરતાં તેનો પાછળથી કોઇએ હાથ પકડયો. તેના કલ્યાણના માર્ગમાં વિક્ષેપ કરનાર ઉપર મૃદુ ગુસ્સે તો થયો પરંતુ તેણે પાછુ ફરી જોયુ કે તે ગભરાઇ ગયો તેને આત્મહત્યા કરતાં અટકાવનાર દેવી રાધેશ્વરીના ચરણમાં મસ્તક નમાવી તે અશ્રુપાત કરવા લાગ્યો.

"મૃદુ ગભરાઇશ નહીં આત્મહત્યા કરી શું તું તારા આત્માનું કલ્યાણ ઇચ્છતો હતો ! ના આત્મહત્યા સ્ત્રીહત્યા, બ્રહ્મહત્યા ઇત્યાદિ હત્યાઓ કરવાથી મનુષ્ય મહાન્ નર્કનો અધિકારી થાય છે. માટે એવા નર્કદ્વારમાં લઇ જનારા અશુભ વિચારોનો ત્યાગ કરી, ધૈર્યતાથી જે કાર્ય કરવાનું છે તે પરિપૂર્ણ કરવા તત્પર થા બાલ. સ્વસ્થ થા અને તારી પ્રિય લતિકાને મળવાની અભિલાષા પૂર્ણ કર" રાધેશ્વરીએ મૃદુને આશ્વાસન આપતા કહ્યું.

મૃદુ રાધેશ્વરીનો ઘણો ઉપકાર માનવા લાગ્યો પરંતુ તે અસાર સંસારથી કંટાળી ગએલો હોવાથી ચંપાવતીને તથા લતિકાને સદાને માટે વિસરી જવાનો પોતાનો ઉદ્દેશ જણાવતો કહેવા લાગ્યો "દેવી ! તમારૂં આવાગમન એક રીતે મારા કાર્યમાં વિક્ષેપ કરનારૂં થઇ પડયું છે પરંતુ તે માટે હું તમને દોષ દઇ શકું તેમ નથી પરમપૂજ્ય મહાત્માશ્રીના તથા તમારા ચરણનો ત્યાગ કરી માત્ર લતિકાના પ્રેમમાં મગ્ન રહી, આગળ પાછળનો વિચાર કર્યા વિના દુશ્મનો અચાનક આવી મળતા તેમની સામે થયો અરે ! નિરાધારોને બચાવવા મારા પ્રાણનું બળિદાન આપવા તૈયાર થયો,

તો મારી આ દશા થઇ! આપની પર્ણકુટીનો આનદ, આત્માની સ્વસ્થતા, સર્વ અલોપ થયા એક લતિકાને મળવા માટે આજદિન પર્યંત કેટકેટલા દુખો સહન કર્યા અને પરિણામમા આ ભયકર ખીણમા વાસ કરવાનો પ્રસગ આવ્યો. દેવી! આવા દુખો સહન કરી લતિકાનો પ્રેમ મેળવવા કરતા શ્રીજગત્નિયતા પરમાત્માનો પ્રેમ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરીશ તો હુ મારા આત્માનુ કલ્યાણ થયુ માનીશ. માટે દેવી! કૃપા કરી હવે લતિકાનુ કે ચંપાવતીનું નામ સ્મરણ ન કરાવતા મને પ્રભુના શરણમા જવાદો "

રાઘેશ્વરીએ મૃદુને વિશેષ આશ્વાસન આપતાં કહ્યુ "મૃદુ તારી માન્યતા સર્વથા ભૂલ ભરેલી છે સસારથી કટાળી આત્મહત્યા કરવાથી કદી પણ સ્વર્ગની આશા રખાય છે! એ પ્રાયશ્ચિત્તનો અત નર્ક લોકમાજ થાય છે અને તે મેળવવા તને તત્પર થયેલો જોઇ મને અત્યત ખેદ થાય છે વળી તારા આત્માને ઓળખવાનુ તને હજુ ભાન થયુ નથી સસારાબ્ધિમા અચાનક આવી પડેલી ઉપાધી ઓથી કટાળી તુ પ્રાણનો ધ્વંશ કરી દુનિયાનો ત્યાગ કરવા તત્પર થયો છે આથી કદાચ તુ તને સુખી થયેલો માનીશ પરતુ તેથી તારો ઉદ્ધાર નથી માટે આવા વ્યર્થ વિચારો છોડી દઇ સસારમાં રહીને પ્રથમ તારા આત્માને ઓળખતાં શીખ અને ત્યારબાદ ગુરુ-દ્વારા જ્ઞાન થતા અને સત્સગનો લાભ મળતાં તુ મોક્ષનો માર્ગ મેળવી શકીશ ભાઇ! ચાલ ધૈર્ય ધારણ કરી, ચપાવતી જ્યા તારી રાહ જોતી લતિકાને મળી સુખી થા

મૃદુ થોડો સમય મૌન્ય રહ્યો હજુ કયો માર્ગ ગ્રહણ કરવો તેનો તે નિર્ણય કરી શકયો નહોતો રાઘેશ્વરી તેને આટલુ સમ-

આવ્યા છતા સ્તબ્ધ થઇ ગયેલો જોઇ આશ્ચર્ય પામી તેને કયે રસ્તે સમજાવી ઠેકાણે લાવવો તેની તેને સુઝ પડી નહીં એટલામા દૂરથી ખીણુમા કોઇનો અવાજ તેણે સાભળ્યો. મૃદુના કર્ણોપર પણ તે અવાજ અથડાયો બન્નેનુ લક્ષ તે તરફ ખેચાયુ એ અવાજ કોનો અને કેવા પ્રકારનો આવે છે તે ધ્યાનપૂર્વક સાભળતા મૃદુ બોલી ઉઠયો "અહાહા ! આ ખીણુમા કોઇ બીજુ મારા જેવુ દુ.ખી મનુષ્ય સપડાયુ હોય એમ લાગે છે તેના શબ્દોચ્ચાર પરથી તે પણ પ્રારબ્ધની બલિહારીના ગુણોનુજ ગાન કરતો જણાય છે દેવી ! ચાલો, ચાલો, એ દુ ખી મનુષ્યને સત્વર મદદ કરો મારી સાથે તેને પણ ઉગારો " મૃદુએ રાધેશ્વરીને વિનતિ કરતાં કહ્યુ

રાધેશ્વરી તૈયાર થઇ અને બન્ને જણા ખીણુમા જે બાજુ પરથી અવાજ આવતો હતો ત્યા જવા લાગ્યા થોડેક જતાજ તેમને એક મનુષ્ય પત્થરપર માથું ટેકવી પ્રારબ્ધની પ્રબળતાના વિચાર કરતો તેના અત કરણના ઉદગારો બહાર કાઢતો દેખાયો મૃદુ અને રાધેશ્વરી એ દુ ખી મનુષ્યના ઉદગારો શ્રવણ કરતા થોડે દૂર ઉભા રહ્યા

વાચક ! એ મનુષ્ય અન્ય કોઇ નહિ પરતુ ચદ્રિકાને બચાવી તેનો ચપાવતી સુધીનો સોબતી થનાર પણ દુષ્ટ પ્રમાદની ટોળીના પઝામાં સપડાઇ ખીણુને રસ્તે જતા અજબના અશ્વપરથી ગબડી પડેલો આપણો અપરિચિત સ્વાર હતો અજબના અશ્વપરથી તે પડયો ત્યારે ગબડતો ગબડતો ખીણુને છેક તલીએ પહોચી ગયો હતો સદભાગ્યે તે કોઇ ઝેરી જાનવરના દષ્ટનો ભોગ ન થતાં જીવતો રહ્યો હતો. પ્રભાત થતા તેને સુઘાડેલી બેશુદ્ધિની દવાનુ ઘેન ઉતરતા તે જાગૃત થયો હતો પોતે કયા હતો અને એ ખીણુમા તે

ક્યાંથી આંની પડ્યો ! ચંદ્રિકાનું શું થયુ હશે ! મૃદુની શુ હાલત હશે ! ખીણમાથી પોતે કેમ બહાર નીકળી શકશે ! ઈત્યાદિ વિચાર કરતો તે પ્રારબ્ધના પરાક્રમોનુ ગાન કરી રહ્યો હતો

" કરમની ગતી બહુ ભારી,
રહ્યા સહુ એથીજ હારી... કરમની,
શાહો સુલ્તાનો ધરતી ધ્રુજાવી, રૂવે ખૂબ વાતો પોકારી
આવી અજબ હાય કેવી ગમખ્વારી, રહી અતે મીદી બિચારી .
કરમની.

થયા અમીરો એકદમ ફકીરો, વાત ન કોઇએ ધારી,
કરમની વાતો માને નહિ માનવ, મુરખા કરે જી૦ નઠારી . કરમની
ગજ મળ્યુ એકને તો બીજાને, ભીખનીજ જીદગી છે જારી,
એકને તો મહેલ બીજાને ઝુપડી,કુદરત કરી જો વિચારી કરમની.

શાબાશ ! કિસ્મત ! શાબાશ ! ધન્ય છે ! તારી લીલાને ! આ દુનિયામા તારા લેખ કોઇ મિથ્યા કરી શકે તેમ નથી " થોડીવાર એ સ્વાર કાંઇ વિચારાબ્ધિમા ગર્ક થઇ તે તેના સબધી જનોને સમતા ઉદ્ગારો કાઢવા લાગ્યો " ચંદ્રિકા ! વ્હાલી ચંદ્રિકા ! તારી શુ સ્થિતિ હશે ! અરે મારી સાથે તું પણ આ ખીણમા તો નથી સપડાઇ ! ના તેમ બનવુ અસભવિત છે જે દુષ્ટે આ કૃત્ય કર્યું હશે તેણે અમને સાથે રાખવાનું તો યોગ્ય નહિજ ધાર્યું હોય. અરે ! પણ બિચારા મૃદુના શા હાલ હશે ! તે ચપાવતી ગયો હશે કે કેમ ! તેની લતિકા તેને મળશે કે નહિ ! તેના મિત્ર ક્યાં રખડતા હશે ! × × × અવશ્ય. ચપાવતીમાં મારી રાહ જોવાતી હશે. અરે ! પણ હુ આ ભયકર ખીણમા છુ અને ફરીથી મારા

દર્શન થવા પણ અશક્ય છે તેનો શુ તેમને ખ્યાલ હશે ના. ક્યાંથી હોય ! ભાઇ મૃદુ ! વ્હાલા સુલભ ! મારી શોધખોળ કરવા નાહક અથડાશો નહીં. મારૂ નામ તમારા હૃદયમાંથી હમેશને માટે દૂર કરજો. ભાઇ મૃદુ ! તારો બંધુ સ્નેહ મારા હૃદયમા રમણ કરી રહેલો છે સુખી થાઓ. લતિકાના પ્રેમમા લીન બનો મને વિસરી જાઓ પણ તમારા મિત્રની મારા હૃદયાધાર સુલભની સંભાળ રાખજો તમારી સાથે તેને પણ સુખી કરવાનો માર્ગ શોધજો. મારે માટે તેને મુઝાવા દેશો નહિ પ્રિય સુલભ ! મારૂ સ્મરણ કરી વ્હાલા ! તુ દુખી થઇશ નહિ હું અહીંથી સ્વર્ગમા જઇશ તો ત્યા રહી પણ તારા વિશુદ્ધ પ્રેમના યશોગાન ગાતી રહીશ." આટલુ બોલતા તે સ્વારે અશ્રુપાત કરવા માડયો

મૃદુ જ્યારથી એ સ્વારે તેના નામનુ ઉચ્ચારણ કર્યું ત્યાન્થી તેની પાસે જવા તત્પર થઇ રહ્યો હતો પરતુ રાધેશ્વરીના અટકાવવાથી તે અટકી રહ્યો હતો પણ જ્યારે તેને જણાયુ કે એ દુખી સ્વાર અન્ય કોઇ નહિ પરતુ તેના મિત્ર સુલભની ધર્મપત્નિ કનક હતી એટલે તેના હૃદયમા કનક પ્રત્યેનો ભગિની પ્રેમ પ્રદીપ્ત થયો તેને આશ્વાસન આપવા તે રાધેશ્વરીથી છૂટો પડી "ગભરાશો નહિ દેવી ! તમારો ભાઇ મૃદુ અહીઆજ છે" એમ કહેતો તેની તરફ દોડી ગયો

અહાહા ! મૃદુ અને કનક કહો વા એક સગા ભાઇ બ્હેન કહો. તેમનુ પરસ્પર મિલન થતા બન્ને અત્યતાનદિત થયા તેમના નેત્રોમાથી હર્ષાશ્રુ સરી પડયા રાધેશ્વરીએ પણ તેમના હર્ષમા ભાગ લીધો

ત્રણ જણા ખીણમાં એક શિલાપર બેઠા અને કનકે તથા મૃદુએ પરસ્પર અનુભવેલી આપત્તિઓનુ વર્ણન કર્યું રામાનન્દ

પઝમાં સપડાતાં કનક ખીણુને ભોગ થઇ પડી હતી અને તેને તથા ચદ્રિકાને બચાવવા જતાં મૃદુ તેનો સાથી થયો હતો તે કનકે મૃદુ પાસેથી જાણ્યુ રાધેશ્વરીની મૃદુએ કનકને ઓળખાણુ કરાવી અને તેનાથીજ તેમનો ખીણુમાંથી છૂટકારો થવાનો છે તે પણુ જણાવ્યુ પ્રમાદને ધિક્કારતો ચદ્રિકાને માટે મૃદુ ઘણો શોચ કરવા લાગ્યો ચપાવતી જઇ ત્યા શુ પરિસ્થિતિ છે તે જાણ્યા બાદ ચદ્રિકાની તપાસમા નીકળવાનો તેણે નિશ્ચય કર્યો વાતો કરતાં ઘણો સમય નીકળી ગયો અને તેથી રાધેશ્વરીએ કહ્યુ " ભાઇ મૃદુ ! મહાત્મા શ્રી મારી રાહ જોતા હશે તમારા સમાચાર જાણવા તે ઘણા ઉત્સુક થઇ રહ્યા છે અને સમય ઘણો થયેલો હોવાથી તે હવે ચિતા કરતા હશે માટે ચાલો હવે આપણે ખીણુમાથી ઉપર જઇ, સત્વર તેમને મળી સર્વ હકીકત નિવેદન કરીએ

"શુ મહાત્માશ્રી પણુ માગ ખીણુમાં પડ્યાની વાત જાણે છો" મૃદુએ કાંઇક આશ્ચર્ય પામતા પુછ્યુ

" વાહ ! તે ન જાણે એ કેમ બને ! મને તમારી મદદે આવવા પણુ તેમણેજ મોકલી છે આજ પરોઢીએ નીકળી આપણે ચપાવતી તરફ જવાનો ઠરાવ થયો હતો તે તો તમે જાણો છો પાછલી રાત્રે બદુકો ફુટ્યાના અવાજો થતાં મહાત્માશ્રીએ તમારી તપાસ કરી અને તમને શય્યામા ન જોતા મને ઉઠાડી, તમારી તપાસ માટે મોકલી જે તરફથી અવાજ આવ્યો હતો તે માર્ગ તેમણે મને બતાવ્યો અને તે તરફ મે તમારી ઘણી શોધ ખોળ કરી પરતુ કાંઇ પત્તો ન લાગવાથી નિરાશ થઇ પ્રભાત થતા પાછી ફરતી હતી એટલામા આ ડુગરના શિખરપરથી સ્વાભાવિક નીચે

નજર પડતા મેં તમને નિહાળ્યા તાત્કાળિક એ સમાચાર મહા ત્માશ્રીને વિદિત કરી તમને ખીણમાથી મુકત કરવા હુ પાછી આવી પહોંચી " રાધેશ્વરીએ ખુલાસો કર્યો

"દેવી ! તમે કેવી રીતે ખીણમાં ઉતર્યા અને આપણે ઉપર કેવી રીતે જઇશુ ! " કનકે પ્રશ્ન કર્યો

"બ્હેન ! આ ડુગરના શિખરપર એક વૃક્ષ છે તેની સાથે એક મજબૂત દોરડુ બાધી તેની મદદથી હું અત્રે આવી છુ આપણે એજ દોરડાની મદદથી ઉપર જવાનુ છે " રાધેશ્વરીએ ખુલાસો કર્યો

મૃદુ તથા કનક મહાત્માનો તેમજ રાધેશ્વરીનો તેમને મુકત કરવા માટે આભાર માનતાં રાધેશ્વરીએ બતાવેલા દોરડાની મદદથી ખીણમાથી બ્હાર નીકળ્યા રાધેશ્વરી પણ તેમની પાછળ ઉપર ચઢી ગઇ અને ત્રણે જણા ત્યાથી પાછા પર્ણકુટીમા ગયા

---

## પ્રકરણ ૨૧ મું.

### સ્વપ્ન ખરૂ પડ્યુ.

ચપાવતી નગરી જાણે સકળ ત્રિભુવનનુ આભુષણ કેમ નહોય એવી દીસતી હતી. ગગનને સ્પર્શ કરતા શિખરોવાળો કૈલાસ પર્વત સમાન કોટ એ નગરીની ચારે બાજુએ ફરતો આવી રહ્યો હતો. બજારના મોટા રસ્તાઓથી આખી નગરી શોભી રહી હતી તેના ચતુષ્પથ આગળ જે દેવમદીરો આવેલા હતા, તેની શોભા વળી અલૌકિક હતી પ્રત્યેક દેવળના શિખરપર ઝળકતાં સુવર્ણમય કળશો અને ફરફરતી શ્વેત પતાકાઓ દેવળોની તેમ નગરીની શોભામાં

વૃદ્ધિ કરી રહ્યાં હતાં નગરીની રમણીય સીમાઓ પાસે કુવા, વાવ ઇત્યાદિ જળાશયો પણ અવર્ણનીય શોભા આપી રહ્યાં હતાં. વળી સુશોભિત મહેલો, શેરીઓ, ચૌટાં, મોટી મોટી હવેલીઓ અને તેમાં નિવાસ કરતા સત્પુરૂષોથી આખી નગરી તેજોમય દેખાતી હતી

આવા પ્રકારની નગરીમાં મહાપ્રતાપી રાજા શુરસેનના આશ્રયમા પ્રજાજનો સુખાનદ ભોગવતા હતા રાજા બુદ્ધિશાળી, ન્યાયી અને નીતિ શાસ્ત્રમાં પ્રવીણ હતો ધર્મશાસ્ત્રનુ પણ તેણે સારૂં અધ્યયન કર્યું

આજે તેના રાજ્યાભિષેકની માગલિક તિથિ હતી, અને તેથી આખા નગરમા આનદ પ્રસરી રહ્યો હતો એ શુભ દિવસ ઉઝજવી પ્રજાજનોના આનદમા વૃદ્ધિ કરવા રાજા શુરસેને એક મોટો દરબાર ભરવાની ગોઠવણ કરી હતી અમીર, ઉમરાવો, રાજ્યના નોકરો તેમજ નગરના અન્ય ગૃહસ્થો સુશોભિત વસ્ત્ર પરિધાન કરી દરબારમા જવાની તૈયારી કરી રહ્યા હતા રાજ્યમત્રિ તથા અન્ય નોકર વર્ગ દરેક આવનાર ગૃહસ્થ તથા અમીરની મહત્તા પ્રમાણે દરબારની બેઠકો સ્ફુર્તિથી ગોઠવી રહ્યા હતા રાજ્ય મહેલમા પણ એ દિવસ ઉત્સવનો હોવાથી આનદ છવાઇ રહ્યો હતો આપણી નવલકથાની નાયિકા—સૌંદર્યલતિકા—તેના પ્રિયતમના વિયોગથી અહર્નિશ શોકાગ્રસ્ત રહેતી હતી તે પણ આનદાવેશમા આવેલી જણાતી હતી પરંતુ તેનો હર્ષ દરબારોત્સવને અંગે નહિ કિતુ કોઇ અન્ય કારણને લીધે હોય, એવુ તેની મુખમુદ્રાપરથી માલમ પડતુ હતુ,

પ્રફુલ્લીત વદને તે બેઠી બેઠી તેના મનમાં અનેકાનેક તરંગો ગોઠવ્યા કરતી હતી. " શુ એ સ્વપ્ન સત્ય હશે ! અહાહા ! પ્રિય

મૃદુ ! જેવાં સ્વપ્નમાં દર્શન દીધાં તેવાં તારાં વિરહે ઝુરતી તારી પ્રેમાળ પ્રિયતમાને પ્રત્યક્ષ દર્શન આપી કૃતાર્થ કર. × × × અ-વશ્ય સુલભભાઈએ તેમને શોધીજ કાઢયા હોવા જોઈએ. મારૂં વામ નેત્ર તેમ સકળ વામ અંગ આજે ફરકી રહ્યું છે સ્વપ્નમાં થયેલા દર્શનથીજ શુભ ચિન્હો દસ્યમાન થતાં હતા તેમાં વામ ભાગના ફરકવાથી વૃદ્ધિ થાય છે હે પ્રભુ ! દીન દયાળ ! આજના દરબારો-ત્સવના શુભ પ્રસગે મારા મૃદુનાં દર્શન કરાવી મારી મન કામના પૂર્ણ કરજે. ”

લતિકાની માનીતી દાસી કેતકી તેના ઉદ્‌ગારો દૂર રહી સાંભ-ળતી હતી લતિકાને શય્યામાથી હર્ષાવેશમાં ઉઠેલી તેણે જોઇ હતી અને તેથી તેને આશ્ચર્ય લાગ્યું હતુ, પરંતુ એ હર્ષ દરબારના પ્રસગને અનુસરીને હશે એમ અનુમાન કરી તેણે તેને કાંઇ પ્રશ્ન કર્યો નહતો પણ તેના મુખમાંથી નીકળેલા ઉદ્‌ગારો શ્રવણ કરતાં લતિકાના હર્ષનું ખરૂ રહસ્ય તેના જાણવામા આવ્યું. આગલી રાત્રિએ શુ બન્યુ હતુ તે જાણવા ઉત્સુક થઇ, અને તરત લતિકા પાસે જઇ તેનો હાથ પકડી તેની સામે સ્મિત કરતી તે ઉભી

કેતકીના આ વર્તનથી લતિકા કાંઇક આશ્ચર્યચકિત થઇ અને તે તેને સ્મિત કરવાનું કારણ પૂછે છે, એટલામાજ કેતકીએ કહ્યું, “ કેમ ! બ્હેન ! સર્વ દરબારમા જવાની તૈયારી કરી રહ્યાં છે, ત્યારે તમે કોઇ ગહન વિચારમા ગરક થઈ આ સ્થાને વિરાજી રહ્યાં છો ! તમારા પિતાશ્રીના ચંપાવતીની ગાદીપર વિરાજમાન થયાના આંગ્લિક વાર્ષિક પ્રસંગે તમે શોકાતુર રહો એ બ્હાજબી ન કહેવાય.”

લતિકા શોકાતુર છે નહિ, અને કેતકી તેને શોકાતુર હોવાનું

કહે છે, એ કેવું આશ્ચર્ય ! કોઇ કોઇ પ્રસંગે સામા મનુષ્યના હૃદયના ગુપ્ત વિચારો જાણવા હોય તો એવી રીતે અવળો પ્રશ્ન કરવાથી તે તાત્કાલિક જાણવામાં આવે છે, એમ ધારી કેતકીએ ઉંધો પ્રશ્ન કર્યો હતો. ખરેખર ! તેની માન્યતા સત્યજ નીવડી. તેના મુખમાંથી " શોકાતુર " શબ્દ નીકળતાંજ લતિકા બોલી ઉઠી " કેતકી ! આજે " શોક " શબ્દનું ઉચ્ચારણ કરવું, એ શું વાસ્તવિક છે ! આજે હું શોકને વિસરી ગઇ છું મારી મનોવ્યથા દૂર થઇ છે ઇશ્વ-રેચ્છા હશે તો ટુંક સમયમાં મારા પ્રિય મૃદુના દર્શનથી આનંદ સાગરમાં વિચરવા હું ભાગ્યશાળી થઇશ "

" બ્હેન ! મૃદુસિંહના કાંઇ સમાચાર મળ્યા વારૂ ! શું તેઓ અત્રે પધારવાના છે !" કેતકીએ પૂછ્યું.

"કેતકી ! સાંભળ. ગત રાત્રિએ પ્રભાત થવાની તૈયારીમાં હું સ્વપ્નવસ્થ થઇ હતી અને તે સ્વપ્નમાં અહાહા ! મે જે સુખ ભોગવ્યું, મે જે આનંદ અનુભવ્યો, જે, જે, નિહાળ્યું તે તમામ અત્યારે જાણે મને દૃષ્ટિગોચર થતાં હોય, એવો ભાસ થયા કરે છે. મારા આજના આનંદનું અને ભવિષ્યના કલ્પેલા આનંદનું એજ કારણ છે." લતિકાએ જણાવ્યું

" ખરેખર ! બ્હેન ! પાછલી રાત્રિનાં સ્વપ્ન બહુધા સત્ય નિવડે છે, અને તમારૂં સ્વપ્ન પણ સત્યજ નિવડશે, એમ મારો અંતરાત્મા કહે છે. આજના શુભ પ્રસગે મૃદુસિંહની પધરામણી થાય, તો દરબારની શોભા અપૂર્વ રીતે ઝળકી ઉઠે, અને મહારાજા તથા સુમતિબાના આનંદનો તો પારજ રહે નહિ. અને બ્હેન તમારે...." કેતકીએ સ્મિત તથા મટકચાળુ કરતાં કહ્યું.

"જા ! જા ! હવે અતિશય હર્ષમા ન આવી જા. જો તને બુદ્ધિમતિ આ બોલાવે છે. દરબારમા જવાની તૈયારી કર હું પણ તૈયાર થાઉં છું."

કેતકી તથા લતિક છૂટા પડયાં લતિકા જાણે તેનો પ્રિયતમ તેને મળવાનોજ એમ માની સોળે શણુગાર સજવા લાગી.

દરબારની બેઠક શરૂ થઇ દરવાજામા પેસતાજ આવનાર ગૃહસ્થોને આવકાર આપતુ બેન્ડ વાગી રહ્યુ હતુ' કમ્પાઉન્ડના દરવાજાથી તે ઠેઠ દરબારગૃહ સુધી પૃથક્ પૃથક્ સિપાઇઓ ગોઠવાઇ ગયા હતા દરેક આવનાર ગૃહસ્થને તેની મહત્તા પ્રમાણે રાજ્યમ ત્રી તેને માનપૂર્વક લેવા સામો જતો હતો, અને દરેકને તેમને માટે નિયુક્ત કરેલા સ્થાને બેસાડી સન્માન્ આપતો હતો અલ્પ સમયમાં આખો દરબાર ખીચો ખીચ ભરાઇ ગયો સ્ત્રીઓને માટે પાછલા ભાગમાં ચક નાખી અલાયદી ગોઠવણુ કરવામાં આવી હતી એ અદર બેઠેલી સ્ત્રીઓ દરબારનું અવલોકન કરી શકતી હતી, પરતુ તેમને કોઇ નિહાળી શકતુ નહોતુ દરબાર ભરાઇ રહેલા ચ પાવતીના પ્રજાપ્રિય અને ન્યાયગામી રાજ્યસ્વામી શુરસેનની પધરામણી થઈ. છડીદાર નેકનામદારની છડી પોકારતો આવ્યો, કે તરત મહારાજાને માનથી વધાવી લેવા દરબારમા આવેલા સર્વ અમીર ઉમરાવો વિગેરે સજ્જ થઇ ગયા, અને મહારાજાના પધારતાજ તેમને જય-ઘોષથી વધાવી લીધા.

ચ પાવતીના દરબારની શુ રમણીયતા ! તેની શુ અલૌકિકતા ? જેની દષ્ટિ દરબારના ભવ્ય દેખાવ પર અને તેમા મોટા સિંહાસનપર વિરાજેલા મહાતેજસ્વી નૃપતિ ઉપર પડતી, તેને સ્વાભા-

જેવી રીતે સજ્જનની જાહોજલાલી દરમ્યાન થતી હતી. ખરેખર ! જ્યાં ન્યાય, ધર્મ, આચારવિચાર ઇત્યાદિ સચવાય છે, જ્યાં રાજા અને પ્રજા ઉભય વચ્ચે સંપુર્ણ લાગણી અને મમતા બતાવાય છે, ત્યાં સુખ અવિચળજ હોય છે.

મહારાજાના આવાગમન બાદ રાજ્ય અમાત્યે દરબાર ભરવાનુ પ્રયોજન જાહેર કર્યું, અને મહારાજાના દિર્ઘાયુષ્ય તથા યશ માટે પરમાત્માની પ્રાર્થના કરી ત્યારબાદ જે જે ગૃહસ્થો તથા રાજ્યના નોકરોએ વર્ષ દરમ્યાન રાજ્યની પ્રસશનીય સેવા બજાવી હતી, તેમની કદર કરી, આ શુભ પ્રસગે તેમને યોગ્ય ઇનામો આપવાનું કાર્ય શરૂ થયુ આ કાર્ય અર્ધું થયુ ન થયુ, એટલામા દરવાને આવી કોઇ બે અપરિચિત મનુષ્યોની તત્ક્ષણે મહારાજાની મુલાકાત લેવાની ઇચ્છા જાહેર કરી "એ કોણ આવ્યુ હશે !" એ પ્રશ્ન દરબારમાં બેઠેલા દરેકના મનમા ઉપસ્થિત થયો અમાત્યે દરબારનુ કાર્ય સમાપ્ત થતા સુધી એ મનુષ્યને થોભાવવાની દરવાનને આજ્ઞા કરી, પરતુ રાજાએ તેને અટકાવી જે હોય તેને આવવા દેવાની પરવાનગી આપી

વાચક ! એ અપરિચિત મનુષ્યો બીજા કોઇ નહીં પણ ખાણમાંથી બચેલાં મૃદુ અને સ્વારના લેબાશમા સજ્જ થયેલી કનક હતાં ચ પાવતીમા ઉજવાતા ઉત્સવથી તે બન્ને અજ્ઞાત હતાં, અને તેથીજ તેમણે તેમની ઇચ્છા મહારાજાને તાત્કાલિક જણાવવા દરવાનને કહ્યુ હતુ

દરવાને આવી મહારાજાની આજ્ઞા જાહેર કરતાં બન્ને જણા પુર્ણ હર્ષથી દરબારમા જઇ પહોચ્યા ખીચોખીચ ભરાએલા દરબાર જેતાજ સ્વારના પોષાકમા આવેલી કનકનું હૃદય ધડકવા લાગ્યુ તેની

વૃત્તિ પાછા ફરવાની થઇ પરન્તુ તેમ કરવાથી આખા દરબારનું અપમાન થાય અને પરિણામ અનિષ્ટ આવે, એવો ભય થતાં તેણે હિંમત પકડી મૃદુની સાથે દરબારમાં પ્રવેશ કર્યો

મૃદુને જોતાજ રાજા શુરસેને તેને આવકાર આપી સિહાસન સમીપ બેસાડયો કનકને પણ તેની સાથેજ બેઠક આપવાની તાત્કાલિક વ્યવસ્થા કરવામા આવી.

દરબારનું કાર્ય પાછુ શરૂ કરવામાં આવ્યુ,˚ અને રાજાની આજ્ઞાથી તે સત્વર પુર્ણ પણ કરી દેવામાં આવ્યુ રાજાનો એકવાર ફરીથી જયઘોષ ઉચારાયો, અને દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો. મૃદુ તથા તેનો સાથી મહારાજાની સાથે રાજમહેલમાં ગયા.

મૃદુએ રાજા શુરસેનને કનકની ઓળખાણુ આપી મૃદુના તથા કનકના આગમનના સમાચાર આખા મહાલયમા પ્રસરી ગયા અને આનદ છવાઇ રહ્યો.

લતિકા કે જેને દરબારમા અચાનક આવી પહોચેલા બે મનુષ્યો પૈકી આગળનો મૃદુ હતો, એમ સશય થયો હતો, તેને પોતાનો સશય તથા આગલી રાત્રિનુ સ્વપ્ન સત્ય પડેલુ જોતાં અનહદ્ આનદ થયો હતો મૃદુને મળવા તે હર્ષઘેલી થઇ સત્ય અને વિશુદ્ધ પ્રેમની અગાધ લીલાનું અવલોકન કરવા લાગી

ખરેખર ! પ્રેમ ! તારૂ પ્રાબલ્ય અને આકર્ષણુશક્તિ સીમા વગરનાં છે. કોણુ જાણુતું હતું કે લતિકાના મનની મુરાદ ટુંક સમયમાજ બર આવશે ! અણુધાર્યું સ્વપ્ન સત્ય નીવડશે ! એજ બતાવી આપે છે કે સાચા સ્નેહીઓનાં નિર્મળ અંતઃકરણુમાં વિશુદ્ધ પ્રેમની સાથે ઇશ્વરી અંશ પણુ સમાએલો હોય છે, અને

તેજ સ્મરણ માત્રથી પ્રેમીઓનું પરસ્પર વિદ્યુતની માફક આકર્ષણ કરે છે. એક લેખકે પ્રીતિબળને માટે કહ્યું છે કે.—

ભાવિ ઉગે, ભવન કૃતિને, ભેદવા જે સ્થળેથી,
પ્રીતિ ફાવે, પ્રણય યુગને, રોપવા તે પળેથી,
પ્રીતિ કેરા, પ્રખર કિરણો, કષ્ટને બાળી નાખે,
હૈયા હૂલ્યાં, પ્રણય વિણ જ્યાં, દર્શ ત્યાં થાય રાખે.
ખાકી હૈયું, ખરર કરતું, ખાકમા ખેલી જાયે,
ત્યારે પ્રીતિ, પવન વહતાં, રૂપ વંટોળ થાયે,
થાકે જ્યારે, ચકવી જગને, કર્મન બન્ધનેથી,
ત્યારે પ્રીતિ વિમળ વહતી, દેવના મન્દિરેથી.
તે મન્દિરે, તરત ચઢતાં, સર્વ તારો સધાયે,
પ્રવૃત્તિની, પ્રબળ પ્રતિમા, મસ્ત ઉભી જણાયે.
જાગે, જુવે, જીવનયુગને, ઉગતો જન્મ વ્યોમે
પ્રીતિ ભાનુ, ભ્રકુટી શિખરે, મૃત્યુને ખૂબ રોળે
શાન્તિ ત્યાં છે, સુખદ સુરની, વાટિકા જ્યાં ખીલે છે,
પ્રીતિ સાથે, પ્રભુમય બની, નાથનું નૂર ઝીલે

મૃદુ રાણી બુદ્ધિમતીને તથા લતિકાને મળ્યા કનકની સર્વને તેણે ઓળખાણ કરાવી, અને તેનાપર આવી પડેલી આપત્તિઓમાં સહાયભુત થયેલા મિત્ર સુલભ તથા કનકની મુક્ત કંઠે પ્રશંસા કરી.

સુલભ ચંપાવતી આવીને પાછો મૃદુની શોધમાં ગયો છે એ સમાચાર રાજા શુરસેને મૃદુને તેમ કનકને જણાવ્યા હતા. વળી રાજાએ રાજનગર કેશરીસિંહ ઉપર પત્ર લઇ મોકલેલા સિપાઇની વાત પણ તેમને કરી હતી, તે શું સમાચાર લઇને આવે છે, તેની તે રાહ જોઇ રહ્યા હતા

વાંચક ! હાલતો મૃદુને ચંપાવતીના રાજમહેલમાં તેના હૃદય પ્રદેશમાં સ્થાન કરી રહેલી ક્ષતિકામાં મગ્ન રાખી, ચાલો, આપણે તેની શોધમાં નીકળેલા સુલભની ખબર લઇએ

---

## પ્રકરણ ૨૨ મું.

### શિવાલયમાં ઝપાઝપી.

ચંપાવતીથી નીકળેલો સુલભ " મૃદુની તથા કનકની ચિંતા કરતો કયે રસ્તે જવું તેનો નિશ્ચય કર્યા વિના અશ્વ જયાં લઈ જાય ત્યાં દોરાયો જતો હતો ક્ષુધા કે તૃષાની પણ તેને દરકાર રાખી નહોતી સંધ્યાકાળ પર્યંત તેણે પ્રયાણ ચાલુ રાખ્યું અંધારૂં થતાં તે અરણ્યમાં એક જીર્ણ શિવાલય આગળ આવી અટકયો. અશ્વ પરથી ઉતરી, તેને શિવાલય પાછળ એક વૃક્ષ સાથે બાંધી તે શિવાલયમાં પેઠો નિર્જન સ્થાન અને તેમાં અંધકાર હોવાથી તે આગળ વધતાં જરા અચકાયો તેની પાસે મીણબત્તી હતી તે કાઢી, તેને સળગાવી પ્રથમ એ સ્થાનમાં એણે પ્રકાશ કર્યો અને પછી એ શિવાલયનું નિરીક્ષણ કરવા લાગ્યો

શિવાલય ઘણા કાળનું જુનું અને કંઇ પણ પ્રકારની મરામત વિના તે જર્જરિત સ્થિતિમાં આવી ગયું હતું ભીંતોમાં ખાડા પડી ગયા હતા અને હાથ લગાડતાજ તેમાંથી કાંકરા ખરતા હતા આખા શિવાલયમાં ધુળના ઢગ પડેલા હતા, અને ખુદ શિવલિંગ ઉપર પણ માટીના થર લાગી ગયા હતા. શિવાલયની પાછળના ભાગમાં એક ઓસરી હતી, અને ત્યાં મુકેલા એક દાદર પર થઇને મેડા

ઉપર જવાનું હતું. સુલભને એ ભયાનક સ્થાનમાં રહેવાની ઇચ્છા તો નહોતી પરંતુ એ સ્થાનનું પૂર્ણ અવલોકન કરવાના ઉદ્દેશથી તે મેડા પર ગયો. દાદર પર ચઢી રહેતાં એક છજું આવેલું હતું, અને તેની લગોલગ ચાર પાંચ ઓરડીઓ કાઢવામાં આવી હતી. સુલભ એ તમામ ઓરડીઓમા ફરી વળ્યો, પણ કાંઇ ખાસ તેના જોવામા આવ્યુ નહિ ભોય તળીઆના જેવીજ મેડાની પણ સ્થિતિ હતી વધારામા છાપરાના વાસ વળી એટલાં કોહી ગયેલા હતાં, કે તેને હાથ લગાડતાંજ પડી જાય એવુ લાગતું હતું.

અરણ્યમા આ શિવાલય બંધાવનાર અને પાછળથી તેની બીલકુલ દરકાર નહિ રાખનાર કોણ ધર્માત્મા હશે ? તેનો સુલભને વિચાર થવા લાગ્યો આસપાસ નજર ફેરવતા તેને જણાયુ કે ત્યાંથી થોડે દૂર કોઇ કોઇ પડી ગયેલા મકાનો પણ હતા આ ઉપરથી તેણે અનુમાન કર્યું કે અગાઉ એ સ્થળે કોઇ ગામ હોવુ જોઇએ, અને શિવાલય પણ તે ગામમાંજ આવેલુ હોવુ જોઇએ પશ્ચાત કોઇ કારણસર ગામના લોકો નાશી ગયા હો વા ગામ લૂટી તોડી પાડવામાં આવ્યુ હોવુ જોઇએ.

આમ વિચાર કરતો સુલભ એ શિવાલયના છજામાં આમતેમ આંટા મારવા લાગ્યો. પ્રભાતથી સંધ્યાકાળ પર્યંત વિશ્રામ લીધા વિના કરેલી મુસાફરીથી તે તથા તેનો અશ્વ બન્ને શ્રમિત થઇ ગયા હતા. ક્ષુધા પણ લાગી હતી જોકે શિવાલયમા રાતવાસો રહેવુ એ ઉચિત નહોતુ, પરંતુ સમયને માન આપી તેણે ત્યાંજ રાત્રિ પસાર કરવાનો નિશ્ચય કર્યો. તેની પાસે કાંઇક ભાથુ હતું તે કાઢી તેણે ખાધુ, અને અશ્વને છૂટો કરી મેદાનમાં ચરવા મુકી દીધો શિવા-

ચેયના ઓટલાપરથી ધુળ સાફ કરી તેની પાસે એક કામળા હતો, તે બિછાવી આસપાસના સ્થાનનું અવલોકન કરતો તે આરામ લેવા પડયો.

જોત જોતામા મધ્યરાત્રિ થવા આવી છતાં સુલભને નિદ્રા આવી નહિ. બિછાના પરથી ઉઠી, મૃદુને કયા શોધવો, પ્રમાદનો કેમ નાશ કરવો તેના વિચારો કરતો, એ શિવાલયની આસપાસ આંટા મારવા લાગ્યો એટલામાં લગભગ એક માઇલના અ તરપર તેને પ્રકાશ દેખાયો વળી કાઇ નવીન આપત્તિ આવે છે કે શું ? એ વિચારે સુલભને સાવધ કર્યો. તે હથીઆરો સજી દેખાતા પ્રકાશનુ નિરીક્ષણ કરતો ઉભો

ધીરે ધીરે પ્રકાશ નજીક આવતો દેખાયો અને અલ્પ સમયમાં ચાર પાચ માણસોને મસાલો લઇ શિવાલય તરફ આવતા તેણે નિહાળ્યા આવનાર મનુષ્યો દુશ્મન છે કે મિત્ર ! કે કાઇ અપરિચિત મનુષ્યો છે તે પ્રથમ જાણ્યા વગર પ્રત્યક્ષ થવુ સુલભને વાસ્તવિક લાગ્યુ નહિ. તે તેનો જે સરસામાન નીચે પડયો હતો તે ઉપાડી મેડા પરથી એક ઓરડીમા મુકી આવ્યો, અને પાછો નીચે આવી શિવાલયના એક ખુણામાં તેને કાઇ જોઇ ન શકે એવી રીતે છુપાઈને ઉભો રહ્યો

થોડીવારમાં તેણે જોયેલા શખ્સો શિવાલય આગળ આવી પહોચ્યા તે પાચ જણ હતા અને તેઓ એક પોટલીમાં કોઇનું શબ લઇ આવ્યા હતા એ શબની પોટલી સાથેજ તેમણે સર્વેએ શિવાલયમા પ્રવેશ કર્યો, અને પોટલી વચમાં મૂકી તેની આસપાસ જરા વિશ્રામ લેવા તે બેઠા.

આ દશ્ય નિહાળતાંજ એ પાંચે શખ્સો કોઇનું ખૂન કરી, લાશ છુપાવવા શિવાલયમાં આવેલા હોવાનું સુલભે અનુમાન કર્યું.

એ પાંચે શખ્સો પૈકી ચાર બહુધા ગામડીઆ જેવા અને હલકી જ્ઞાતિના જણાતા હતા, અને એક કોઇ ઉચ્ચ જ્ઞાતિનો, પરંતુ દુર્જનની સંગતથી પાપ કર્મોમાં પ્રવીણ થયેલો જણાતો હતો. એ બીજા ચારનો અગ્રેસર હોય એમ સ્વાભાવિક અનુમાન કરી શકાતું હતું.

લગભગ અર્ધ કલાક જેટલો સમય ગામડીઆ જેવા દેખાતા ચાર મનુષ્યોએ મૌનપણે તંબાકુ પીવામાં ગાળ્યો, અને ત્યારબાદ તેમના અગ્રેસરની આજ્ઞા થતાં, તેમણે પોટલી છોડી તેમાંના શબને બહાર કાઢી બાજુપર મુકયું ત્યારબાદ શિવલિંગ ઉપરની માટી ખસેડી તે લિંગ પણ ખસેડવા લાગ્યા

પોટલીમાંથી કાઢેલી લાશને નિહાળતાંજ સુલભ ચમકયો. તેને છુપાવવા આવેલા મનુષ્યો કોના સાગરીતો છે! તેનું તેણે તાત્કાલિક અનુમાન કરી લીધું

પેલા બે શખ્સો જે શિવલીંગ ખસેડતા હતા, તેમણે તે અલ્પ સમયમાં ખસેડી નાંખ્યું તે ખસતાં ત્યાં એક પાટીઉ દેખાયું, અને તે પાટીઉં ઉપડતાં એક ભોયરૂં કહો, વા ઉંડો ખાડો કહો તે દેખાયો. બીજા બે જણાએ લાશ ઉપાડી લાવી તે એ ખાડામાં નાખી દીધી, અને પાટીયું તથા શિવલીગ પાછા હતાં તેમ ગોઠવી દીધા શિવલીંગ ઉપર થોડી માટી નાખવાનું પણ તે ભુલ્યા નહિ

આ દુષ્ટાત્માઓની સામે જઇ તેમના નિર્દય કૃત્ય માટે તેમને યોગ્ય શાસન આપવા સુલભ ઉશ્કેરાયો, પરંતુ પાપીઓની સંખ્યા વિશેષ

એતાં તે અટક્યો, અને શાંતિથી શું થાય છે તે નિહાળવા લાગ્યો.

પાંચે પાપ મુર્તિઓ તેમનું કાર્ય સમાપ્ત કર્યાબાદ, જરા વિશ્રામ લઇ પાછા ફરવાનો વિચાર કરતા હતા, એટલામાં તેમને કોઇ અશ્વ ખોંખારાનો અવાજ સંભળાયો. કાંઇક ભયભીત અને કાંઇક ચકિત થતા શિવાલયના પાછલા ભાગમાંથી એ અવાજ આવ્યાનું અનુમાન કરી તે તરફ તજવીજ કરવા ગયા. સુલભનો અશ્વ જે ત્યાં ચરતો હતો તે તરતજ તેમની નજરે પડયો. તેનો માલિક પણ શિવાલયમાં કે તેની આસપાસ કયાંય હોવો જોઇએ, એવો પાંચેને શક ગયો અને અગ્રેસરની આજ્ઞા થતા તેમણે તેની શોધ કરવા માંડી

ખૂણામાં છુપાઇ રહેલો સુલભ આ સર્વ દૃશ્ય નિહાળી રહ્યો હતો તેને લાગ્યું કે નાસી જવાનો તેને માટે એક પણ માર્ગ નહોતો અને દુશ્મનના હાથમાં પકડાતાં તેમની સામે થયા વિના તેનો છુટકો પણ નહોતો. શિવલીંગ નીચેના ભોંયરાનો વિચાર આવતાં તેનું અંગ કંપવા લાગ્યું, પણ હિંમત પકડી તે દુશ્મનોની સામે થવા તૈયાર થયો. એટલામાજ મેડા પરથી તપાસતા મળી આવેલો તેનો સામાન લઇ પાંચે મુર્તિઓ નીચે આવી પહોંચી કાળાત્માઓને તેની સમીપ આવતા નિહાળી સુલભનું સકળ અંગ ફરી કંપી ઉઠયું જરા સ્વસ્થ થઇ જેને શરણે અચાનક આવી પડયો હતો, તે શ્રીમહાદેવનું અંતરમાં સ્મરણ કરવા લાગ્યો.

દુષ્ટોએ શિવાલયના પ્રત્યેક ઓરડા અને ખૂણા તપાસવા માંડયા તે એક બાજુએ જોઇને બીજી બાજુ તરફ જતા, એટલે સુલભ તેને સ્થાનેથી ચાલાકીથી ખસી જઇ તપાસાયલી બાજુપર છુપાઇ

જતો હતો આવી રીતે તે ત્રણે સ્થાન ફર્યો પરંતુ દુશ્મનોની સાથે ઝપાઝપી થવાનું સંકેત હશે, એટલે ચોથે સ્થાને પાસતાજ તેના પગમાં ઠોકર વાગી અને સહજ અવાજ થયો એ અવાજ થતાની સાથેજ પાપાત્માઓએ પાછળ નજર કરી.

અગ્રેસરની દૃષ્ટિ સુલભપર પડતાંજ તે તેને ઓળખી ગયો અને એકાએક બોલી ઉઠયો "કોણ સુલભ !"

"હા સુલભ ! પાપી અજબ ! તારાં અને તારા મિત્ર પ્રમાદના ક્રૂર કૃત્યોની નોંધ લઇ શિક્ષા કરવા નિકળેલો સુલભ !" સુલભે અગ્રેસર કે જે ડોકટર અજબ હતો અને તેને ઉદ્દેશી કહ્યું

"નાદાન ! હજુ પણ આટલું ગુમાન ! બહાદુરો ! પકડો આ પાગલને, અને બતાવો વીર પ્રમાદ તથા ડોકટર અજબના પ્રાબલ્યને !" અજબે તેના સાક્ષીઓને આજ્ઞા કરતા કહ્યું

તેના ચારે અનુયાયીઓ સુલભને પકડવા તેના તરફ ધસ્યા, પરંતુ સુલભ એક વીરહાક મારી, મ્યાનમાથી તરવાર કાઢી તેમની સામે થયો "સબુર ! કોણ છે મને પકડનાર ! જ્યાસુધી સુલભના શરીરમા કુળનુ ગારવ ઝઝુમે છે, અને આ ચળકતી સમશેર તથા બોલતી બંદુક હસ્તમા દીપે છે, ત્યા સુધી કોણ છે મારા માથાનો વાળ પણ વાંકો કરનાર !"

અજબે સુલભના બોલવા તરફ કાંઇ લક્ષ ન આપતાં તેના સાથીઓને સુલભને પકડવા ફરી હુકમ કર્યો. તે સર્વે સુલભની આસપાસ ફરી વળ્યા, પરંતુ તેના હાથમા ચમકતી સમશેર જોઇ તેમાંના કોઇ તેના શરીરને સ્પર્શ કરવાની હિંમત કરી શકયા નહિ

લોકોનો કોઇ યુદ્ધ કાશલ્ય નહોતો. માત્ર મજુરીનું કામ તે કરી જાણતા હતા. ચક્રિકાને પુરેલી પેટી લઇને જે મજુરો તેને દાટવા અરણ્યમાં આવ્યા હતા તેજ આ ચારે મનુષ્યો હતા.

સાથીઓને ડરતા જોઇ અજબ ગભરાયો તેણે પોતાની કળા અજમાવવાનો વિચાર કર્યો, અને ગજવામાં હાથ ઘાલ્યો. સુલભ તેનો વિચાર તાત્કાલિક સમજી ગયો, અને જેવો અજબ શીશી કાઢી તેનો મુખ ઉઘાડવા જાય છે, તેવોજ તે તેના તરફ ધસ્યો અને તેના હસ્તમાંથી શીશી ઝુંટાવી લીધી. આ તકનો લાભ લઇ અજબના સાથીઓએ સુલભને પાછળથી પકડી લીધો.

ઝનુનમાં આવી ગયેલો સુલભ આથી લેશ પણ ગભરાયો નહિ. તેણે એક જોરથી આચકો મારી ચારેને ગબડાવી પાડયા. અજબ જો કે ગભરાતો હતો છતાં તેણે રિવોલ્વર કાઢી તેમાથી સુલભ ઉપર ગોળી છોડી. સુલભે બહાર ચુકાવ્યો, અને સામી અજબ ઉપર ગોળી છોડી અજબે પણ તેનો બહાર ચુકાવ્યો. અને સમય જોઇ ત્યાથી નાસવા લાગ્યો. તેના સાક્ષીઓએ પણ તેનુ અનુકરણ કરી તેની પાછળ દોડવા માડયું. સુલભનું ઝનુન નરમ પડયુ નહોતુ રાત્રિના અંધકારમા તેણે નાસી જતા દુશ્મનોની ઉપર રિવોલ્વરના ઉપરાઉપરી બહાર કર્યા

થોડો સમય જતા જ્યારે તેને લાગ્યુ કે અજબ અને તેના સાક્ષીઓ પણે દૂર નીકળી ગયા છે, એટલે તે કાંઇક શાંત થયો. પાછો શિવાલયમા આવી સ્વસ્થ થઇ બનેલા બનાવનો અને ભવિષ્યમાં શુ થશે તેના વિચાર કરવા લાગ્યો.

“ જે લાશ દુષ્ટોએ આ શિવલીંગ નીચેના ભોંયરામાં નાખી દીધી છે તે શુરસેનને ચપાવતી રવાના કરેલા અનુચરની છે. અવશ્ય !

પ્રમાદે રાજા શુરસેનનો મંત્ર કેશરીસિંહને પહોંચવા દીધો નથી, અને તેણે સ્વાર્થ સાધવા આ બિચારા સિપાઇનો પ્રાણ લીધો છે નાસી ગએલો અજબ બચ્યો તો હશેજ. અને સુર્યોદય થતાં તે રાજનગર પહોંચી જઇ તમામ હકીકતથી પ્રમાદને વાકેફ કરશે હવે જો અંધાવતી જાઉં તો રાજનગરમાં પ્રમાદ શુ ખટપટ કરે છે, તે માલમ પડશે નહીં. અને જો રાજનગર જાઉં છુ, તો કદાચ પ્રમાદનો રસ્તામાં અગરૂ રાજનગરમાં મેલાપ થશે, અને પરિણામ વિપરીત આવશે" આમ વિચાર કરતો સુલભ આવા સજોગોમાં શુ કરવુ, તેનો એકાએક નિર્ણય કરી શક્યો નહી. આખરે રાજનગર જવાનુ સાહસ ઉઠાવવાનુ તેને વાસ્તવિક લાગ્યું, અને તેણે અશ્વ તૈયાર કરી પ્રયાણ શરૂ કર્યું

લગભગ પાંચેક માઇલ દૂર જતા તેનો અશ્વ રસ્તામાં પડેલી એક લાશ સાથે ઠોકરાયો. સુલભે તરત બત્તી સળગાવી જોયુ, તો અજબના ચાર સાથીઓમાંનો એક તેની ગોળીનો ભોગ થઇ પડેલો માલમ પડયો. આગળ જતાં બીજી એક લાશ તેની નજરે પડી તે અજબના બીજા સાથીની હતી. બે જીવનો નાશ કરવા માટે સુલભનું અતઃકરણ દુઃખાવા લાગ્યુ. પરમાત્મા પાસે ક્ષમા માગતો, હૃદયમાં તેનુ ધ્યાન ધરતો, તે આગળ જવા લાગ્યો તેનો અશ્વ શ્રમિત થયેલો હોવા છતાં, તેના સ્વારને વેળાસર રાજનગર જવાનું છે એ નિમકહલાલ પ્રાણી સમજી ગયુ હોય તેમ સુલભ તે રોકેલ તોફાની પુર્ણ વેગે તે ચાલ્યો જતો હતો, સુર્યોદય થતા તે રાજનગર પહોંચી ગયો



# પ્રકરણ ૨૩ મું.

---

## અજબની મુઝવણ.

શિવાલયમાંથી પલાયન કરી ગએલો અજબ તેના જીવતા રહેલા બે સાથીઓ સહિત રાજનગર પહોંચી ગયો હતો. ભય અને શ્રમથી તેના ગાત્રો શિથિલ થઇ ગયા હતાં મહાપરાણે થોડોક આરામ લઇ, તે વ્યગ્ર ચિતે તેના શયનગૃહમા આમતેમ આંટા મારર્યા કરતો હતો. પ્રમાદનાં દુષ્કૃત્યોમા સહાયભુત થવાથી, તેનાપર ભવિષ્યમાં કોઇ મહદ્ સકટ આવી પડશે, એવી તેને ધાસ્તી લાગવા માડી તેનો અતરાત્મા તેને પાપકર્મથી દૂર થવા જાણે ચેતાવતો હોય, એવો તેને ભ્રમ થયો પરતુ શુ કરવુ તે તેને સુઝતુ નહોતુ "પ્રમાદ પાસેથી જે નાણુા કઢાવાય છે, અને દર બારમા પણ જે પગપેસારો થયો છે, તે તેની સાથેનો સબધ તૂટતા બધ થશે, અને પ્રમાદનો કોપ થશે, તો રાજનગર છોડવાનો યા તો જીદગીનો અત લાવવાનો સમય આવશે" થોડીવાર આ પ્રમાણે વિચાર કરી તે એકાએક કોઇ નિર્ણય પર આવી બોલી ઉઠયો "બશ જે થાય તે ખરૂ અન્ય બાબતોનો વિચાર કરવા કરતાં પ્રમાદને વળગી રહી, મૃદુ તથા સુલભનો નાશ કરવો અને લતિકા પ્રમાદને માટે પ્રાપ્ત કરવી એજ શ્રેયસ્કર છે"

ઉપરોકત ઉદગારો તે કાઢતો હતો, એટલામાંજ દિવસ ઘણો ચઢી જવાથી તેની પતિન વિમળા તેને જાગૃત કરવા શયનાલય આગળ

આવી પહોંચી અજબ કોઇ દુષ્કૃત્ય કરવામાં પ્રવૃત્ત થયો છે એ તેની કેટલીક હીલચાલ પરથી વિમળાના સમજવામાં આવ્યું હતું પરંતુ તે કયું કાર્ય છે અને તેમાં અજબનો શું સ્વાર્થ છે તેથી તે અજ્ઞાત હતી. પતિની નિદ્રામાં ખલેલ ન થાય તેમ હળવેથી શયનગૃહનું દ્વાર તે ઉઘાડતી હતી, તે સમયે અજબના મુખમાંથી નીકળેલા તેના નિશ્ચયાત્મક ઉદ્ગારો તેના કર્ણે પડયા.

અજબ જોકે પાપી અને દુષ્ટ હતો, પરંતુ તેની સ્ત્રી વિમળા એક સુશીલ, પતિવ્રતા અને સાધ્વી સ્ત્રી હતી તે એક સારા કુળમાં જન્મી હતી અને તેના માતપિતાના સુશિક્ષણથી તેનામાં સદ્ગુણોએ વાસ કર્યો હતો તેના મુખપર તેના સતીત્વનું તથા સદ્વર્તનનું તેજ એવું ચળકયું હતું, કે અજબ દુષ્ટ હોવા છતાં પ્રસંગોપાત તેનાથી અજાનો હતો.

વિમળાને કાને અજબના ઉદ્ગારો પડતાજ તે મૃદુ અને પ્રમાદને લગતા તોફાનમાં સામેલ થયો છે, એવી તેને ખાત્રી થઇ. મૃદુએ ગૃહત્યાગ કર્યો છે, અને સુલભને ત્યાંથી ચંદ્રિકા કયાંક ગુમ થઇ છે વિગેરે બાબતો જન સમાજમાં ચર્ચાતી હતી, અને વિમળાને કાને પણ તે આવી હતી તેણે અજબને એ સબંધી એક બે વાર પ્રશ્નો કરેલા, પરંતુ તેણે ઉડાઉ જવાબો આપી જાણે એ બાબત સાથે તેને કાંઇ સબંધ ન હોય, એવો ડોળ કરવા ચાલાકી વાપરી હતી સરળ હૃદયની વિમળાએ તેનું કહેવું સત્ય માન્યું હતું, પરંતુ આજે જ્યારે તેને મૃદુ અને સુલભનો નાશ કરવાના વિચારો કરતો સાંભળ્યો, ત્યારે તેને ઘણો ખેદ થયો.

વિમળાએ દ્વાર ઉઘાડી શયનગૃહમા પ્રવેશ કર્યો તેને જોતાંજ અજબને ધ્રાસ્કો પડયો કે કદાચ વિમળાએ તેના ઉદ્દગારો સાભળ્યા તો નહિ હોય ! પરતુ તત્ક્ષણેજ જાણે ક્ષણે કાંઇજ બન્યુ નથી, એવો ડોળ કરી તેણે પૂછ્યુ ' કેમ પ્રિયે ! તારૂ મુખ કેમ ગ્લાનિ મય જણાય છે !

' કાંઇ નહિ પ્રાણનાથ ! દિવસ ઘણો ચઢી ગયો છતા તમે ઉઠયા નહિ, એથી કદાચ તબીયત અસ્વસ્થ તો નહિ હોય, એવી ચિંતા મને થયા કરતી હતી અન્ય કાંઇ નથી " વિમળાએ ઉત્તર આપ્યો.

'ખરૂ છે ગત રાત્રિએ જે દર્દીને હુ જોવા ગયો હતો, તેણે મને એટલો ત્રાસ આપ્યો, કે કલાકોના કલાકો તેની પાસે ગાળી મે જુદી જુદી દવાઓ અજમાવી, પણ તેની લેશ પણ અસર થઇ નહિ [illegible] આખી [illegible] પણ તેના વિયાગમાં મને નિદ્રા પણ આવી નહિ હમણા પણ એનુ શુ થયુ હશે અને કેશ અસાધ્ય નિવડશે કે શુ ' તેનીજ ચિંતા કરતો હતો ' અજબે ઉડાઉ જવાબ આપ્યો

અજબના સત્યરહિત પ્રત્યુત્તરથી તેના પ્રત્યે વિમળાને કાંઇ તિરસ્કાર આવ્યો, તેને બે શબ્દ કહેવાની ઇચ્છા થઇ પણ પૂર્ણ ખાત્રી કર્યા વિના કાંઇ કહેવુ, એ વાસ્તવિક ન લાગતા તેણે નમ્ર સ્વરે ચાહ પી નાસ્તો કરી સ્વસ્થ થવા વિનતિ કરી.

અજબ તેનો પાસો પોબાર પડયો છે, એમ માની અંતરમા ખુશ થતો ઉઠયો, અને નાસ્તો પાણી કર્યા બાદ વિમળા સાથે

આડી અવળી થોડી વાતો કરી, તે દવાખાનામાં જવાનુ નામ દઇ પ્રમાદને આગલી રાત્રિના શિવાલયમાં બનેલા બનાવથી વાકેફ કરવા તેને ઘેર ગયો

## પ્રકરણ ૨૪ મું.

### સુલભ અને વિમળા.

વિમળાનુ આન્તઃકરણ તેના પતિને માટે ઘણુ દુખી થતુ હતુ તેનુ વર્તન તેને સર્વથી અયોગ્ય લાગતુ હતુ, પરતુ તે આજ્ઞાધીન અને પતિપરાયણા સ્ત્રી તેના પતિ પ્રેમમા દઢ રહી પ્રસગોપાત તેનુ અમુક વર્તન યોગ્ય નથી, વા કુળવાન અને વિદ્વાનને શોભતુ નથી, તે નમ્રતાથી જણાવતી હતી અજય તેને એક કાને સાભળી બીજા કાને કાઢી નાખી, દુષ્કૃત્યોમા આગળ વધતો જતો હતો. વિમળાને તેના અનિષ્ટ પરિણામના ભણકારા વાગવા લાગ્યા અજબના ગયા બાદ તેને કઇ કામ કરવાનુ સુઝયુ નહિ તે આત્મગત વિચાર કરવા લાગી ' નિકા કોણ હશે ! તેને પ્રાપ્ત કરવાની મારા પતિ કેમ આકાક્ષા રાખતા હશે ! શુ એ વ્યભિચારી તો નહીજ થયા હોય ? દુષ્ટ પ્રમાદની સગતનો દોષ લાગ્યો હોય, અને કુમાર્ગે ચઢયા હોય તો તે સભવિત છે અરે પ્રભુ ! હે દિન દયાળ ! જો મારા પતિને આવી કુમતિ સુઝી હોય, તો મુજ અબળાપર દયા લાવી તેમને સુબુદ્ધિ આપ " આમ કરી એક નિશ્વાસ નાખી તે ઉઠી એટલામાંજ સુલભ ત્યા આવી પહોચ્યો

" પધારો સુલભભાઇ ! કાઇ ઘણે દિવસે તમારા દર્શન થયા !" વિમળાએ તેને આવકાર આપતા કહ્યુ

સુલભે ત્યા પડેલી એક ખુરશી પર આસન લેતાં ઉત્તર આપ્યો "હા હમણા જરા હુ એક કાર્યમા ગુથાયલો હતો, એટલે આ તરફ અવાતુ નહોતુ ડોક્ટર ઘરમાં નથી શુ !"

" ના થોડીવારપરજ એ દવાખાને ગયા " વિમળાએ કહ્યુ

" દવાખાને ! " સુલભે અજાયબ થતા કહ્યુ અને જરા વિચારમા પડયો

" હા, પણ હમણાજ પાછા આવવાનુ કહી ગયા છે ગત રાત્રીએ કોઇ દરદીને જોવા ગયા હતા, ત્યાંથી ઘણા મોડા આવ્યા અને નિદ્રા નહિ આવવાથી એમની તબીયત પણ જરા અસ્વસ્થ છે વધુ વખત દવાખાને રોકાવાના નથી " વિમળાએ કાઇક વિચાર કરી જવાબ આપ્યો.

ચાલાક સુલભ અજબે તેની પત્નિ સાથે બનાવેલી યુક્તિ સમજી ગયો. તે મનમા અજબને ધિક્કારવા લાગ્યો, અને વિમળાને સત્ય બીનાથી જ્ઞાત કરવી કે કેમ તેનો વિચાર કરવા લાગ્યો. અજબને માટે તેના હૃદયમા દયા રહી નહોતી, પરતુ તેના પાપે તેની સુશીલ અને સાધ્વી સ્ત્રીને મહદ્ દુખ સહન કરવુ પડશે, એ વિચારથી તેનુ હૃદય અનુકપિત થયુ, અને તેણે વિમળાને જણાવ્યું " બ્હેન વિમળા ! તમે જાણો છો કે થોડા વખતથી મે અહીં આવવાનુ બધ કર્યું છે, પણ તેનુ ખરૂ કારણ શુ છે તે તમે જાણતા હો એમ લાગતુ નથી તે જણાવવાની મારી ઇચ્છા તો નહોતી, પણ તમારા હિતનો વિચાર કરતાં તે આ ક્ષણેજ જણા

વવાનો મને વિચાર ઉદ્‌ભવ્યો છે માટે જો તમારી પણ તે જાણવાની અને તમારૂં હિત સાચવવાની ઇચ્છા હોય તો કહું

અજમના ઉદ્‌ગારોમાં સુલભનું નામ લેવાયુ હતુ, અને તે વિમળાના સાંભળવામા પણ આવ્યુ હતુ સુલભ સત્યવાદી અને નિષ્કપટી છે, તેનો તેને અનુભવ હતો, એટલે તે કાંઇ અસત્ય વાત કહેશે એવી તેને શંકા થઇ નહીં વળી લતિકાની હકીકત જાણવા તે ઉત્સુક પણ થઇ રહી હતી, અને સુલભ કદાચ તેના સમ્બધનીજ કાંઈ હકીકત કહેવાનો હશે, એમ અનુમાન કરી તેણે તેને માટે લાગણી બતાવવા માટે સુલભનો ઉપકાર માનતા જે હકીકત હોય તે સત્વર જણાવવા વિનતિ કરી.

શુલભે કહ્યું “ બ્હેન ! તમે જાણ્યુ તો હશેજ કે મૃદુ રાજ નગર છોડી ચાલ્યો ગયો છે, અને તેની બ્હેન ચંદ્રિકા ગુમ થઇ છે મૃદુને નસાડવામા તેમજ ચંદ્રિકાને ગુમ કરવામા મારો હાથ છે, એવી જન સમાજમાં અત્યારે માન્યતા છે તે પણ તમારી જાણ બ્હારતો નહિજ હોય હવે આમા સત્ય હકીકત શુ છે, તે હું તમને જણાવુ છુ ચંપાવતીના રાજા શૂરસેનની કન્યા સૌંદર્ય લતિકા મૃદુને ચહાય છે, અને મૃદુનો ભાઇ પ્રમાદ તેનો સમ્બંધ પોતાની સાથે જોડાય એવુ ઇચ્છે છે આ સમ્બધમા પ્રમાદે મૃદુ પાસે લતિકાનો પ્રેમ છોડી દેવા, તથા તેને તેની સાથે લગ્ન કરવાનું કહેવાની માગણી કરી મૃદુએ એ માગણીનો તિરસ્કાર કર્યો અને ત્યારથી પ્રમાદ તેનાપર રોષે ભરાયો છે, અને હરકોઇ પ્રકારે લતિકાને પ્રાપ્ત કરવાનુ તેણે પણ લીધુ છે પ્રમાદના આશ્રયમા મૃદુને તેની જીંદગીનો ભય લાગવાથી તેણે ગૃહત્યાગ કર્યો છે ચંદ્રિકા

આ સંબંધમા અજ્ઞાત છે મૃદુ રાજનગર છોડીને ગયો, તે દિવસે રાત્રે મૃદુ અને પ્રમાદ વચ્ચે બનેલા બનાવથી તેને (ચંદ્રિકાને) વાકેફ કરવા મે તેડવા મોકલ્યુ હતુ, પણ તે આવી નહીં બીજે દિવસે સહવારે પણ તે ન આવી, એટલે હુ જાતે પ્રમાદ પાસે ગયો, તો ચંદ્રિકાને ગુમ કરવાનુ તોહમત તેણે મારે માથે નાખ્યુ આથી હુ તથા કનક બન્ને તેની શોધમા નીકળ્યા છીએ હજુ કાઇ તેનો પત્તો નથી હવે મારે જે તમને ખાસ જણાવવાનુંછે, તે એ છે કે પ્રમાદના દુષ્ટ પ્રપંચોમા તમારા સ્વામિ જોડાયલા છે જે દિવસે હું પ્રમાદને ત્યા ચંદ્રિકાની તપાસ કરવા ગયો, ત્યારે પણ તે ત્યાંજ હતા, અને ગત રાત્રિએ તેમણે કોઇ દર્દીને તપાસવા ગયાની જે હકીકત તમને જણાવી છે તે સત્ય રહિત છે ચપાવતીથી રાજા કેશરીસિંહ ઉપર મહારાજા શ્રૃમેનનો પત્ર લઇ આવનાર એક સિપાઇનુ ખૂન કરી, તેની લાશ સંતાડવા અરણ્યમા એક શિવાલયમા તે આવ્યા હતા અચાનક મારો અને એમનો ત્યા ભેટો થયો અને બ્હેન ! તમારા સદ્ભાગ્ય કે ડોક્ટર નાસી છૂટયા નહિ તો તેમના દેહનો અંતજ આવ્યો હોત અત્યારે પણ તે દવાખાને નથી હું ત્યાં થઇનેજ આવુ છુ મારો હેતુ એમને મળી પ્રમાદની સંગત છોડવા તેમને સમજાવવાનો, અને ન સમજે તો છેવટે મૃત્યુને સ્વીકારવાની ચેતવણી આપવાનો હતો મે ધાર્યુ કે ગઇ રાત્રિએ પડેલા શ્રમને લીધે કદાચિત્ દવાખાને નહી આવ્યા હોય, અને તેથી હું અહીં આવ્યો અત્રે પણ તે નથી એટલે હુ ધારૂ છુ કે પ્રમાદને ત્યાંજ તે ગએલા હોવા જોઇએ ત્યા હુ જઇ શકુ તેમ નથી માટે તમારા સ્વામિના અને તમારા હિતાર્થે તમે મારો હેતુ તેમને સમજાવજો, અને તે પ્રમાદને છોડી, સત્ય માર્ગે

ગ્રહણ કરે, તેમ કરવા પ્રયત્ન કરજો " આટલુ કહી સુલભે એક નિશ્વાસ નાખ્યો

સુલભે વર્ણવેલી હકીકત સાભળતા વિમળાનાં રોમાંચ ખડાં થઇ ગયા, અને ખાસ કરીને તેના પતિએ ગત રાત્રીએ કેવુ ભયકર કૃત્ય કર્યું, અને તેને અગે કેવી સ્થિતિમા સુકાઇ ગયા હતા તેનો વિચાર કરતાં તે અશ્રુપાત કરવા લાગી તેણે ગદ્‌ગદીત કઠે સુલભ ને કહ્યુ " સુલભભાઇ " મારા સ્વામિ કોઇ પ્રપચમા જોડાયા છે, એવો મને થોડો સમય થયાં શકા થયા કરતી હતી અને તે સત્ય હોવાની તમે કહેલી હકીકતથી મને ખાત્રી થાય છે ભાઇ! મારા પ્રત્યે દયા બતાવી તમે જે સૂચના કરી છે, તેને માટે હુ મારાથી બનતો પ્રયાસ અવશ્ય કરીશ, પરતુ ન કરે નારાયણ અને તેમને સત્ય માર્ગ ગ્રહણ કરવાનુ ન સુઝે, તો તમારી ભગિની પ્રત્યે વધારે દયા બતાવી તેની એક માગણી સ્વીકારશો ! "

" એવુ શુ છે! બ્હેન! જે કાંઇ હોય તે કહો અપકાર ઉપર પણ ઉપકાર કરવો, અને દુ ખી તેમજ નિરાધારને સદા સહાય ભૂત થવુ અમારો સિદ્ધાત છે માટે કહો તમારી શુ ઇચ્છા છે! સુલભે અતરમાં વિમળાની દયા ખાતા કહ્યુ

" ધન્ય છે! ભાઇ! તમારા જેવાજ સજ્જનો આ અવનિપર જન્મ લેતા હોય, તો કલિયુગને પ્રવેશ કરવાનો માર્ગજ મળે નહિ તમારી પાસે હુ અન્ય કાંઈ નથી માગતી, પરતુ મારા સૌભાગ્યનું સદા રક્ષણ કરવાની યાચના કરૂ છુ ભાઇ! આ દુનિયામા મારૂં કોઇ નથી. માતપિતા પરલોકવાસી થયા છે શ્વસુર પક્ષમા પણ મારા સ્વામિ સિવાય મારૂં કોઇ નથી માટે હુ તમને પગે પડી વિનવુ છુ

કે મ્હારા સ્વામિનો પ્રાણુ લેવાની નિર્દયતા બતાવી,. એક અના-ધાર અબળાને જીવતી હુ સહ દવમાં બાળી મુકવાનુ દુષ્કૃત્ય કરશો નહિ " વિમળા આટલુ કહી સજળ નેત્રે સુલભના સામુ જોઇ રહી. વિમળા પ્રત્યેની સુલભના હૃદયમા જન્મેલી અનુકપા વધવા લાગી, અને તેના સદ્‌વિચારોની અતરમા પ્રશસા કરતાં કહ્યુ "બ્હેન! ગભરાશો નહિ હુ અહિસાને માનનારો છુ, અને ચાલતાં સુધી ખગ વૈરીનો પણ પ્રાણુ બચાવનારો છુ છતા તમને હું અભય વચન આપુ છુ કે તમારા પતિની હુ સ્વહસ્તે કદી પણ હત્યા કરીશ નહી, અને પ્રાણુતે પણ બીજાને હાથે તેનો નાશ થતો અટકાવીશ, પરતુ તેના બદલામા મારી એટલી યાચના છે, કે હરકોઇ પ્રકારે તેને પ્રમાદની સગત છોડાવી અમારૂ અહિત થતુ હોય તેવા કાર્યમા તેમને ભ ગ લેતા અટકાવશો, '

ભાઇ ! તમે જે ઉપકાર કરવા અભય વચન આપ્યુ તેના બદલામા તમે માંગણી કરો યા ન કરો, તો પણ તમારૂ અહિત થતુ મારા જાણુવામાં આવશે, તો તે અટકાવવા હુ પુરતો પ્રયત્ન કરીશ ' વિમળાએ જણાવ્યુ

સુલભ વિમળા પાસેથી ઉઠ્યો અને તેને ઘેર ગયો

ધન્ય છે ! સુલભ જેવા પુરૂષોને કે જે નિ સ્વાર્થપણે દુશ્મનનું પણ શુભ ઇચ્છવામાં કે શુભ કરવામા પાછા પડતા નથી પરોપકારી પુરૂષો પરોપકારનેજ આત્મવિભુતિ ગણે છે તેમના ધાર્મિક તેમજ નૈતિક સદ્‌ગુણો પરોપકાર વૃત્તિનેજ અવલબી રહેલા હોય છે

વળી ધન્ય છે ! વિમળા જેવી સતીને કે પતિ દુષ્કૃત્ય કરે છે છતા તેના પ્રત્યે તેની વાંચ્છના શુભ અને નિર્મળ છે પતિનુ

કલ્યાણ ઇચ્છવામાંજ તેનું સાર્થક સમજે છે. પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી રહી, તેનું હિત જોવામાં અહર્નિશ તત્પર રહે નારી સન્નારીઓને દુઃખમાંથી મુક્ત કરવા માટે પરમાત્મા પણ તેમનો સદા સહાયક થાય છે

સુલક્ષના ગયા બાદ વિમળા ગૃહકાર્યમા રોકાઇ પરંતુ તેના મનમા અજમને કેવી રીતે સન્માર્ગે ચઢાવવો તેનાજ વિચારો ઘોળાયા કરતા હતા.

---

## પ્રકરણ ૨૫ મું.

### દુષ્ટસિંહની દુર્દશા

અપરિચિત સ્વારના સમાગમથી આનંદીત થઇ વૃક્ષ નીચે નિદ્રાવશ થયેલી ચંદ્રિકાએ જાગૃત થઇ બલ્કે તેને સુવાડવામા આવેલી દવાની અસર પૂરી થઇ એટલે આસપાસ નિહાળ્યુ, તો તેને માલુમ પડયુ કે તે એક કારાગ્રહમા પડેલી હતી. આશ્ચર્ય ચકિત થઇ તે આત્મગત વિચાર કરવા લાગી “ અરે ! હુ અહી કયાથી ? મને બચાવનાર મુસાફર સ્વાર કયા ? શુ તેણે કઇ કપટ કરી મને અહી આણી છે ? ઓ ભક્ત વત્સલ પરમાત્મા ? મારા કયા જન્મનુ આ વેર લેવાય છે ! કે એક આપત્તિમાથી બચુ છુ તો બીજીમા, અને બીજીમાથી ઉગરૂ છું કે ત્રીજીમા સપડાઉં છુ ! અદ્યાપિ કોઇ પણ પાપકર્મ કરવા હુ પ્રેરાઇ નથી છતા તારો આવો કોપ મારા પર કેમ ઉતરે છે ! ઓ પ્રભુ ! હું તારે શરણે છુ મારા પૂર્વ જન્મના કોઇ પાપ હોય તો તેની ક્ષમા આપ, અને ન્હાય તો મને તારા શરણમા લે કે દુઃખમાથી ઉગરૂ.

આ પ્રમાણે ઇશ્વરનુ શરણુ યાતે। સહાયતા માગતી ચંદ્રિકા કારાગૃહમા તેને માટે નિર્માણુ થયેલી ઓરડીમા એક ખૂણે બેસી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી અને મનમા પ્રમાદને તથા અપરિચિત સ્વારને હજારો શ્રાપ દેવા લાગી તે ખૂબ રડી એટલે તેના હૃદયનો ભાર કાઇક ઓછો થયો આખો લૂછી તે ઉભી થઇ અને ઓરડીમાં આમ તેમ નજર કરતી ત્યાથી મુક્ત થવાનો કાંઇ માર્ગ હોય તો તે જોવા લાગી ઓરડી બધીઆગ હતી એટલે દ્વાર સિવાય બીજો કોઇ રસ્તો તેને દેખાયા નહી તે દ્વાર પાસે આવી અને તેને હચમચાવી તપાસવા લાગી, પરતુ તે ખખડાટથી તેની દેખરેખ રાખવા રહેલો દુષ્ટસીહ ત્યા આવી પહોચ્યો

પાપાત્મા દુષ્ટસિહને નિહાળતા ચદ્રિકા ભયભીત થઇ બે પાચ ડગલાં પાછળ ખસી ગઇ પાપી ! તુ અહી ક્યાથી ! શુ તારાજ પંઝામાં હુ પાછી સપડાઇ છુ ! હાય ! મને બચાવનાર સ્વારને નાહક શ્રાપ દેતી હતી આ પાપીએ બચારા સ્વારનું ખૂન કરી મને અહીં લઇ આવ્યો હોવો જોઇએ અગર અમને બન્નેને અહીં કેદ કય હોવા જોઇએ મારા કમભાગ્ય કે સ્વાગની સૂચના મુજબ ચપાવતી ચાલ્યા ન જતા આરામ લેવા હલચાઇ ! હે પ્રભુ ! ઓ વિશ્વભર ! બચાવ આ દુષ્ટનુ કાળુ મુખ મને ન બતાવ " આમ બોલતી ચંદ્રિકા દુષ્ટસિહની સામેથી ખસી બાજુપર જઇ બેઠી

તેની નિરાધાર સ્થિતિપર મલકાતો દુષ્ટસિહ તેને કહેવા લાગ્યો " કેમ ! ચદ્રિકા ! શુ વિચાર કરે છે ! હવે વ્યર્થ વિચારો કરવા છોડી દે, અને કલ્પાત કરી તારા કોમળ હૃદયને વિના કારણુ દુઃખ આપવા કરતાં મારો પ્રેમ કબુલ કર, કે તારા સર્વ દુખોનો પલકમાં નાશ થાય, અને આ કારાગ્રહના બધનમાથી પણુ છુટે."

દુષ્ટસિહે જવાબની રાહ જોઇ, પણ ચદ્રિકા તેના તરફ એક ધિકારની દ્રષ્ટિ ફેકી મૌનયજ બેસી રહી વળી થોડીવાર રહી દુષ્ટસિહે પ્રશ્ન કર્યો " કેમ ! ચદ્રિકા ! મે કહ્યુ તેનો શુ ખુલાસો આપે છે ! " ખુલાસો ! પાપીઆ ! જા મા ! તરફથી તારી દુષ્ટ માગણીનો એટલોજ ખુલાસો છે, કે મુજ હૃદય પાપી નથી પણ તેમા પવિત્રતાનો વાસો છે માટે નિર્થક પ્રશ્નો પૂછી મને હેરકેરવા કરતા, ચ્હાય તો મારા જીવનનો સત્વર અંત લાવ, નહી તો મારી નજર આગળથી દૂર થા " ચદ્રિકાએ ગુસ્સે થઇ કહ્યુ

આ પ્રત્યુત્તરથી દુષ્ટસિહ નિરાશ થયો ચદ્રિકાની પવિત્ર અને ક્રોધથી વિક્રાળ દેખાતી મુખમુદ્રા જોતા તે ગભરાવા લાગ્યો તેની નજર આગળથી તે ખસી ગયો તેને લાગ્યુ કે સીધી રીતે ચદ્રિકા હાથમા આવશે નહી કયે રસ્તે કામ લેવાથી ફતેહ મળે, તેનો વિચાર કરતો તે તેના સ્થાનકે જઇ બેઠો

ચદ્રિકાને સમયસર અન્ન જળ તેની ઓરડીમા પહોચાડવામા આવતા હતા પરતુ તેનો તે સ્પર્શ પણ કરતી નહતી તેની ભોજન થાળ જેમને તેમ પછી આવેલી જોતા દુષ્ટસિહ મુઝાતો હતો ભુખ તથા તૃષા વેડી ચદ્રિકા પ્રાણત્યાગ કરશે, અને પોતાના મનની મુરાદો મનમાજ રહી જશે એવી તેને ચિતા થયા કરતી હતી પ્રસગોપાત તે તેને સમજાવવા જતો હતો, અને તેની ઇચ્છાને આધીન થવા ઘણી ઘણી લાલચો પણ આપતો હતો, પરતુ જેણે ધર્મને સ્વીકાર્યો છે, જેને પ્રભુમા સપૂર્ણ શ્રદ્ધા છે, જે દુષ્ટસિહ જેવા પાપીનો પડછાયો જોવા પણ ઇચ્છતી નથી, તે દેવાંગના તરફથી તેની મનોકામના સિદ્ધ થાય એવો પ્રત્યુત્તર મળવો એ

અસંભવિત હતું દરેક વખતે તેને ધિક્કાર અને તિરસ્કારના વચનો સાંભળી નિરાશ વદને પાછા ફરવુ પડતુ હતું

ચંદ્રિકા કોઇ પણ પ્રકારે માનતી નથી તો તેનાપર બળાત્કાર કરવો એવા નિશ્ચયપર દુષ્ટસિંહ આવ્યો, પરંતુ તેની ઓરડીનું દ્વાર ઉઘાડવાનુ તેની પાસે સાધન નહોતુ દ્વારે દીધેલા તાળાની કુંચી પ્રમાદના કબજામા હતી, અને ચંદ્રિકાને કેદ કરી ગયા પછી અવકાશના અભાવે કે ગમે તેમ તે બીલકુલ ત્યા ફરકતોજ નહોતો. આ મુશ્કેલી દૂર કરવા દુષ્ટસિંહને ઝાઝો વિચાર કરવો પડ્યો નહિ બળાત્કાર કરવાનો દૃઢ નિશ્ચય થતા તે ઉઠ્યો, અને ઓરડીના દ્વારનુ તાળુ તોડી નાખી અંદર જવાનુ તેણે સાહસ કર્યું તે એટલો ઉન્મત્ત થઇ ગયો હતો, કે તાળુ તોડવાનુ સાહસ કરતાં તેને પ્રમાદનો પણ ડર રાખ્યો નહિ

દુષ્ટસિંહ બળાત્કાર કરવા નિશ્ચયપર આવી ગયો છે એ ચંદ્રિકા તેની મુખમુદ્રા પરથીજ સમજી ગઇ, અને તે તેની તમામ હિંમત એકત્ર કરી, શ્રીહરિનુ ધ્યાન ધરી, શિયળનો બચાવ કરવા તત્પર થઇ દુષ્ટસિંહ ઓરડીમાં જઇ જેવો તેના શરીરને સ્પર્શ કરવા જાય છે, કે ચંદ્રિકાએ તેને અટકાવ્યો " દૂર ! પાપી ! દૂર રહે ! ખબરદાર ! જો મારા પવિત્ર શરીરને તારો અપવિત્ર હાથ લગાડ્યો તો ' "

" ચંદ્રિકા ! તારૂ આ સર્વ ગુમાન છોડી દે હજુ પણ એકવા કહું છુ કે સમજીને શરણ થા અહીં તારૂ કોઇ બેલી નથી.હુ ધારૂ તેમ કરવા સમર્થ છુ માટે મિથ્યા વા- મુકી વ્હાલી ! આવ અને તાર પ્રેમમા અંધ બનેલા દુષ્ટસિંહને આલિંગન આપ " આમ

કહેતા દુષ્ટસિંહ ચાંદ્રકાને આલિંગન દેવા ધસ્યો, પરંતુ ચંદ્રિકાએ એક ધક્કો મારી તેને દુર ખસેડી મુક્યો, અને કહ્યુ " નીચ ! કુતરા ! જેને તારી બહેન જેવી ગણવાની છે તેને ' વ્હાલી ' કહી દેતા તારી જીભના કકડા કેમ નથી થતા ! નરાધમ ! સતીઓના શિયળ પ્રભાવ તુ જાણે છે !

શિયળ છે અગ્નિ તેમા જોર તારૂ સૌ બળી જાશે,
હળાહળ ઝેર ને અંગોમા અડતા ભળી જાશે
પ્રભુની છે નહિ સત્તા તો પછી કોણ તુ મચ્છર,
સતીના તેજથી બન્યા બાળ વિધિ વિષ્ણુ ને શંકર.
[માટે] કદી જો હાથ નાખ્યો તે ઉપર તો યાદ રાખજે

' બસકર તારી એ લવારી ચંદ્રિકા ! તારૂ આ ભાગવત અને લેશ પણ અમર કરનાર નથી સીધી રીતે નહિ માને તો બળાત્કારથી પણ તારૂં શિયળ લુટવા મે નિશ્ચય કર્યો છે, અને તે ફેરવવા તુ કે તારો કિરતાર કોઇ સમર્થ નથી માટે હજુ પણ ફરીથી કહુ છુ કે સમજ, નહિ તો બળાત્કાર કરી જુલ્મ વર્તાવાશ, અને તેમ છતાં મારી મનકામના પુર્ણ નહિ થાય, તો આ કટારનો ભોગ બનાવીશ " દુષ્ટસિંહ કામાવેશમા આવી જઇ કટાર બતાવતો ચંદ્રિકાને બોલતી અટકાવી તેના તરફ ધસ્યો.

ચંદ્રિકા ભયભીત થઇ " આવો ! કોઇ આવો ! "ના પોકાર કરતી ઓરડીમા આમ તેમ દોડવા લાગી, અને બને તો બહાર નીકળી બચવાનો પ્રયત્ન કરવા લાગી

નિરાધાર અબળા ! ભુખ દુ ખથી કૃશ બની ગયેલ કેટલો વખત સુધી પુરૂષની સામે ટક્કર લઇ શકે. તે થાકી ગઇ અને હતાશ

થઇ જમીનપર પડી ગઇ દુષ્ટસિંહ તરતજ તેની છાતીપર ચઢી બેઠો, અને હાથમાંનો કટાર કમ્મરમાં ખોશી દઇ, એક અબળાનું શિયળ ભંગ કરવા તૈયાર થયો પણ "રામ રાખે તેને કોણ ચાખે !" સતી દ્રૌપદીના જેણે ચીર પુર્યાં, અન્ય સતીઓને પણ કસોટીપર ચડાવી અણીને સમયે મદદ કરી, તે જગતનિયંતા ચંદ્રિકાનું સતીત્વ પાપી દુષ્ટસિંહને હાથે લુંટાય તે કેમ જોઇ શકે !

દુષ્ટસિંહ તેના પ્રયાસમાં સફળ થયેલો જાણી, જેવી તેની મનકામના સિદ્ધ કરવા જાય છે, કે ત્યાં એક અપરિચિત સ્ત્રી આવી પહોંચી, તેણે દુષ્ટસિંહને એક લાત મારી ચંદ્રિકાના અંગપરથી દૂર ફેંકી દીધો, અને નેત્રોમાંથી પ્રચંડ અગ્નિની જ્વાળા વરસાવતી તેને ધિક્કારવા લાગી ' પાપી ! અબળા ઉપર બળાત્કાર કરતાં જગદીશ્વરનો પણ ડર રાખ્યો નહિ ! " ધિક્કાર છે દુષ્ટ પ્રભાવતીની સંગતમાં રહી આવાં ઘોર કર્મ કરતાં શીખ્યો ! જા ! ચંડાળ ! અહીંથી સત્વર ચાલ્યો જા, નહિ તો નિરાંતે આ પણ મારી જઇશ '

દુષ્ટસિંહનો કામાગ્નિ શાંત પડ્યો નહોતો તેના સકળ અંગમાં જ્વાળા ઉઠી રહી હતી. તેનું મન અસ્થિર થઇ ગયું હતું અચાનક આવી પડેલી સ્ત્રીના ધમકીભર્યાં શબ્દોથી તે વિશેષ ઉગ્ર બન્યો કમરમાંથી કટાર કાઢી તે એ સ્ત્રીની છાતીમાં ખોશવા તેના તરફ ધસ્યો, પરંતુ તે સ્ત્રી તેનાથી ઉતરે તેમ નહોતી તેણે ફરીથી એક લાત મારી તેને જમીનપર ગબડાવી પાડ્યો, અને તેની કમ્મરમાં છુપાવેલો તમંચો કાઢી દુષ્ટસિંહના અંગપર ધરી તે નિર્ભય-તાથી બોલી " આવ ! દુષ્ટ ! પાપકર્મ કરી તેનો પસ્તાવો કરવાનું સુઝતું નથી, અને સ્ત્રીહત્યા કરી બીજું પાપ કરવા તૈયાર થાય

" બ્હેન ચંદ્રિકા ! ઝાઝો સમય હવે અત્રે રોકાવું એ વાસ્તવિક નથી, માટે હાલ તરત તો તમે મારી સાથે ચાલો રસ્તામાં હું તમને સર્વ હકીકત જણાવીશ " આમ કરી ચંદ્રિકાનો હાથ પકડી તેણે ચાલવા માંડયું

જરા આગળ જતાં તેને માલમ પડયું છે બીજી ઓરડીમાં પણ કેટલાક કેદીઓ પુરાયેલા હતા બંદુકના થયેલા અવાજથી તે સર્વ ભયભીત થઇ એ અવાજ કયાં થયો અને કેમ થયો, તે જાણવા માટે દ્વાર આગળ સામા ઉભા હતા એ સર્વ કેદીઓ પ્રમાદના કોપના ભોગ થઇ પુરાએલા હોવાનું તે સ્ત્રીએ તથા ચંદ્રિકાએ અનુમાન કર્યું તેમને એ નિર્દોષ કેદીઓ પ્રત્યે દયા આવી અને તેથી જરા થોભી, અને તમામ કેદીઓની ઓરડીઓના તાળાં તોડી નાખી તેમને મુક્ત કર્યાં

એક પછી એક પાચેક ઓરડા વટાવી એ બધા એક સુરંગ આગળ જઇ પહોંચ્યા એકે એકે બધા કેદીઓને ઉતારી પેલી સ્ત્રીએ સુરંગનું દ્વાર બંધ કરી છેલ્લી ઉતરી સુરંગને બીજે છેડેથી બહાર નીકળતાં ને સર્વ એક એકાંત મહેલમાં જઇ પહોંચ્યા ચંદ્રિકા શિવાયના બીજા કેદીઓને મહેલમાંથી બહાર કાઢી પેલી સ્ત્રીએ વિદાય કરી દીધા, ત્યારબાદ તે મહેલની પાછળ બાંધેલો અશ્વ લઇ આવી ચંદ્રિકાને તેના પર બેસાડી પોતે પણ તેની પાછળ બેસી ગઇ અને એડી મારી અશ્વને પુરપાટ દોડાવી મુકયો.

## પ્રકરણ ૨૬ મુ.

### ચંદ્રિકા પર્ણકુટીમાં

થોડે દૂર જતા ચંદ્રિકાએ તેને બચાવનાર સ્ત્રીને ફરી પ્રશ્ન કર્યો " દેવી ! હવે તમારૂં નામ ઠામ જણાવી તમે કેવી રીતે મારી મદદે આવી પહોચ્યા તે જણાવશો ! ક્ષમા કરજો મારો સ્વભાવ જરા અધીરો વિશેષ છે "

પેલી સ્ત્રીએ હવે વધુ વખત ચંદ્રિકાને અંધકારમા ન રાખતા જણાવ્યું, " બ્હેન ! મારૂ નામ રાધેશ્વરી છે, અને હું અત્રે પાસેના જંગલમા એક મહાત્મા છે તેમની પાસે રહી તેમની સેવા કરી ઇશ્વર ભક્તિમા દિવસો નિર્ગમન કરૂછુ તમારા ભાઇ મૃદુસિંહને ચંપાવતિ જતા રસ્તામા સર્પ દંશ થયો હતો, અને બેહોશ થઇ એક કુપતટ આગળ પડયા હતા. મહા માએ તેમને ત્યાથી પર્ણકુટીમા લઇ આવી બચાવ્યા છે. તમને જે અપરિચિત સ્વારે દ્રષ્ટસિંહના અત્યાચારથી બચાવ્યાં હતા તે સ્વાર અન્ય કોઇ નહીં પરંતુ પુરૂષ વેશમા તમારી શોધમા નીકળેલી સુલભની પત્નિ કનક હતી. તમે બને જે સ્થળે નિદ્રાવશ થઇ પડયાં હતા ત્યાથી પ્રમાદ તમને બેહોસ કરી લઇ જતો હતો અમારી પર્ણકુટીના સરોવર તટ પર મૃદુ તે સમયે આરામ લેતો હતો તેણે એ પાપીઓને જોયા, અને તમને બચાવવાના ઇરાદાથી તે તેમની સામે થયો, પરંતુ તે પાપીઓના પંજામાં સપડાયો અને તમારી સાથે તેને પણ પાપી ઓએ અશ્વપર ઉંચકી લીધો. આગળ જતા અશ્વો ચમકયા અને મૃદુ તથા કનક તે રસ્તાની બાજુ પર આવેલી એક ઉંડી ખાણમાં ગબડી પડયા મહાત્માશ્રીની કૃપાથી મે તેમને ખાણમાથી બહાર કાઢી ચંપાવતી વિદાય કર્યા છે તમારી હકીકત કનકને મુખે અમે

સાંભળી, અને મહાત્માશ્રીએ બતાવેલા માર્ગે તમને ખરે અણીને સમયે બચાવી છોડાવવા હુ ભાગ્યશાળી થઇ છુ હવે તમારો વિચાર ક્યાં જવાનો થાય છે તે જણાવો જો મૃદુ પાસે ચ પાવતી જવુ હોય તો ત્યાં મુકી આવુ

રાધેશ્વરીના મુખેથી સાભળેલી હકીકતથી ચ દ્રિકા વિસ્મય પામી ને રાધેશ્વરીનો તથા મહાત્માનો અનહદ ઉપકાર માનવા લાગી. કનકનો પણ અ તરમા આભાર માનતી, તે તેને ધન્યવાદ આપવા લાગી મૃદુને મળવાની તેને તિવ્ર ઇચ્છા થઇ રહી હતી, પર તુ તે અગાઉ તેને તથા તેના બ ધુને બચાવનાર પરમ પુજ્ય મહાત્માના દર્શન કરવા તે ઉત્સુક થઇ રહી હતી આથી તેણે રાધેશ્વરીને જણાવ્યુ, " બ્હેન " પ્રથમ અમારા પર જે મહાત્મા આટલા બધા ઉપકારો કરી રહ્યા છે, તેમનાં દર્શન કરી કૃતાર્થ થવા મારી આકાક્ષા છે ત્યાથી પછી મને ચ પાવતી મુકી આવશો તો કૃપા "

રાધેશ્વરીએ તેનુ કહેવુ માન્ય રાખી પર્ણકુટી તરફજ પ્રયાણુ ચાલુ રાખ્યુ ચ દ્રિકા મનમા અણધાર્યા બનેલા બનાવોનાજ વિચારો રમણ કરી રહ્યા હતા દરમ્યાન તેના મનમા એકાએક એક પ્રશ્ન ઉદભવ્યો અને તેણે રાધેશ્વરીને પુછ્યુ ' બ્હેન " હુ જ ગલમા એક પેટીમા પુરાએલી વૃક્ષ નીચે પડેલી હતી તે તમે જાણુતા હશો, તો મને એ પેટીમાં પુરી અરણ્યમા દટાવનાર કોણુ હતું, અને તેમાથી મારો બચાવ કોણે કર્યો તે કૃપા કરી જણાવશો ? "

" હા. એ તો હું તમને કહેવાનુ વિસરીજ ગઇ મૃદુ અને પ્રમાદ વચ્ચે લતિકા સબ ધી વાદવિવાદ થતા મૃદુ ગૃહત્યાગ કરી ચ પાવતી જતો હતો, તેજ રાત્રિએ તમને પેટીમાં પૂરી દાટી દેવ

કાવવાનું દુષ્કૃત્ય પ્રમાદે કર્યું હતું પ્રભુ કૃપાએ ચ પાવતી જતાં વ્યાઘ્રના ભયથી મૃદુ જે વૃક્ષ નીચે તમને દાટવામાં આવ્યા હતા, તેજ વૃક્ષ પર તે સમય સતાઇને બેઠેલો હતો, તેણેજ તમને ખાડામાંથી બહાર કાઢયા હતાં પરંતુ તમે બેશુદ્ધ હોવાથી તમને શુદ્ધિમાં લાવવા તે જળશોધ કરવા ગયો, ત્યાં તેને સર્પદંશ થવાથી તે પાછો તમારી પાસે આવી શકયો નહિ." રાધેશ્વરીએ ખુલાસો કર્યો

"પણ મને મારી નાખવાનું પ્રમાદને શું પ્રયોજન હશે બ્હેન!" ચંદ્રિકાએ પૂછયું, •

એ વાતથી હું અજ્ઞાત છું, પરંતુ એમ ધારૂં છું કે મૃદુનો પક્ષ લઇ, તમે પ્રમાદની દુષ્ટતા પ્રસિદ્ધિમાં લાવી તેના કાર્યમાં વિઘ્ન રૂપ થઇ પડો, તેથી અગર અન્ય કોઇ સ્વાર્થને લીધે તમને દૂર કરવા તેણે એ પગલું ભર્યું હશે ભાઇ મૃદુ તથા કનકની પણ એવી જ માન્યતા છે" રાધેશ્વરીએ જણાવ્યું

વાતો કરતા કરતા તેમણે રસ્તો કાપી નાખ્યો અને પર્ણકુટીમાં આવી પહોંચ્યા રાધેશ્વરીએ બહાદુરીથી કાર્ય પૂર્ણ કર્યું, તેથી તેને મહાત્માએ ધન્યવાદ આપ્યો. ચંદ્રિકાએ મહાત્માને દંડવત પ્રણામ કરી તેમનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માન્યો મૃદુની પેઠે તેને પણ એ પર્ણકુટીમાં આનંદ પડવા લાગ્યો ચંપાવતી જવા કરતાં મૃદુને ત્યાંથી તેડાવવાની તેની વૃત્તિ થઇ, અને તે તેણે મહાત્માને તથા રાધેશ્વરીને જણાવી મહાત્માએ તેની ઇચ્છા માન્ય રાખી એક બે દિવસમાં રાધેશ્વરીને ચંપાવતી જવા સુચના કરી

ચંદ્રિકા પર્ણકુટીમાં આનંદથી રહેવા લાગી વાંચક! ચાલો હવે ચંપાવતીમાં શું થાય છે તે જોઇએ.

---

# પ્રકરણ ૨૭ મુ.

## મૃદુની પતિજ્ઞા

મૃદુના દર્શન અને સમાગમથી લતિકાના આનદનો પાર ન હોતો તેનુ ચિતાગ્રસ્ત અને નિસ્તેજ થઇ ગયેલુ વદન પ્રફુલ્લિત જણાતુ હતુ તેના શરીરના અવયવો એવા તો પ્રમાણ બદ્ધ થયા હતાં, કે નિપુણ ચિત્રકારની તેમજ અદ્વિતીય શિલ્પીની પણ તેની પ્રતિમા આકતા મતિગદ પડી જાય, કવીઓ તેનુ વર્ણન કરવા જાય, તો શબ્દસૃષ્ટિ વડે તેનુ વર્ણન કરવા પણ અશક્ત બની જાય તેના કેશ કાળા ભ્રમર જેવા અને સુવાળા રેશમ જેવા હતા તેનો ભાલ પ્રદેશ વિસ્તીર્ણ હતો, અને તેની મધ્યમા કુકુમનો ચાલ્લો તેના સૌભાગ્યમા અને સૌદર્યતામાં વૃદ્ધિ કરી રહ્યો હતો તેની ભ્રકુટી વક્ર હતી, નેત્રો કમળ સમાન દીસતા હતા, નાક અણીઆળુ અને શોભીતુ હતુ, અને નેત્રરૂપી હિરકની પ્રકાશ મર્યાદા વિભક્ત કરવા માટે મૃદુ સુવર્ણરેખ કેમ ન બેસાડી હોય એમ જણાતુ હતુ તેના ગાલ ભરાવદાર અને ગુલાબી હતા, અધર પકવબિબ જેવાં લાલ જણાતા હતા તેની વિમળ દતપક્તિ દાડમના બીજ જેવી સુશોભિત અને મોતી જેવી શ્વેત હતી આવા અપ્રતિમ શરીર સૌદર્યમા સુશોભિત વસ્ત્રાલકાર તેની સૌદર્યતામાં વૃદ્ધિ કરતાં હતા.

લતિકા જેવી લાવણ્યમયી અને સૌદર્યતાની સીમાએ પહોચેલી હતી, તેમ મૃદુસિહ પણ રૂપ કે ગુણમા તેનાથી ઉતરે તેમ નહોતો. તેની કાતિ ગૌર અને મુખાર્વિદ લબગોળ તેમ જોઇએ તે પ્રમાણમા ભરાવદાર હતુ વળી કદમાં તે ઉચો હતો, અને તેના શરીરનો ઉતર ભાગ પ્રમાણ બદ્ધ અને દેખાવડો હતો વિશાળ લલાટ સાથે

આંખો ત્રીણી તેમ અણીયાળી હતી નાક સહજ લાંબુ અને ઓઠ પ્રવાળ સમાન હતા વસ્ત્રાલકારનો તે શોખીન હતો એટલે શોભતાં વસ્ત્રો પરિધાન કરતાં, તે બીજુ મદન સ્વરૂપ કેમ ન હોય એવો દીસતો હતો તેની વાક્ચાતુર્યતા એવી મધુર અને આનદી હતી, કે સર્વ કોઇ તેની સાથે વાર્તાલાપ કરવા લલચાતુ વીર પુરૂષોને અંગ જણાતા ગુણો કરતા તેનામા સ્રીયોચિત કમનીયતા વિશેષ હતી

આ સૌદર્યપૂર્ણ યુગલ લતિકા–પુષ્પોધાનમા વિરાજી, ત્યાં ઉગેલા ભિન્ન ભિન્ન પ્રકારના છોડવા તથા તે પર બાઝેલા પુષ્પોને અનુસધી આત્મીય પ્રેમના વાર્તાનાપમા મગ્ન થઇ રહ્યાં હતાં, તે સમયે કનક ત્યાં આવી પહોચી તેને નિહાળતાજ લતિકાનુ ગાર મુખ કાઇક સ્મિત કરતુ લજ્જાસ્પદ બની નીચુ ઢળી પડયું મૃદુ પણ કાંઇક લજ્જાસ્પદ તો થયો, પરતુ તે પુરૂષ હોવાથી શરમ છોડી તેણે કનકને આવકાર દેતા પૂછ્યુ " પધારો દેવી ! કેમ કાંઇ શોકાતુર જણાઓ છો !"

વિશુદ્ધ પ્રમીઓના નિર્દોષ આનદમા ભગ પાડતાં, કનકનું હ્રદય સ કોચાવા તો લાગ્યુ, પરતુ તે જે કાર્ય માટે મૃદુને મળવા ઉત્સુક થઇ રતી હતી, તે મહત્વનુ હોવાથી સકોચ છોડી તેણે કહ્યું, " ભાઇ મૃદુસિહ ! મારી ગ્લાનિનું કારણ પ્રદર્શિત કરતા મન સંકોચાય છે, લજ્જા દબાવે છે પણ સ્વાર્થ અને સ્નેહ તે સર્વને દૂર કરી, તમને વિનતિ કરવા પ્રેરી રહ્યાં છે" તે આગળ બોલવા જતી હતી પણ તેનુ હૈયુ જરા ભરાઇ આવતાં તે અટકી પડી.

મૃદુ તથા લતિકા કનકની આ સ્થિતિ નિહાળી ચિતાતુર થયા, અને તે શુ કહેવા માગે છે તે જાણવા તથા તેનો શોચ દૂર કરવા

ઉત્સુક થઇ રહ્યાં મૃદુએ તેને પુછ્યુ " દેવી ! એવી શુ બાબત છે, કે તેનો તમે આમ શોચ કરી રહ્યાં છો ! જે હોય તે સત્વર કહો. મૃદુ પ્રાણાતે પણ તમે તેમજ મારા સુહૃદ સુલભે કરેલા ઉપકારો યાદ કરી, તમારા દુ ખનુ નિવારણ કરવા તૈયાર છે "

મૃદુના આ વચનોથી કનકને આશ્વાસન મળ્યુ અને તેણે કહ્યું, " ભાઇ ! હવે આપણે ક્યાસુધી ચંપાવતીમાં આમ બેસી રહીશુ ! તમારા પ્રિય મિત્ર તથા બેન ચદ્રિકા કયા હશે,. અને તેમની શું સ્થિતિ હશે તેનો કાંઇ વિચાર કરવો જોઇએ. હાલમાં મને એવાં એવા ભયકર સ્વપ્ન આવ્યાં કરે છે, કે હુ મારી સર્વ હિમત હારી જાઉં છુ, અને માઠા પરિણામોનુ દિગ્દર્શન મને થયા કરે છે. હું ધારતી હતી કે તમારા મિત્રની શોધ કરવાનુ તમે વિસારશો નહિ. પરતુ તત્સસંબધી તમારા તરફથી શબ્દ માત્રનું પણ ઉચ્ચારણ ન થતું જોઇ, હુ ધૈર્ય ધરી શકી નહિ અને તેમની શોધમા નિકળવાનો નિશ્ચય કરી, તમારી સંમતિ લેવા અત્રે આવી, મે તમારા આનંદમાં વિક્ષેપ નાંખવાનું અણુછૂટકે અયોગ્ય પગલુ ભર્યું છે "

" દેવી ! તમારૂ કહેવુ યથાર્થ છે પ્રિયજન માટે તમને દુ ખ તેમ ચિતા થાય એ પણ સ્વાભાવિક છે બ્હેન ! એક મિત્ર તરીકેની શુભ લાગણીથી તમે તેમજ સુલભભાઇએ મારી મદદે નીકળી આવવાનું જે સાહસ ઉઠાવ્યુ છે, અને હજુ પણ સુલભ મારી શોધમાં રખડે છે, તે હુ વિસરી ગયો નથી હા તમને મેં શુ પગલાં લીધા તેથી જ્ઞાત ન કર્યા, તે મારી કસુર હુ કબુલ કરૂં છુ, અને મને આશા છે કે તેને માટે તમે મને ક્ષમા આપશો. મહારાજાએ આપણા અહીં આવતાં અગાઉ એક અનુચરને પત્ર

આપી રાજા કેશરીસહ પાસે મોકલ્યો છે, તે તમે જાણો છો તે પ્રત્યુત્તર લઇ પાછો ફરે એટલે શુ કરવુ તેનો નિશ્ચય કરવાનુ અમે મુલતવી રાખ્યું હતું, પરતુ અદ્યાપિ તે પાછો નહીં આવવાથી અમે બીજો અનુચર પાછો રાજનગર મોકલી ચુકયા છીએ વળી ભાઇ સુલભને તથા ચદ્રિકાને શોધી લાવવા માટે ચોગરદમ સ્વારો પણ મોકલી દીધો છે

હજુ સુધી કોઈ પાછુ આવ્યુ નથી, અને હવે હું પોતેજ તેમની શોધમા જવાનો વિચાર કરી રહ્યો હતો બ્હેન ! મામલો ઘણો વધી ગયો છે, અને તેમાં તમને મોકલવાં એ મારૂં કાયરપણુ છે. માટે સ્વસ્થ થઇ તમે અત્રે રહો હું કાલેજ ભાઇ સુલભની શોધમા નીકળીશ, અને પ્રતિજ્ઞા કરૂં છુ કે જ્યા સુધી એને શોધી લાવીશ નહિ, ત્યાં સુધી તમને મારૂં મુખ બતાવીશ નહિ. " મૃદુએ સર્વ હકીકત નિવેદન કરતાં તેના ખરા અત કરણના નિશ્ચયાત્મક ઉદ્‌ગારો કાઢયા.

કનક તથા લલિકા મૃદુની પ્રતિજ્ઞા સાભળી તેને એવી પ્રતિજ્ઞા નહીં લેવા વિનતિ કરવા લાગ્યાં, પણ તે તેણે લેશ પણ ધ્યાનપર લીધી નહીં તે પુષ્પોદ્યાનમાથી ઉઠી તરતજ મહેલ તરફ ચાલતો થયો, અને પોતાને મનમાં ધિ કારતો પશ્ચાતાપ કરવા લાગ્યો. " ખરેખર ! હું મૂર્ખ અને સ્વાર્થાંધ છુ ચપાવતીમાં આવી લલિકા સાથે આનદમાં દિવસો વ્યતીત કરૂ છુ, અને મારે માટે ભટકી રહેલા મિત્રની શોધમા અનુચરો અને સ્વારો મોકલી તેમના આવવાની રાહ જોયા 'ક છુ ભાઇ સુલભ ! માફ કરજે. અને તારી લઘુ બધુ જાણી મારી આ સ્વાર્થાંધતા દરગુજર કરજે.

તારા પ્રત્યે દુર્લક્ષ બતાવવામા મે મહાન્ પાપ કર્યું છે. તુ ક્યા હશે ! x x x ગમે ત્યા હો ! આકાશમા હો કે પાતાળમા હો ! ગમે તેવા સકટોમાં ઘેરાયલો હો પણ એજ પ્રતિજ્ઞા તને શોધ્યા સિવાય દેવી કનકને મુખ નહી બતાવુ અરે ! આ ચપાવતીમાં પણ પગ નહીં મુકુ અન્ન જળની પરવાહ નહી કરૂ તારે માટે પ્રાણ જાય તો તેની દરકાર નહીં હે પ્રભો ! મારા મિત્ર પ્રત્યેના અપરાધની તુ પણ ક્ષમા આપ ! મારી પ્રતિજ્ઞા પુર્ણ કરવા જોઇતુ બળ તથા ધૈર્ય આપી સહાયભૂત થા."

આ પ્રમાણે નિશ્ચય કરતો મૃદુ મહેલમા જઇ પહોચ્યો, અને સત્વર રાજા પાસે જઇ તેનો નિશ્ચય જાહેર કર્યો શુરસેને તેને રોકવા સમજાવ્યો, પણ તેણે સવિનય તેના નિશ્ચયમા અતરાય ન નાખવા વિનતિ કરી

રાજાનો તેમ બુદ્ધિમતીનો વિચાર શુભ દિવસ જોઇ મૃદુ તથા કતિકાના લગ્ન કરી દેવાનો હતો, પરતુ તેનો સુલભની શોધમા તાત્કાલિક નીકળી પડવાનો દૃઢ નિશ્ચય જોઇ, તથા સુલભે અને કનકે મૃદુને માટે ઉઠાવેલા પરિશ્રમનો તથા સહન કરી રહેલા સંકટોનો વિચાર કરી તેમણે મૃદુને જવાની આજ્ઞા આપી બે ચાર સ્વાર સાથે લઇ જવા રાજાએ તેને કહ્યુ, પરતુ કોઇને પણ સાથે રાખવાનુ તેને ઉચિત ન લાગવાથી તેણે એકલાએજ જવાની તૈયારી કરવા માડી અશ્વશાળામાથી તેને અનકૂળ પડતો અશ્વ કઢાવ્યો, અને જોઇતા સવ આયુધો પણ તેણે એકત્ર કર્યા જોત જોતામાં અર્ધ રાત્રિ વીતી ગઇ પણ મૃદુને નિદ્રા આવી નહિ તેના હૃદયમા સુલભનુજ સ્મરણ થયા કરતુ હતું, અને તેને સોધી કાઢવાના વિચારોમાજ તે નિમગ્ન થઇ રહ્યો હતો

રાત્રિનો પાછલો પ્રહર થતા તેણે શય્યાનો ત્યાગ કર્યો, અને દતધાવન ઇત્યાદિ પ્રાતઃકાળનાં કાર્યોથી પરવારી અશ્વ તૈયાર કર્યો, અને પોતે વસ્ત્ર તથા આયુધો સજી લીધા. કનક, લતિકા, બુદ્ધિમતી, શુરસેન વિગેરે સૌ જાગૃત થયાં હતા વડીલોની આશીષ મેળવી મૃદુ પરમાત્માનુ સ્મરણ કરી નીકળી પડયો

લતિકાનું પ્રફુલ્ય મુખાર્વિંદ પાછુ નિસ્તેજ બન્યુ "બસ. ગયો ગયો" એજ શબ્દો તેના હૃદયમા કેટલા વખત સુધી રમણ કરી રહ્યા કનક તેને વારવાર આશ્વાસન આપતી અને કહેતી " બ્હેન ! સસારમા રાય તેમજ રક ઉભય ઉપર અવનવી આપત્તિઓ આવ્યાજ કરે છે, માટે તેથી હતાશ થઇ મનમા કલેશ કરવો એ વાસ્તવિક નથી મૃદુસિહ જે કાર્ય માટે ગયા છે તે કાંઇ મહાન્ કાર્ય નથી. એટલામાજ તમે આમ ગમગીન થઇ શોચ કરો, તો પછી વીર રણસગ્રામમાં જવા તૈયાર થાય ત્યારે તમારી શુ સ્થિતિ ! બ્હેન ! આપણે પણ ધૈર્યવાન થવુ જોઇએ, અને આપણા સ્વામિને સદા પરોપકારના કાર્યમાં સહાયભૂત થવુ જોઇએ રણસગ્રામમાં અને પરોપકારનાં કાર્યોમા ધૈર્યતા રાખી પતિનું મગળ ઇચ્છનારી સ્ત્રીઓજ ખરી વીરપત્નિ અને સાધ્વી કહેવાય છે"

કનકના વારવારના બોધથી લતિકા શાંત થઇ ગઇ કનકના સહવાસમા તેને આનદ લાગવા માડયો મૃદુ સુલભને લઇ સહી સલામત કયારે આવી પહોચે, તેની રાહ જોતા સૌ ચપાવતીમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યા

---

# પ્રકરણ ૨૮ મું.

## પ્રમાદની શંકા.

મર્હુમ કુલીનસિંહના મહાલયમાં સુન્યકાર ભાસતુ હતું પ્રમાદ અને એક બે નોકરો સિવાય અન્ય કોઇ મનુષ્યનુ ત્યાં દીગ્દર્શન થતું નહોતું નોકરો ગૃહ કાર્યમા ગુથાયલા હતા, ત્યારે પ્રમાદ બહારથી આવી વસ્રો ઉતારી દિવાનખાનામા આમતેમ આંટા મારર્યા કરતો હતો તેના ચ્હેરાપર ઉદાસીનતા અને તે સાથે ક્રોધની છાયા છવાં-મલ આલમ પડતી હતી તે કોઇ મહાન વિચારમાં ગરક થયેલો જણાતો હતો તેની ભ્રકુટી ચઢેલી હતી આમ તેમ આંટા મારતાં તે ક્રોધાવેશમાં ગમે તેમ લવારા પણ કરી જતો હતો

આ સ્થિતિમાં થોડો સમય પસાર કર્યા બાદ તે કોઇ નિશ્ચય પર આવી જઇ વિરામાસનપર બેઠો, એટલામાંજ ડોકટર અજબને તેડવા ગયેલા જમાલે અજબ સાથે ત્યાં પ્રવેશ કર્યો.

પ્રમાદ તેના મનનો ઉભરો કાઢવા એટલો ઉત્સુક બની રહ્યો હતો, કે અજબ જરા સ્વસ્થ બેસે તે પહેલાંજ તે બોલી ઉઠયો, " ગજબ ! મિ અજબરાય ! ગજબ થયો દુશ્મનો ટેકરીપરના કારા-ગ્રહના માર્ગથી માહિતગાર થયા છે "

" શું કહો છો સરદાર ! એ બનવુ કેવળ અસભવિત છે; કારણકે એ રસ્તાથી આપણા બે સિવાય અન્ય કોઇ માહિતગાર નથી " અજબે વિસ્મય પામતા કહ્યું

" ડોકટર ! એ અસભવિત વાત સભવિત બની છે હું પણ એજ વિચાર કરૂ છુ કે દુશ્મનોએ એ માર્ગ કયાંથી અને કેવી રીતે શોધી કાઢયો ! " પ્રમાદે અજબ પ્રત્યે શંકાશીલ થતાં જણાવ્યું.

"પણ તમે શા ઉપરથી કહો છો, કે દુશ્મનો એ માર્ગના ભોમીઆ થયા છે!" અજબે પૂછયુ

"ડોકટર સાહેબ! દુશ્મનો નહિ કે માત્ર કારાગ્રહનો માર્ગ જોઇ ગયા છે, પરંતુ તેમા પૂરવામાં આવેલા તમામ કેદીઓને પણ તેમણે મુકત કરી દીધા છે, અને આપણા સાથી દુષ્ટસિંહનું ખૂન પણ થયુ છે જે ઓરડીમાં ચંદ્રિકાને પૂરવામાં આવી હતી. તેમાં તેની લાશ પણ અદ્યાપિ મોજુદ છે" પ્રમાદે ખુલાસો કર્યો.

આ સમાચાર સાંભળી અજબ વિસ્મીત થયો પ્રમાદ કદાચિત્ પોતાનાપર વહેમાતો હશે એવી પણ તેને મનમાં ભીતિ ઉત્પન્ન થઇ, કારણકે તેના અને પ્રમાદના સિવાય એ રસ્તાથી કોઇ બીજુ વાકેફ નહોતું થોડો સમય વિચાર કરી તેણે કહ્યુ "સરદાર! ખરેખર, તમે કહેલા બનાવ ઉપરથી તો સ્પષ્ટ સમજાય છે, કે દુશ્મનોએ આપણુ એક ગુપ્ત સ્થાન શોધી કાઢયુ છે, અને હવે આપણે વિશેષ સાવધ રહેવાની જરૂર છે

અજબના આ શબ્દો સાંભળી પ્રમાદ તેનો ગુસ્સો દબાવી શકયો નહીં અને બોલી ઉઠયો, "શુ સાવધ રહેવાનું છે! અજબરાય! હવે સાવધ રહી માત્ર આપણો બચાવ કરી બેસી રહેવાનું નથી દુશ્મનોનું જડમુળ કાઢવા તત્પર થવાનું છે ભોંયરામાંના કારાગ્રહનો ભેદ પ્રગટ થશે તો તેની મને પરવાહ નથી, પણ નાસી ગએલા કેદીઓ રાજા આગળ હાજર થશે તો શુ થશે તેનો ખાસ વિચાર કરવાનો છે વળી જો ચંદ્રિકાના છુટી જવાથી મારા સર્વ પ્રયત્નો ધુળ થવાની અને પરિણામ ભારે હાનિકારક આવવાની મને બીક લાગ્યા કરે છે. મી. અજબરાય! તમારા વિચારો જોતાં

મને ધાસ્તી રહે છે કે કદાચ તમે તમારી ફરજ નિમકહલાલથી અદા નહિ કરતાં મને ફસાવી દેશો ”

“ અફસોસ ! પ્રમાદસિહ ! તમારે માટે સુલભને હાથે મારો પ્રાણ જવાનો સમય આવ્યો, છતા હુ એક નિષ્ટાથી તમારી સાથે જોડાઇ રહ્યો છુ તેનો આ બદલો ! શુ તમે એમ ધારો છો કે બેદી કારાગ્રહનો ભેદ દુશ્મનોએ જાણ્યો તેમા મારો હાથ છે ! જો તમારે એમ માનવુ હોય તો તે ભૂલ ભરેલું છે. અજબરાય આ ક્ષણ સુધી બેવફા થયો નથી, અને થવાની ઇચ્છા પણ રાખતો નથી, છતા તમને મારા પ્રતિ અવિશ્વાસજ ઉત્પન્ન થયો હોય તો આજસુધી મે ઉઠાવેલી મહેનતનો વિચાર કરી મને મુક્ત કરો ” પ્રમાદે મુકેના આરોપથી કાઇક ક્રોધિત થતા અજબે કહ્યુ

પ્રમાદના મનમા અજબને માટે શકા ઉપસ્થિત થઇ હતી, એ નિર્વિવાદ હતુ તેના ખુલાશાથી સતોષ ન પામતા તે જરા ઉશ્કેરાયો અને અજબને દૂર કરી દેવાનો વિચાર પણ થયો, પરતુ તેમ કરવાથી તેના પાપકર્મોથી પુર્ણ વાકેફગાર સાથી દુશ્મન થશે, અને પરિણામ અનિષ્ટ આવશે તેની તેને ભ્રાતી થઇ, એટલે જરા શાત થઇ તેણે કહ્યુ, “ અજબરાય ! તમે પણ તમારા નામ પ્રમાણે અજબજ જણાઓ છો તમે જાણો છો કે મારો સ્વભાવ ઉગ્ર છે, અને તેથી ક્રોધાવેશમા કોઇ કોઇ વખતે મારાથી નહિ બોલવાનુ બોલી જવાય છે તમારી સાથેનો સબધ પ્રાણાંત પણ છોડવાની મારી ખુશી નથી ચદ્રિકાની શુ હાલત છે તે જોવા હું કારાગ્રહ તરફ ગયો હતો, પરતુ ત્યા દુષ્ટસિહની લાશ સિવાય અન્ય કોઇ જણાયુજ નહિ તમામ કેદીઓ નાશી ગયેલા જણાયા.

નોકરો માત્ર આગલા ભાગમાં હતા તેમને પુછતા તેમણે એ બાબતમા તેમનું કેવળ અજાણપણુ દર્શાવ્યુ હવે કહો કે આ સજોગોમાં મારા મનની સ્થિતિ કેવી રહે ? માટે ગુસ્સે ન થતા હવે દુશ્મનોનો નાશ કરવાની યુકિત શોધી કાઢવી જોઇએ ”

અજબ શાંત થયો તેને લાગ્યુ કે પ્રમાદને તેની જરૂર તો છેજ શરૂઆતમા એક હજારનો ચેક મળ્યો હતો, ત્યારબાદ અજબને કાંઇ મળ્યુ નહોતું આ પ્રસગ અનુકૂળ જોઈ જો બનેતો થોડી ઘણી બીજી રકમ કઢાવવાના ઉદ્દેશથી તે નમ્ર બની ગયો અને કહ્યુ “આવી રીતે શાંતિથી તમે વાત કરો તો તેનો કાંઇ રસ્તો લેવાય તમે જાણો છો કે સુલભ અહી આવ્યો છે રાજા શૂરસેનના સિપાઇની લાશ તેણે જોઇ છે કદાચ એ હકીકત રાજા કેશરીસિહને એ સભળાવશે, અને શુરસેનના પત્રની પણ માહિતી આપશે માટે કેશરીસિહ તેના કહેવાથી અવળો દોરાઇ ન જાય, તે માટે પગલાં લેવાની ખાસ આવશ્યકતા છે ”

“અજબરાય ! એની મને કાંઇ ચિંતા નથી કેશરીસિહ એટલો આપણા હાથમાં આવી ગયો છે, અને અમાત્ય વિગેરે પણ મારાથી એટલા અજાયલા અને દબાયલા રહે છે, કે સુલભની કેશરીસિહ સાથે મુલાકાત થવી પણ દુર્લભ થઇ પડશે, અને કદાચિત થઇ તો સુલભ રાજાને આપણી વિરૂદ્ધ કાંઇ કહે તે પહેલાં હુ તેના કાન ભભેરી સુલભનોજ ખાટ ઘડવાની યુકિત રચીશ તે રાજદ્રોહી થયો છે અને શુરસેનને રાજનગરપર ચઢાઇ કરવાનું સમજાવી રહ્યો છે, એવુ તો મે કયારનું તેના મનપર ઠસાવી દીધુ છે છતાં હું આજે રાજાને મળીશ અને સુલભને કેદ કરવાની કાંઇ યુકિત લડાવીશ ” પ્રમાદે જણાવ્યુ

"બસ સરદાર! સુનભ સપડાય એટલે આપણે આપણું નક્કી કરેલુ કાર્ય સત્વર હાથપર લેવુ, કે દુશ્મનો આગળ વધતા અટકે." અજબે કહ્યુ

"હા તે કાર્યમા પણ હવે ઢીલ કરવા જેવુ નથી જમાલને મે યોગ્ય સુચના આપી છે પત્ર પણ લખી આપીશ તેને આગળથી વિદાય કરી આપણે વખત મુકરર કરી તે સમયે જવાનું રાખીશુ હવે હુ કયારે તમને મળીશ એ અનિશ્ચિત છે રાજાને મળી આવ્યા બાદ હું જમાલ સાથે તમને સદેશો કહાવીશ" પ્રમાદે ઉઠતાં ઉઠતાં કહ્યુ

"બરાબર છે પેલા કાર્ય માટે આપણે કયારે નીકળવુ તે પણ જમાલ સાથે કહાવજો કે હુ વખતસર તૈયાર થઇ શકુ." અજબે કહ્યુ

"વારૂ" પ્રમાદે ડોકુ હલાવી ઉત્તર આપ્યો અને કપડા પહેરવા બીજા ઓરડામાં ચાલ્યો ગયો

અજબ હજુ દિવાનખાનામાજ બેસી રહ્યો હતો તેનો ઉદ્દેશ સફળ થયો નહોતો વાતમા તે જાહેર કરવાનો કાઇ પ્રસગ ન આવ્યો, એટલે શુ કરવુ તેનો વિચાર કરતો હતો, એટલામા પ્રમાદ વસ્ત્ર સજી પાછો દિવાનખાનામા આવ્યો અજબને બેઠેલો જોઇ તેણે પૂછ્યુ "કેમ ડોકટર? તમે ગયા નથી!"

"ના જતા જતા કાઇ વિચાર આવ્યો અને અટકી ગયો" અજબે ધીરેથી જવાબ આપ્યો

"શુ વિચાર આવ્યો!" પ્રમાદે પુછ્યુ

"ખાસ કાંઇ નથી હુ એમ કહેતો હતો કે પેલાં નાણાં હવે

પુરા થયા છે, માટે જો બને તો બીજા થોડા પણ કાઢી આપો, ખર્ચ વિશષ થાય છે " અજબે જણાયું

" અજબરાય ! ખરૂ જોતાં તો તમારે બીજી રકમ કાર્ય થતાં સુધી માગવાનો અધિકાર નથી છતા તમે જે મહેનત કરો છો તેથી સંતુષ્ટ થઇ આ બીજો ચેક લખી આપુ છુ " અજબને નિરાશ નહિ કરવાના ઉદ્દેશથી પ્રમાદે ચેક લખતાં કહ્યું અજબ અંતરથી ખુશ થતો ચેક ગજવામાં મુકી પ્રમાદની રજા લઇ ચાલતો થયો પ્રમાદ પણ તેની પાછળજ બહાર નીકળ્યો

---

## પ્રકરણ ૨૯ મુ.

### સાચુ કોણ ?

રાજનગરના મર્હુમ રાણા સુજનસિંહના સમયમાં રાજ્યની જે જાહોજલાલી હતી, તે તમામ હરરાયના ગયા બાદ અને સુજનસિંહ તથા કુલીનસિંહના મૃત્યુ બાદ જતી રહી હતી. રાજ્યના નોકરવર્ગમાં પણ ઘણો ફેરફાર થઇ ગયો હતો. સુજનસિંહના સમયમાં જે વફાદારી નોકરવર્ગમા તેમ પ્રજામા હતી તે નષ્ટ થઇ ગઇ હતી ન્હાનાથી તે મોટા અમલદાર સુધી સૌ રૂશ્વતો લઇ, જેમ બને તેમ પોતાના ઘર ભરતા હતા પ્રજાને ન્યાય મળતો નહોતો લુટફાટ, ચોરી, ખૂન ઇત્યાદિ ગુન્હાઓ નિડરપણે થયા જતા હતા કેટલાક પ્રસંગોમા અધિકારીઓ પણ આવા દુષ્કૃત્યોમાં સામેલ થતા હતા. પ્રજાનુ હીત કોઇ જેતુ નહોતુ

રાજા કેશરીસિંહે પ્રમાદની સંગતથી દુર્વ્યસન, વ્યભિચાર

ઇત્યાદિ દુર્ગુણોનો આગ્રહી બન્યો હતો અહર્નિશ તે નિશામા ચકચુર રહી વિલાસ ભુવનમા પડી રહેતો, અને રાજ્યમાં અધેર ચાલ્યા કરતુ હતુ પ્રથમથીજ તે કાચા કાનનો અને એશઆરામી હતો તેમાં મદ્યનું અતિશય સેવન થતા તે ઘણોજ ધૂની અને વિષયી થઇ ગયો હતો આ સ્થિતિમા પ્રમાદ જેવો યુક્તિબાજ તેનાપર સપૂર્ણ સત્તા મેળવી,પોતાનુ ધાર્યું કરે તેમા કાઇ આશ્ચર્ય નથી રાજનગરમા પ્રમાદનું પ્રાબલ્ય એટલુ વધી ગયુ હતુ, કે સર્વ કોઇ તેના નામથી ધ્રુજતા હતા અને એની આજ્ઞાનુ ઉલ્લઘન કરવા કોઇ હિમત કરી શકતુ નહિ રાજ્યમાં જુના નોકરો હતા પરંતુ તેમની સખ્યા જુજ હતી, એટલે તેઓ કાઇપણ કરવાને અસમર્થ હતા. કોઇ પ્રસગે કોઇ નિર્દોપને મદદ કરી શકાય તો તે કરતા નહિ તો બિચારા મુગે મોઢે જે થતુ તે જોયા કરતા

પ્રમાદ ઘેરથી નીકળ્યો તે સીધો કેશરીસિહના મહાલયે પહોચ્યો રાજા તે સમયે પડયો પડયો હુક્કો ગગડાવ્યા કરતો હતો ખુશામતીઆઓ આસપાસ ભગઇને બેઠા હતા, અને ગમે તેવી ખુશામતો કરી, કસુબા પાણી ઉડાવતા અને રાજાને રીઝવી ઇનામો કઢાવતા હતા પ્રમાદ આવ્યો એટલે સૌ ખુશામતીઆઓ ત્યાથી વિખરાઇ ગયા, કારણ કે તેણે આજ્ઞા કરેલી હતી કે જે સમયે તે રાજા પાસે આવે, ત્યારે કોઇએ પણ હુકમ વગર ત્યા હાજર રહેવુ નહિ.

રાજાએ પ્રમાદને આવકાર આપી તેની પાસે બેસાડયો અને કહ્યુ " પ્રમાદસિહ ! તમે ઠીક આવી પહોચ્યા હુ તમને તેડવાજ મોકલવાનો હતો "

" કેમ ! કાંઇ ચપાવતીના સમાચાર આવ્યા છે ! સુલક્ષ અહીં આવેલો છે " પ્રમાદે કહ્યુ

"હા એ સંબધમાંજ મારે તમને વાત કરવાની હતી. પણ વાત શરૂ કરતાં પહેલાં લાવો એકેક ગ્લાસ નાંખીએ તમે પણ બે ત્રણ દિવસે આવ્યા છો" નિશાબાજ કેશરીસિંહે ત્યાં બાજુપર પડેલી બાટલી તરફ આગળી બતાવતા કહ્યુ

પ્રમાદે બાટલી લાવી ગ્લાસો ભર્યા અને બન્ને જણા બબ્બે ત્રણ ત્રણ પ્યાલી ગટગટાવી ગયા મદ્ય પેટમાં પડતાંજ તે પુર્ણ આનદમા આવી ગયા અને વાતાલાપ શરૂ થયો

" કહો મહારાજ ! આપ શુ કહેતા હતા ! " પ્રમાદે પુછ્યું.

" હા, તમે જાણો છો કે સુલભ અત્રે આવ્યો છે તે મને મળવા આવ્યો હતો અને તેની સાથે વાતચીત કરતા તે રાજદ્રોહી થયો હોય એવુ મને લાગતું નથી તેનું કહેવુ એવુ હતુ કે ચદ્રિકાને ગુમ કર્યાનો તથા તેના રાજદ્રોહી થયાનો ખોટો આરોપ તમે તેના માથાપર મૂક્યો છે શુરસેનની પુત્રી લતિકાને મેળવવા માટે મૃદુને હેરાન કરી તમે તેને ગૃહત્યાગ કરવાની ફરજ પાડી છે, અને ચદ્રિકાનું પણ તમે ખૂન કર્યું છે વળી તે એમ પણ કહેતો હતો કે મૃદુના સબધી શુરસેને એક પત્ર મારા પર લખ્યો હતો, પણ તે પત્ર લઇ આવનાર સિપાઈનુ વચમા ખૂન કરી તમે તે પત્ર લઇ લીધો છે, અને તે સિપાઇને મારા ડોકટર અજબરાય મારફત કોઇ શિવાલયના ભોંયરામા તમે નખાવી દીધો છે કેશરીસિંહે સુલભે કહેલી તમામ હકીકત જણાવી.

" શાબાશ ! સુલભ ! તે પણ ઠીક યુકિત લડાવી " એમ બબડી પ્રમાદે કેશરીસિંહને કહ્યુ " મહારાજ ! આ તમામ હકીકત તદ્દન

છે, મારા પુજ્યપાદ પિતાશ્રીએ તેમની હયાતીમાજ મૃદુ અને લતિ કાનો લગ્ન સબંધ જોડવાનુ રાજા શુરસેનને વચન આપ્યુ હતું, તે પછી એ બાબત મૃદુ સાથે તકરાર કરી હુ તેને કાઢી મુકુ એ કદ પણ સભવિત છે ખરૂ ! અગાઉ મે આપને જણાવેલુ કે એજ સુલભની સગતે મૃદુ ખોટે માર્ગે ચઢયો છે, અને મિલ્કતને હિસ્સો મેળવી મારા કુળને એબ લગાડવા જેવા કૃત્યો કરવા પ્રત તેની વૃત્તિ ગઇ છે તેની ઇચ્છાનુસાર મે મિલ્કતનો ભાગ ન આપ્યે એટલે સુલભની સલાહથી તેણે ગૃહત્યાગ કર્યો અને રાજનગરમાંથ પણ ક્યાંય ચાલ્યો ગયો વળી મારી પ્રિય ભગિની ચદ્રીકા ! તેનુ ખૂન કરવાનો એ મારા પર આરોપ મુકે છે ! તેનુ ખૂન કરવાનુ મારે શુ પ્રયોજન !

મહારાજ ! સુલભે આપના કોપનો ભોગ થતા બચવાને તદ્દ અસત્ય વાતો આપની આગળ રજુ કરી છે એ રાજદ્રોહી છે તેન પુરાવા જોઇએ તેટલા મારી પાસે તૈયાર છે એ તથા તેની સ્ત્ર બન્ને રાજનગર છોડી ચપાવતી જઇ રહ્યા છે તે શુ બતાવે છે માટે એના બોલવાપર વિશ્વાસ ન રાખતા તે અહીં આવેલો છે સત્વર તેને પકડાવી કેદ કરો નહિ તો પછી પસ્તાવાનો સમય આવશે " પ્રમાદે તેનો બચાવ કરતા કહ્યુ

કેશરીસિહ સુલભની હકીકત ખરી હશે કે પ્રમાદની તેને નિર્ણય કરી શકયો નહિ જો કે સુલભ કરતા પ્રમાદ પ્રત્યે તેને સ્નેહ અને વિશ્વાસ વિશેષ હતો, તો પણ ખાત્રી કર્યા વિના સુલભને કેદ કરવાની તેની ઇચ્છા નહોતી તે નિરૂત્તર રહ્યા અને શુ કરવ તેનો વિચાર કરવા લાગ્યો

રાજા કાંઇ નિશ્ચય પર આવી શકતો નથી તે પ્રમાદે તેની મુખમુદ્રા પરથી પારખી લીધુ, અને કહ્યુ "મહારાજ ! હુ ધારૂં છું કે તમને મારા કહેવામા વિશ્વાસ પડતો નથી. જો તેમ હોય તો ભલે સુલભની વાત હાલ પડતી મુકો પાપનો ઘડો ભરાશે એટલે આપોઆપ ફુટશે મારા ભ્રાતૃ તથા ભગિનીનુ તેણે ગમે તે કર્યું, તેને માટે એના પ્રત્યે દ્વેષ રાખી આપને તેની વિરૂદ્ધ ઉશ્કેરવાનો લેશ પણ ઇરાદો રાખતો નથી પરતુ આપના તેમજ રાજ્યના એક હિતેચ્છુ તરીકે રાજ્યનુ અહિત થતુ હોય, તો આપના ધ્યાન-પર લાવવુ એ મારૂ કર્તવ્ય સમજી મે તે જે જે ખટપટો કરે છે તે જાહેર કરી છે હવે એને માટે શુ પગલાં લેવાં એ આપની મુનશફીની વાત છે ચાલો હવે હુ રજા લઇશ" આમ કહેતા પ્રમાદ ઉઠયો પણ રાજાએ તેને પાછો બેસાડયો અને કહ્યુ "પ્રમાદસિંહ ! આ સહજમા તમે ખોટુ શુ લગાડો છો ! તમારૂ કથન બધુ અસત્ય છે એમ હુ કયા કહું છુ ! સુલભ કેટલે દરજ્જે ગુન્હેગાર છે તેની ખાત્રી કર્યા વિના તેને કેદ કરવો, એ જરા મને વાસ્તવિક લાગતુ નથી છતા હુ એ બાબત યોગ્ય વિચાર કરીશ."

"મહારાજ ! હવે મારે કાંઇ વિશેષ કહેવાનું નથી. આપને જેમ યોગ્ય લાગે તેમ કરજો મારે કાંઇ અગત દ્વેષ કેળવવો નથી જો તેમ કરવુ હોત તો મૃદુ તથા ચંદ્રિકાના સબધમા મે ન્યાયા-ધિશને ક્યારની ફરીઆદ કરી તેને શિક્ષા કરાવી હોત પણ નહિ. તેના કુટુબ સાથેનો અમારો ઘાડો સબધ હુ ભૂલી ગયો નથી." કેશરીસિંહના મનપર પોતાને માટે સારી છાપ પાડવાના ઉદ્દેશથી પ્રમાદે કહ્યુ

પ્રમાદની આવી નિસ્વાર્થપણાની વાતોથી રાજા કેશરીસિ-

કના વિચારમાં કાંઇક ફરવા લાગ્યા, પણ પ્રમાદ અને સુલભ એ એમાંથી સાચુ કોણ છે તેનો તે નિર્ણય કરી શક્યો નહિ તેણે તરતને માટે સુલભને કેદ કરવાનો વિચાર મુલ્તવી રાખી પુરતી ખાત્રી કરવા પ્રમાદને જણાવ્યુ પ્રમાદે સમય જોઇ વાત વધુ ન લબાવતાં રાજાનુ કહેવુ માન્ય રાખી તેની આજ્ઞા લઇ વિદાય થયો.

## પ્રકરણ ૩૦ મુ.

### નવિન પ્રપચજાળ.

રાજા કેશરીસિહ સુલભને કેદ કરતા કેમ અચકાય છે, તે પ્રમાદ સમજી શકયો નહી તે મન સાથે પ્રસ્તાવો કરવા લાગ્યો "ખરેખર ! સુલભને માટે મહારાજા સુધી વાત લઇ જવામા ભૂલ કરી કોઇ પણ પ્રકારનો આરોપ મુકી ન્યાયાધીશદ્વારા કામ લીધુ હોત, તો કયારનો એને ફસાવી દીધો હોત હવે એવી યુકિત કરવી જોઇએ કે તે રાજ્યની વિરુદ્ધ ખટપટ કરી રહ્યો છે, એવુ રાજાના મનમા ઠસે અને તે વગર કહ્યે એને કેદ કરવાનો હુકમ ફરમાવે * * * પણ એવી શુ યુક્તિ અજમાવુ કે ધાર્યા પ્રમાણે થાય ! એ રાજનગરમા છે તે દરમ્યાન જે કાંઇ કરવાનુ છે તે થવુ જોઇએ."

આમ વિચાર કરતો ફરતો તે તેના ઘર તરફ જતો હતો, ત્યાં રસ્તામા અજબરાયના ઘર તરફ જવાનો માર્ગ આવ્યો, એટલે જમાલ સાથે સદેશો કહાવવા કરતા તે ઘરમા હોય તો જાતેજ તેને સર્વ હકીકત જણાવી, કોઇ નવીન યુકિત તાત્કાળિક શોધી કાઢવાના ઉદ્દેશથી તેના ઘર તરફ વળ્યો.

અજબરાયનાં દર્શન ઘરમાં જવલ્લેજ થતાં હતાં. તે સારો દિવસ અને પ્રસંગોપાત રાત્રિઓ પણ કાળાંધોળાં કરવામાં બ્હાર ગાળતો હતો પ્રમાદ તેને ઘેર ગયો ત્યારે તે નહોતો. વિમળા દિવાનખાનામાં બેઠી બેઠી મુખેથી શ્રીમદ્ ભગવદ્‌ગીતાના શ્લોકોનું ઉચ્ચારણ કરતી રૂમાલ ગુંથ્યા કરતી હતી પ્રમાદ સીધો દિવાનખાનામાં ગયો તેને જોતાંજ વિમળાએ હાથમાંનુ કામ બાજુપર મુકી 'પધારો પ્રમાદસિંહજી!" એટલુ કહી દૂર જઇ ઉભી રહી.

"કેમ વિમળા! ડોકટર કયા છે! ઘરમા નથી શુ' પ્રમાદે પૂછ્યુ 'નાજી બહાર ગએલા છે હમણાં આવતા હશે. બિરાજો" વિમળાએ પ્રમાદને બેસવા ખુરશી આપતાં કહ્યુ, અને ત્યાંથી બીજા ઓરડામાં ચાલી ગઇ પ્રમાદ દિવાનખાનામાં અજબની રાહ જોતો બેઠો

પ્રમાદનો સદેશો લઇ જમાલ આવવાનો હતો, તે અજબ જાણતો હતો એટલે સધ્યા સમય થતા ઘેર આવવાની વાત વિસરી ગયો નહોતો પ્રમાદને આવ્યાને પૂરો અડધો કલાક પણ થયો નહી હોય એટલામાં તે આવી પહોંચ્યો

"માફ કરજો સરદાર! આપને રોકાવુ પડયુ આપ જાતેજ પધારશો એમ કહ્યુ હોત, તો બ્હાર જાતજ નહી." ડોકટરે કપડાં ઉતારતા ઉતારતાં પ્રમાદને કહ્યુ

"કાંઇ નહિ ડોકટર! રોકાણુ જેવુ કાંઇ થયુંજ નથી તમે નહોતા તે ઠીક થયું કે એક મહત્વની બાબતપર મને સપૂર્ણ વિચાર કરવાનો અવકાશ મળ્યો" પ્રમાદે કહ્યું.

અજબરાય કપડા ઉતારી નોકરને ચાહ લાવવાને હુકમ કરી પ્રમાદની સામે ખુરશી લઇ બેઠો

"કેમ સરદાર ! કઇ મહત્વની વાતપર વિચારો ચાલી રહ્યા છે ! કેશરીસિંહની મુલાકાતનુ શુ પરિણામ આવ્યુ ?" અજબે પૂછ્યુ

"અજબરાય ! નાખેલો પાસો પોબાર પડયો નથી માટે કોઇ બીજી યુક્તિ અજમાવવી પડશે સુલભ રાજાને મળી આવ્યો છે અને .. પ્રમાદ આગળ બોલતો હતો એટલામા નોકર ચાહના બે કપ લઇને આવ્યો બન્ને જણાએ તેને ઇન્સાફ આપી નોકરને ત્યાંથી વિદાય કર્યો

"હાં. પછી શુ થયુ સરદાર !" ઉત્સુક બનેલા અજબે પૂછ્યું

"ભાઇ ! દિવાનખાનાનુ દ્વાર પ્રથમ બધ કરો, કે કોઇ આવી ચઢે નહી" પ્રમાદે અગમચેતી વાપરતા કહ્યુ

અજબ દ્વાર બધ કરી આવી પાછો તેની જગ્યાએ બેઠો અને પ્રમાદે કહેવા માડયુ ' સુલભ રાજાને મળી આવ્યો છે અને તમામ હકીકત તેણે ખરેખરી કહી દીધી છે રાજાને તેના કહેવા પર વિશ્વાસ પડયો હોય એમ જણાય છે મે કેટલાક ખુલાસા કરી રાજ્યના હિતની ખાતર તેને કેદ કરવા સુચના કરી, પરંતુ રાજાને તે રૂચી નહી, અને એ વાત વિચાર કરવા પર એણે મુલતવી રાખી છે આથી મને લાગે છે કે સુલભની કોઇ પણ ખટપટ પ્રત્યક્ષ નિહાળ્યા વિના તેની ખાત્રી થશે નહિ, અને જ્યાં સુધી તે નહિ થાય ત્યાં સુધી સુલભને કેદ પણ કરાવી શકાશે

નહિ વળી એને કાને વાત ગયા પછી આપણે સુલભને કેદ કરવાનું સાહસ કરવુ, એ પણ સલાહ ભરેલુ નથી માટે હવે શુ કરવુ તેનો હુ વિચાર કર્યા કરૂ છુ કહો તમે કાઇ યુકિત બતાવો છો !"

પ્રમાદે કહેલી હકીકત સાભળી પાસે પડેલા સિગારના ડબ્બામાંથી સિગાર ઉઠાવી, તેને સળગાવી ધુમાડા કાઢતો અજબ વિચાર કરવા લાગ્યો થોડીવાર વિચાર કરી તેણે પૂછ્યુ "સરદાર ! દુષ્ટસિહના શમની તમે શુ વ્યવસ્થા કરી છે !"

"તેને કારાંગ્રહમાજ દાટી દેવાનો આપણા માણસોને હુ હુકમ કરી આવ્યો છુ, અને તેમણે દાટી પણ દીધો હશે કેમ ! તેના ખૂનનો આરોપી સુલભને બનાવવા વિચાર કરો છો ?" પ્રમાદે ખુલાસો કરી પ્રશ્ન કર્યો

"હા વિચાર એવો ઉદ્ભવ્યો ખરો પણ લાશ દટાઇ ગઇ છે એટલે તે નકામો છે" આટલુ કહી અજમ પાછો વિચારમા ગરક થયો

અજબના કેળવાયલા મગજમા આવી યુક્તિઓનો ભડાર હતો, એટલે બીજી યુકિત શોધતાં તેને ઝાઝોવાર લાગી નહિ. થોડીવારમાંજ તે આનદમાં આવી ગયો અને પ્રમાદને પુછ્યું "વારૂ ! સરદાર ! પેલી દુષ્ટસિહે ચદ્રિકા પાસેથી મેળવેલી સુલભના નામવાળી કટાર તમને આપેલી તે તમારી પાસે છે કે નહી ?"

"હા તે મારી પાસેજ છે" પ્રમાદે કહ્યુ

"બસ તો હવે એનોજ હુ કહુ તેમ ઉપયોગ કરો, અને પછી જુઓ કે કાલ સુર્યોદય થતા પહેલા સુલભ કેદ થાય છે કે નહિ !" અજબે ખુશ થતાં કહ્યુ

"ડોકટર! કેવી રીતે તમે એનો ઉપયોગ કરાવવ માગો છો?" પ્રમાદે અધીરા થતા પુછ્યુ

"સરદાર! અધિરા ન થાઓ હું સર્વ ખુલાસો કરૂ છુ આમ કહી અજબે ઘણાજ ધીરે સ્વરે પોતે યોજી કાઢેલી યુક્તિ પ્રમાદને જણાવી

અજબની યુકિત જોઇએ તેરી પ્રમાદને લાગી તે ખુશ થયો અને અજબને તેના બુદ્ધિચાતુર્ય માટે ધન્યવાદ આપવા લાગ્યો. તે હવે ઝાઝો સમય ન રોકાતાં, નવીન પ્રપચજાળ પાથરવામાં વિલબ ન થાય તેટલા માટે તેની રજા લઇ ઉઠયો, અને આનદમાં ઝપાટા બધ ઘેર પહોચી ગયો

ઘેર જઇ તેણે તરત મીઆ જમાલને બોલાવ્યો, અને તેને ગોઠવેલા નવીન પ્રપચને લગતી કેટલીક સુચના કરવાની હતી તે કરી દીધી બે ત્રણ રાજ્યના નોકરોને હાથ પર લેવાના હતા તેમને પણ બોલાવી, મોટી મોટી આશાઓ આપી તેના કાર્યમાં સામેલ કરી દીધા

વાચક! આ નવીન પ્રપચજાળનુ શુ પરિણામ આવે છે, તે જાણુતા પહેલા રાજનગરમાં રહેલો સુલભ શુ કરી રહ્યો છે તેની જરા તપાસ લઇએ

# પ્રકરણ ૩૧ મુ.

---

## વિમળાની સમયસુચકતા

ડોકટર અજબને ત્યાંથી વિમળાને મળી સુલભ પરભાર્યો રાજા કેશરીસિંહની મુલાકાતે ગયો હતો. તેની સાથે તેને શુ વાતચીત થઇ હતી, અને તેની નિર્દોષતા તથા પ્રમાદની દુષ્ટતા તેણે કેવી રીતે જાહેર કરી હતી, તે ગત પ્રકરણમાં જણાવેલી પ્રમાદ અને કેશરી વચ્ચે થયેલી વાતચીત પરથી આપણે જાણી ગયા છીએ

સુલભે રાજનગરમા આવી પ્રથમ તેમના લાગતાવળગતા તથા સ્નેહીઓને મળી નગરની સ્થિતિ અને રાજ્યનો કારોબાર કેમ ચાલે છે, તે જાણવાની તજવીજ કરી હતી પ્રમાદે રાજા સાથેનો સબધ ઘણો વધારી દીધાના તથા તેને અગે નગરમાં પ્રમાદનીજ હકુમત ચાલી રહ્યાના સમાચાર તેને મળ્યા હતા આથી પ્રમાદે રાજાને તેની વિરૂદ્ધ ઉશ્કેરી મૂકયો હશે, અને કદાચ મુલાકાત લેવા જતાં કોઇ આરોપના ભોગ થઇ પડાશે એવો તેને ભય લાગ્યો હતો પણ પોતે નિર્દોષ હોવાથી સત્યના સાથી શ્રીહરી ઉપર સપૂર્ણ શ્રદ્ધા રાખી, રાજાની મુલાકાત લેવાનુ સાહસ તેણે ઉઠાવ્યુ હતું. સદ્‌ભાગ્યે પ્રમાદ તે દિવસે કારાગ્રહમાં ચદ્રિકાની ખબર કાઢવા ગયો હતો, એટલે કેશરીસિહની મુલાકાત લેવામા અને પ્રમાદના પ્રપચો તથા દુષ્કૃત્યો ધાર્યા પ્રમાણે તેના મન પર ઠસાવવામા તે ફળીભૂત થયો હતો તે ધારતા હતો કે રાજા તેને ગુન્હેગાર ઠેરવી યોગ્ય શાસન કરવાને વિલબ કરશે નહિ અને તેથ તેણે રાજનગરમાંજ થોડો વધુ સમય રોકાવવાનો વિચાર રાખ્યો હતો

જ્યારે પ્રમાદ અને અજબ તેને નવીન જાળમા ફસાવવાની ગોઠવણુ કરી રહ્યા હતા ત્યારે તે પોતાના મકાનમા હતો તેનુ વામ નેત્ર ફરકતુ હતુ અને તેથી કાઇ આપત્તિ આવી પડવાનો તેને ભય લાગ્યા કરતો હતો રાત્રિ પડી પણુ તને નિદ્રા લેવાનુ મન થયુ નહિ એક વિરામાસન પર બેઠો બેઠો તે વિચાર કર્યા કરતો હતો " શુ કનક કયાઇ સપડાઇ તો નહિ ગઇ હોય ! એ બહાદુર છે, હિમતવાન છે પણુ આખર અબળા છે પાપીઓના સામે વીર મર્દો પણુ નાહિમ્મત બની જાય તો એ બિચારીનું શુ ગજુ ! ખરેખર આ ખટપટમા એને જોડવામા મે ભૂલ કરી છે × × મૃદુનો પત્તો કયા મેળવવો ! ચદ્રિકા માટે શુ કરવુ ! અહી નગરમા ઘણે સ્થળે તજવીજ કરી પણુ બેમાથી કોઇનો પત્તો નથી * * * રાજા પ્રમાદને શાસન કરશે કે નહિ ! તેની વાતચીત પરથી તો લાગે છે કે કાઇ કરશે ખરો પણુ એની રાહ જોઇ કેટલા સમય મારે અહીં રોકાઇ રહેવુ મૃદુ કનક વિગેર કદાચ ચપાવતીમા ભેગાં થઇ ગયાં હોય અને મારી શોધખોળમા કેમ ન પડયાં હોય ! કોણુ જાણે છે કે હુ રાજનગરમા છુ હવે અત્રે ઝાઝો સમય ન રોકાતા ચપાવતી જઇ પ્રથમ તજવીજ કરવી અને જો ત્યા કોઇ ન આવ્યુ હોય તો સુરસેનને સાથે લઇ પાછા અત્રે આવી પ્રમાદને પકડાવી પત્તો મેળવવો એ સિવાય અન્ય રસ્તોજ નથી કાઇ ઠામ ઠેકાણા વગર કોને કયા શોધવા !" આ પ્રમાણે વિચાર કરતા કરતા લગભગ મધ્યરાત્રિ થવા આવી, પણુ તેને નિદ્રા આવી નહિ દિવાનખાનામા આમ તેમ આટા મારતા મારતાં એકાએક તેની દૃષ્ટિ બહાર રસ્તા તરફ ગઇ, તો દૂરથી કાળા ઝભ્ભામા સજ્જ થયેલી કોઇ વ્યકિતને તેના ઘર તરફ આવતી તેણે જોઇ સુલભના મનમાં

અનેકાનેક શુભાશુભ વિચારો આવી ગયા તેણે સાવધ થઇ દીવો ઝીણો કર્યો, અને બારીની બાજુએ ઉભા રહી એ આગતુક વ્યક્તિ શુ કરે છે તે નિહાળવા લાગ્યો

આવનાર વ્યક્તિની ચાલ બહુજ ઉતાવળી હતી તેને જે કાર્ય કરવાનુ હોય તે ઘણીજ ત્વરાથી કરવાનુ હોય, એમ તેની ગતી ઉપરથી માલમ પડતુ હતુ જોતજોતામા તે વ્યક્તિ સુનભના દ્વાર આગળ આવી પહોચી સુલભ સહજ કપ્યો પરતુ હિમ્મત પકડી તેની હિલચાલ નિહાળતો બારીની પાસેજ ઉભો રહ્યો

દ્વાર સમીપ આવેલી વ્યક્તિએ આમ તેમ નજર કરી દ્વાર ખખડાવ્યુ ઉત્તર મળ્યો નહિ ફરી જરા જોરથી દ્વાર ખખડાવ્યુ પણ કોઇ બોલ્યુ નહિ વળી એકવાર ફરીથી દ્વાર હડસેલી સુલભ ભાઇ" કહીને બૂમ પાડી

બારીની ઓથે સતાઈ રહેલા સુલભને લાગ્યુ કે એ વ્યક્તિ તેને જાગૃત કરવા માગે છે તો અવશ્ય તે કોઇ દુશ્મન નહિ પણ મિત્ર હશે તેણે બારીએ ડોકીયુ કર્યું અને નીચે ઉભેલી વ્યક્તિને પુછ્યુ "કોણ છો ?"

સુલભનો અવાજ સાભળતા તે વ્યક્તિએ ઉચુ જોયુ, અને દ્વાર ઉઘાડવા સુલભને ધીરેથી બોલી સજ્ઞા કરી

તરતજ સુલભ હાથમા રીવોલ્વર તથા બત્તી લઇ નીચે ઉતર્યો અને દ્વાર ઉઘાડી આવેલી વ્યક્તિને અદર લીધી દીવાનો પ્રકાશ એ વ્યક્તિના મુખપર પડતાજ સુલભ આશ્ચર્ય પામી બોલી ઉઠ્યો "કોણ વિમળા! આટલી મોડી રાત્રે કયાથી ?"

"સુલભભાઇ ! દ્વાર બંધ કરો અને ઉપર ચાલો હું એક અગત્યની વાત કહેવા આવી છુ." આવેલી વ્યક્તિ કે જે વિમળાજ હતી તેણે કહ્યું

દ્વાર બંધ કરી બન્ને જણા ઉપર દિવાનખાનામાં જઇ બેઠા અને ધીરેથી વાતચીત કરવા લાગ્યા

"ભાઇ ! પાપી પ્રમાદે અને મારા સ્વામિએ તમને કેદ કરાવવા માટે કોઇ પ્રપંચ ઘડયો છે, અને તે લોકો તે સત્વર અમલમા મુકનાર છે માટે વિલંબ કર્યા વિના તમે અત્યારેજ અહીંથી પલાયન કરી જાઓ" વિમળાએ સુલભને જે વાત કહેવાને આવી હતી તે કહેતા સૂચના કરી

"પણ તમે આ શા ઉપરથી કહો છો ? કયો પ્રપંચ રચી કોની પાસે મને કેદ કરાવવા એ દુષ્ટો તૈયારી કરે છે ?" સુલભે સવાલ કર્યો

"ભાઇ ! કયો પ્રપંચ છે તેથી હું પુર્ણ વાકેફગાર નથી માત્ર એટલુ જાણુ છુ કે તમારા નામની કટાર તેમના હાથમા કોઇ પ્રકારે આવેલી છે, અને તેનો દુરૂપયોગ કરી રાજા કેશરીસિંહ પાસે તમને કેદ કરાવવાની યુકિત રચાઇ છે" વિમળાએ જણાવ્યુ

પોતાની કટાર દુશ્મન પાસે ગઇ હોય એ વાત સુલભના માનવામા આવી નહિ મૃદુને આપેલી કટારની શુ વ્યવસ્થા થઇ છે, તે તેને માહિતી નહોતી આથી વિમળાના કહેવા પર તેને વિશ્વાસ બેઠો નહિ કદાચ વિમળાજ તેના સ્વામિના બચાવ માટે કાંઇ યુક્તિ તો નહિ કરતી હોય એવી તેને શંકા થઈ તેણે વિમળા-

ને પૂછ્યુ "બ્હેન ! તમે આ હકીકત કયાથી જાણી ? મારી કટાર દુશ્મનો પાસે ગઇ હોય એમ મારૂ માનવુ નથી

'સુલભભાઇ ! સધ્યા સમયે પ્રમાદ મારે ત્યા આવ્યો હતો અને એ તથા મારા સ્વામિ દિવાનખાનામાં કાઇ ખાનગી મસલત ચલાવી રહ્યા હતા. પ્રમાદ કાઇ પ્રપચગોષ્ટી કરવાજ આવ્યો હશે, એમ અનુમાન કરી હુ તેમની વાતો સાભળવા દ્વાર આગળ સંતાઇ રહી સદ્ભાગ્યે જરા મોટે સ્વરે થયેલી તમામ વાત મે સાભળી. પ્રમાદ રાજાને મળી આવ્યો છે તમને કેદ કરવા તેણે રાજાને સમજાવ્યો, પણ તેણે કબુલ કર્યું નહિ એટલે શુ કરવુ તે માટે તેણે મારા સ્વામિની સલાહ પૂછી પ્રથમ તો દુષ્ટસિહ નામના કોઇ માણુસનુ ખૂન તમે કર્યું છે, એવો આરોપ મુકી તમને કેદ કરાવવા તેમણે વિચાર કર્યો, પણ તેની લાશ કોઇ સ્થળે દાટવામા આવી ગયેલી હોવાથી, તેમા ફળીભૂત થવાય તેમ તેને લાગ્યુ નહિ આથી મારા સ્વામિએ બીજી યુક્તિ શોધી કાઢી, અને પ્રમાદને પૂછ્યુ કે દુષ્ટસિહે ચદ્રિકા પાસેથી મેળવેલી તમારા નામની કટાર છે કે નહિ ? પ્રમાદ પાસે તે હોવાથી તેણે હા પાડી, અને તરત જ મારા સ્વામિએ પ્રમાદને કાઇ યુક્તિ બતાવી એ વાત ઘણા જ નીચા સ્વરે થઇ, એટલે શુ યુક્તિ છે તે મારા સાભળવામાં આવ્યુ નહિ. પ્રમાદના ગયા પછી મારા સ્વામિના બહાર જવાની હુ રાહ જોતી હતી તે ગયા કે તરત હુ ચુપચુપ ઘરમાંથી નીકળી, તમને ચેતાવવા આવી છુ" વિમળાએ તે જાણુતી હતી તે તમામ હકીકત વિદિત કરી

સુલભ મુઝવણમાં પડયો "ચદ્રિકા પાસેથી દુષ્ટસિહે મારી

કટાર કેવી રીતે મેળવી હશે ? પ્રથમ તો ચંદ્રિકા પાસે એ કટાર ગઇ જ ક્યાથી ? × × × રાજાએ મને કેદ કરવાની તો ના કહી હશે એમા શક નહિ, અને પ્રમાદ તેથી કાંઇ બીજો પ્રપંચ રચતો હોય તો તે સંભવિત છે હવે શુ કરવુ ? વિમળાના કહેવા પ્રમાણે અહીંથી નાસી જવુ ? નાસીને પણ ક્યા જવુ ?"

સુલભને આમ વિચાર કર્યા કરતો જોઇ વિમળાએ ફરીથી કહ્યું "ભાઈ ! હવે વિચાર કરવામા સમય ગુમાવવો એ દુઃખમય છે જેમ જેમ વખત જાય છે તેમ તેમ તમારા પર પડનાર આપત્તિ નજીક આવતી જાય છે માટે ત્વરા કરો અને કોઇ પણ નિર્ભય સ્થળે ચાલ્યા જાઓ દુશ્મનો ઢીલ કરવાના નથી માગ સ્વામિ તેમણે યોજેલા કાર્યમા ક્યારના પ્રવૃત્ત થઇ ચુક્યા છે"

વિમળાની સલાહ સુલભને યોગ્ય લાગી તેના બચાવ માટે અન્ય રસ્તો નહોતો વિમળાએ સમયસૂચકતા વાપરી તેને આપેલી ચેતવણી માટે સુલભ તેનો આભાર માનવા લાગ્યો

રાજનગર છોડી જ્યા જવાય ત્યા ચાલ્યા જવા તેણે નિશ્ચય કર્યો.

વિમળા સુલભને હિમ્મત રાખી સત્વર નીકળી જવાની ફરીથી ભલામણ કરી, તેની આજ્ઞા લઇ, જેટલી ઝડપથી આવી તેટલી જ ઝડપથી તેના મકાન પર પાછી પહોચી ગઇ

સુલભે જેમ બને તેમ ત્વરાથી આયુધો સજી લીધા અન્ય જોઇતા સાહિત્યોની બેગ પણ તૈયાર કરી દીધી ક્યાં જવુ તેનો

નિશ્ચય કર્યા વિના ભાવિ પર આધાર રાખી તે અશ્વ પર આરૂઢ થયો ગૃહ તરફ એક વાર દૃષ્ટિ નાંખી શ્રીહરિનુ સ્મરણ કરી તેણે અશ્વને દોડાવી મુક્યો

---

## પ્રકરણ ૩૨ મુ.

---

### પાપીઓ ફાવ્યા

નિશાદેવીએ રાજનગરમા તિમિર અધકાર પ્રસરાવી દીધો હતો. નગરજનો નિદ્રાવસ્થ થતાં સર્વત્ર શૂન્યકાર ભાસતુ હતુ ચોકી કરનારા સિપાઈઓ અમલદારોની બેદરકારી જોઈ ગમે તે ગૃહના ઓટના પર નિશ્ચિતપણે આરામ લઈ રહ્યા હતા રાજા કેસરીસિહના મહાલયમા પણ શાંતિ હતી અદર બળતા દીપકનો ઝાંખો પ્રકાશ બારીઓ દ્વારા દૃષ્ટિગોચર થતો હતો એ ત્રણ પહેરેગીરો મહાલયના ઓટલા પર ઝોકા ખાતા હતા

આ સમયે મહાલયની થોડે દૂર કાળા ઝભ્ભામા છુપાયલી બે વ્યક્તિઓ કોઇના આવવાની રાહ જોતી બેઠી હતી થોડી વારમા તેમના જેવા જ સ્વરૂપમા છુપાયલી એક ત્રીજી વ્યક્તિ ત્યાં આવી પહોચી જેની રાહ જોતા હતા તે આવી પહોંચતા પેલી બે વ્યકિતઓ ઉભી થઇ આવનાર વ્યક્તિએ તે ઉભી થએલી વ્યક્તિઓ પૈકી એકને ઉદ્દેશી કહ્યુ "સરદાર ! સત્વર તૈયારી કરો. શિકાર આપોઆપ સપડાઈ જાય એમ લાગે છે "

' કેમ શુ સમાચાર છે ?" ઉદ્દેશાયલી વ્યકિતએ પૂછ્યુ

" શિકારે પલાયન કરવાની તૈયારી કરી છે, અને આ રસ્તે આપને જ જવા નીકળ્યો છે માટે જો ત્વરાથી ધારેલુ કામ થાય તો બીજી કડાકુટ કરવી મટે, અને એ આપોઆપજ સપડાઇ જાય " આવેલી ત્રીજી વ્યકિતએ ખુલાસો કર્યો.

" સત્ય છે જો એમ જ હોય તો હવે સમય ગુમાવી અમુલ્ય તક જવા દેવી નહિ. ચાલો, ડોકટર ! પેલા ત્રણ પહેરેગીર પૈકી બેને અસાવધ કરવાની તૈયારી કરો. શાંત રહેલી વ્યકિતને સરદાર નામની વ્યકિતએ કહ્યુ

વાચક ! આ ત્રણે વ્યકિતઓ કોણ હતી તે સમજવામાં આવી ગયુ હશે પ્રથમ જેને ' સરદાર ' નામથી ઉદ્દેશવામા આવ્યો હતો તે પ્રમાદ હતો અને તેની સાથે જે હતો તે ડોકટર અજબ હતો, શિકાર સુલભ હતો અને તેના સમાચાર લાવનાર મીઆં જમાલ હતો

પ્રમાદે ડોકટરને તૈયારી કરવાનું કહેતાં જ તે ઉઠયો. ગજવા-માથી એક રૂમાલ તથા શીશી કાઢી, તેમાની દવા રૂમાલમાં છાંટી, શીશી પાછી ગજવામા સેરવી દઇ રૂમાલ હાથની મુઠીમા દબાવી તે ધીમે પગલે કેશરીસિહના રગમહાલય તરફ જવા લાગ્યો ઝોકા ખાતા પહેરેગીરો પૈકીનો એક જેને પ્રમાદે પ્રથમથીજ તેના પક્ષ-મા લઇ લીધો તે જાગૃત અને સાવધ હતો અજબને આવતો જોઇ તે તેનુ સોંપેલું કામ બજાવવા તૈયાર થયો પણ એટલામા ઝોકાં ખાતા બે પહેરેગીરો પૈકી એકની નજર જરા આળસ ખાતાં પાછળ ગઇ કોઇ કાળી આકૃતિને મહેલ તરફ આવતી જોઇ તે તરત જાગૃત થયો, અને તેના સાથીઓને જાગૃત કરી, હોશીઆર

રહેલા ચેતાવી આવનાર આકૃતિને ઉદ્દેશીને બૂમ પાડી "અરે! કોણ છો? ખબરદાર જો એક ડગલું આગળ ભર્યું તો!"

પહેરેગીરની બુમથી ડોકટર ગભરાયો અને ધ્રુજવા લાગ્યો પણ જ્યાં પહેરેગીરે મ્યાનમાંથી તરવાર કાઢી અને તેની પાસે આવવા તૈયાર થયો, એટલે તે હિંમત પકડી એકદમ દોડયો અને તે સિપાઇના તથા તેના સાથીના નાક આગળ હાથમાંનો રૂમાલ અમાડી દીધો અજબે આ કાર્ય ગભરાટમાં પણ એટલી ત્વરાથી કર્યું કે તરવાર કાઢી તૈયાર થએલા સિપાઇને કે તેના સાથીને તેના પર ઘા કરવા જેટલો સમય મળ્યો નહિ. રૂમાલમાં છાંટેલી દવાની અસર થતા લેશ પણ વાર લાગી નહિ. જોત જોતામા બન્ને પહેરેગીરો બેહોશ થઇ ઢળી પડયા

અજબે એક ઝીણી સીસોટી વગાડી કે તરતજ દૂર ઉભેલા મીઆં જમાલ તથા પ્રમાદ ત્યા આવી પહોચ્યા. સાવધ રહેલો પહેરેગીર પ્રમાદને નમન કરી, આજ્ઞાની રાહ જોતો ઉભો પ્રમાદે તેને મદદ કરવા માટે શાબાશી આપતા કહ્યુ "માનસિંહ! સંજોગો કેટલાક બદલાયા છે અને તેથી તને કહ્યું હતુ, તે રસ્તે કામ ન લેતા બીજે રસ્તે હવે કામ લેવાનુ છે"

"જેવી સરદારની આજ્ઞા" માનસિંહે ફરી નમન કરતા કહ્યુ

મીઆં જમાલે કહેલા સમાચાર પરથી જે યુકિત પ્રમાદે યોજી કાઢી હતી તે સર્વને કહી સંભળાવી અને તેને અમલમાં મુકવા સુલભની રાહ જોતા સર્વ બેઠા

વાંચક! પ્રમાદની યોજના પ્રથમ એવી હતી કે એ ત્રિપુટી પૈકી એક રંગ મહાલયમાં દાખલ થઇ, જાણે રાજાનુ ખૂન કરવા

આવ્યો હોય એવો દેખાવ કરી, તેને પરોક્ષરીતે જાગૃત કરવો અને જાગૃત થાય એટલે સુલભના નામવાળી કટાર ત્યાં નાખી નાશી જવું. આમ કરવાથી સ્વાભાવિક રીતે રાજા સુલભને પકડવાનો હુકમ કરશે, અને તેમની ધારેલી યોજના ફળીભૂત થશે એમ તેમનુ માનવુ હતું પરંતુ મીઆં જમાલ જે સમયે આ કાર્ય કરવાનું હતુ તે અગાઉ સુલભ કયાં છે, અને કેવી સ્થિતિમાં છે તેની તપાસ કરવા નીકળ્યો હતો જે સમયે સુલભ ઘેરથી નીકળવાની તૈયારી કરી રહ્યો હતો, તે વખતે તે ત્યા જઇ પહોચ્યો હતો, અને સુલભને સજ્જ થયેલો જોઈ પાછો તેના સાથીઓ પાસે ઝપાટાબંધ આવી પહોચ્યો હતો. આથી દુષ્ટોને તેમનુ કાર્ય જેટલુ કઠિન હતુ તેટલુ સહેલું થઇ પડયુ હતુ

ઘેરથી નીકળેલો સુલભ ગત્ત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે કયાં જવુ તેનો નિશ્ચય કર્યા વિના અસ્થિર ચિત્તે તેનો અશ્વ જયાં લઇ જાય ત્યા ચાલ્યો જતો હતો દુશ્મનો તેને માટે કેવી પ્રપંચ જાળ પાથરી બેઠા છે તેની એ બિચારાને શુ ખબર! ખરેખર તેનું ભાવિચંદ્રજ અવળુ હતુ સીધા ચંપાવતી જવાને બદલે તેના ભાવિએ તેને કેશરીસિંહના મહાલય તરફ દોર્યો તે તેના વિચારોમાં એટલો બધો મશગુલ હતો કે આસપાસ કોણ છે અને શુ થાય છે તેનુ તેને ભાન નહોતું તેનો અશ્વ તેને મહાલય સમીપ લાવ્યો એટલામાજ કોઇએ મહાલયમાથી એક કારમી ચીસ પાડી. સુલભના કર્ણોપર તે ચીસ અથડાઇ અને તેની વિચારમાળા તુટી,

"અરે! મહાલયમાં આટલી રાત્રિએ આ ચીસ કોણે પાડી! શુ મહારાજાનો પ્રાણ તો જોખમમાં નહિ હોય? કોઇ નિરાધારના

પર કઇ આપત્તિ તો નહિ આવી પડી હોય ? " સુલભ આમ વિચાર કરે છે એટલામાં તો બીજી ચીસ પાડી કોઇએ " બચાવો ! બચાવો !"ના પોકાર કરી મુકયા.

" અવશ્ય કોઇ જુલ્મ થતો જણાય છે " આમ આત્મગત કહેતાં તે અશ્વપરથી ઉતરી નિરાધારની વ્હારે જઇ મનુષ્યજાતિનું કર્તવ્ય બજાવવા મહાલયમા પેઠો તે કયાં જાણુતો હતો કે પરોપકારનું એ સ્થાન નહોતું

" બચાવોં ! બચાવો !" ના પોકારથી રાજા કેશરીસિંહ પણુ નિદ્રામાંથી જાગ્રત થયો અને તે અરસામાંજ સુલભ ત્યાં જઇ પહોચ્યો

સુલભ મહાલયમાં પેઠો કે તરતજ માનસિહે તેને કમ્મરમાંથી પકડી લીધો અને " પકડો ! પકડો !ના ખૂબ જોરથી પોકાર કરવા માંડયા તેની સાથે રહેલા મીઆ જમાલે પણુ બૂમો પાડી આખુ મહાલય ગજાવી મુકયુ પ્રથમ તો સુલભ આમાનું કાંઇ સમજી શકયો નહિ, અને માનસિહ તેના ગભરાટમા તેની કમ્મરે વળગી રહ્યો હશે એમ ધાર્યું પણુ જયાં કેશરીસિહને હાથમા રીવોલ્વર સાથે નીચે ઉતરતો જોયો, અને બાજુપર ઉભેલા મીઆં જમાલને તેણે ઓળખ્યો એટલે તે ચેત્યો તેને ફસાવવા માટે રચાયલી કપટજાળ તેની નજરમા આવી રાજા આવેશમા કદાચ વિચાર કર્યાં વિના રીવોલ્વરમાંથી ગોળી છોડશે તો પ્રાણુ જશે, એ ભયથી તે દાદર ઉતરી નીચે આવે તે પહેલા સુલભ જોર કરી માનસિહની બાથમાંથી છુટી ગયો અને પ્રાણુ બચાવવા તે મહાલયમાંથી બહાર નીકળ્યો- આમ તેમ અશ્વને માટે નજર કરી પણુ તે દેખાયો નહિ.

તેને શોધવાનો સમય નહોતો એટલે બીજો કાઇ પણ વિચાર કર્યા વગર સુલભે ત્યાંથી નાસવા માડયુ,

રાજા નીચે આવ્યા કે તરત માનસિહે તેને પગે પડી કહ્યુ "મહારાજ પેલો દુષ્ટ નાસે છે આપનુ ખૂન કરવા આવ્યો હતો. એને પકડો મારામા શકિત રહી નથી મને અર્ધમુઓ કરી નાખ્યો છે"

મીર્ઝા જમાલ આજ્ઞાની રાહ જોયા વિના તરતજ સુલભની પૂઠે પડયો હતો બેહોશ થઇ પડેલા બે પહેરેગીરો પણ તેમને સુધાડેલી દવાની અસર ઓછી થતાં બેઠા થયા, અને રાજાને જોતાજ તેની સામુ દિનવદને હાથ જોડી ઉભા રહ્યા તેમ જીભ જાણે સિવાઇ કેમ ન ગઇ હોય તેમ તે બેમાંથી કોઇ એક ઉચ્ચાર પણ કરી શકયો નહીં

રાજા આ બધો વિચિત્ર મામલો જોઇ થોડી વાર સ્તબ્ધ બની ગયો તેનુ ખૂન કરવા આવનાર પાપીને નાસી જતો જોઇ તે આકળો થવા લાગ્યો, અને તેની સામે ઉભા રહેલા સિપાઇઓ પર ક્રોધ કરવા લાગ્યો "દુષ્ટો! શુ ઉભા રહ્યા છો! પકડો પેલા પાપીને નહિતો તમારા ધડ અને માથા હમણાજ જુદા કરી નાખીશ"

બન્ને પહેરેગીરો તુરતજ સુલભની પાછળ દોડયા આગળ સુલભ, તેની પાછળ મીર્ઝા જમાલ અને તેની પાછળ બે પહેરેગીરો મધ્યરાત્રિએ દોડી રહ્યા હતા.

માનસિહ જાણે તેને ખુબ માર પડયો હોય, અને ઉઠવાની

પણ શકિત ન રહી હોય એવો ડોળ કરી પડયો હતો રાજાએ તેને બેઠા થઇ સાવસ્તર હકીકત જણાવવા આજ્ઞા કરી

મહાપરાક્રાષ્ટાએ બેઠો થતો હોય તેમ બેઠા થઇ માનસિહે હાથ જોડી પ્રમાદે ભણાનનો પાઠ ભણવા માંડયો "મહારાજ! અમે ત્રણે પહેરેગીરો જાગૃત અવસ્થામા પહેરો ભર્યા કરતા હતા, એટલામા આપણા રસુલખા પહેરેગીરને તેની બીબી ઘણી માદી હોવાથી મીઆ જમાલ તેડવા આવ્યો એ વખતે લગભગ મધ્ય રાત્રિનો સમય થયો હતો રસુનખા મારી રજા લઇ ઘેર જવાની તૈયારી કરતો હતો, એટલામા કોઇ દુષ્ટ પાછલે રસ્તેથી આવ્યો, અને રસુલખાને તથા બીજા પહેરેગીર નથ્થુખાને તેમના નાક આગળ રૂમાલ લગાડી કાઇ દવા સુધાડી, બન્ને જણા તરતજ બેહોશ થઇ ગયા મને તથા જમાલને પણ તે બેહોશ કરવા આવ્યો પરતુ પેલા બેને પડતા જોઇ અમે સાવધ થયા, અને તે અમારી પાસે આવે તે પહેલા મે તેને કમ્મરમાથી પકડયો અને બૂમો પાડી મારી બાથમાથી છૂટવા તેણે મને અર્ધમુઓ કરી નાખી ગબડાવી પાડયો અને છૂટો થઇ તે કટાર લઇ મારી તરફ ધસ્યો પણ તેની નેમ ચુકાવી મે તેના હાથમાથી કટાર ઝુટવી લીધી, અને તેને પકડી ઘા કરવા જતો હતો એટલામા તેણે મને પાછો પટકી પાડયો. એ દરમ્યાન મહારાજ! આપ આવી પહોચ્યા અને એ દુષ્ટ નાશી ગયો મહારાજ! ક્ષમા કરો! હુ તેને કબજે રાખવા બહુ મથ્યો, પણ તેના સામર્થ્ય આગળ હુ એકલો ટકી શકયો નહીં"

"પણ એ દુષ્ટ કોણ હતો અને કેમ આવ્યો હતો તે કાંઇ તેં જાણ્યુ નહીં!" રાજાએ પૂછ્યુ

"મહારાજ ! એ કોણ હતો તે તો હું પારખી શકયો નહિ. મધ્યરાત્રિએ તેનું અહીં આવવાનું પ્રયોજન મારા સમજવા પ્રમાણે કોઇનું ખૂન કરવાનુ કે ચોરી કરવાનુ હોવુ જોઇએ" માનસિંહે જવાબ આપ્યો

"ઠીક તુ જા પ્રમાદસિંહને એકદમ તેડી લાવ" રાજાએ આજ્ઞા કરી "જી." આટલુ કહી માનસિંહ તેના હાથમાની કટાર ત્યા મુકી પ્રમાદને તેડવા ગયો

કેશરીસિંહના મનમા એ દુશ્મન કોણ હશે ? અને એ મહાલયમાં કેમ આવ્યો હશે ? તેના વિચારો ઘોળાવા લાગ્યા થોડીવારે તેને કાંઇ વિચાર આવતાં, માનસિંહ મુકી ગયો હતો તે કટાર તેણે હાથમાં લીધી દીવા આગળ જઇ તે તેને આમ તેમ ફેરવી જોવા લાગ્યો અને તેની મુઠપર કોતરેલા અક્ષરોપર તેની નજર પડી કે તેના નેત્રો ચમકયા મુખપર ક્રોધાગ્નિ સળગવા લાગ્યો એટલામા માનસિંહ સાથે પ્રમાદ આવી પહોંચ્યો તેનો ચ્હેરો જાણે તે ગભરાયલો હોય એવો દીસતો હતો ગભરાટમાજ જાણે સવાલ કરતો હોય, એવો ડોળ કરી જરા થથરતા અવાજે તેણે રાજાને પુછ્યુ. કેમ મહારાજ ! શુ છે ?"

"પ્રમાદસિંહ ! તમારૂ કહેવુ મે ન સાભળ્યુ તેનો હવે મને પસ્તાવો થાય છે દુષ્ટે તેની દુષ્ટતા બતાવવાનો પ્રપચ રચ્યો હતો, પણ મારા સદ્ભાગ્ય એટલે તે ફાવ્યો નહીં" રાજાએ જણાવ્યુ

"પણ મહારાજ ! એ કોણ હતો ? મને માનસિંહે બધી હકીકત તો કહી, પણ એ પાપીને તે ઓળખી શકયો નહિ." પ્રમાદે કહ્યુ.

" પ્રમાદસિંહ ! એ બીજો કોઇ નહિ પણ સુલભ છે માનસિંહે તેના હાથમાથી છુટાવી લીધેલી આ કટારની મુઠપર જુઓ તેનુ નામ સ્પષ્ટ જણાય છે ખરેખર ! હવે એ લુચ્ચ ને પકડવો તો જોઇએજ જુઓ પેલા ત્રણે દોડયા છે તે શુ ખબર લાવે છે, નહિ તો એને પકડી લાવવાનું કાર્ય તમારે હાથપર લેવુ પડશે સરદાર ! સુલભ રાજ-દ્રોહી થયો છે તેની હવે મને ખાત્રી થાય છે અત્યારે મને એટલુ ઝનુન વ્યાપી રહ્યુ છે કે જો એ મારી નજર આગળ આવે તો એને ઠાર કરી નાંખુ, અને એને સહાય કરનાર ચપાવતીના રાજાને પણ હાથ બતાવુ " કેશરીસિંહે ગુસ્સામા કહ્યુ

પ્રમાદે ધાર્યા મુજબ બાજી રચાયલી જોઇ અતરમા ખુશ થતા રાજાને કહ્યુ " મહારાજ ! શાંત થાઓ આપણા માણસો ગયા છે તે સુલભને પકડયા વિના તો આવશે નહિ, છતા જો તે નહી પકડી શકે તો ગમે ત્યાથી પણ તેને લાવી આપની સમક્ષ હાજર કરીશ પણ મહારાજ ! તેના પર એકદમ ઘા કરતા પહેલા બહુ વિચાર કરવાનો છે માટે તેવુ સાહસ કરશો નહિ આપ જાણો છો કે ચપાવતીના સૈન્ય સામે આપણુ સૈન્ય ટકી શકે તેવુ નથી, માટે જો સુલભનો વધ કરવામાં આવે અને તેનો પક્ષ લઇ રાજા શૂરસેન ચઢી આવે, તો આપણે કદાચ રાજ્ય ગુમાવી બેસીએ માટે હાલ તરત તો એને ગુપ્ત સ્થાનમાં કેદ કરવો, અને તે વાત બહાર ન પડે તેમ કરવાનો બદોબસ્ત કરવો તેજ ઠીક પડશે સુલભ પકડાય તો પછી શૂરસેનને હાથ બતાવવાનો રસ્તો પણ મારી નજરમાં છે "

" એમ ! પ્રમાદસિંહ ! જો ચપાવતી સર કરવાનો કોઇ

રસ્તો જડે તો ઘણુજ સારૂ ” પ્રમાદે બતાવેલી લાલચથી કંઈક ખુશ થતા રાજાએ કહ્યુ

“ મહારાજ ! તે પણ થશે રસ્તો મે ,શોધી કાઢયો છે અને પ્રસગ આવે હુ આપને કહીશ” રાજાને વધારે અધીરો કર વાના ઇરાદાથી પ્રમાદે કહ્યુ !

રાજા કાંઇ વિચાર કરતો થોડીવાર મૌન્ય રહ્યો સુલભનો વિચાર નીકળી જઇ તેના મનમા ચ પાવતી સર કરવાના વિચારોએ ઘર કર્યુ પ્રમાદે શુ રસ્તો શોધી કાઢયો છે તે જાણવા તે ઉત્સુક થયો, અને તે સ્પષ્ટ કરી બતાવવા પ્રમાદને આગ્રહ કરવા લાગ્યો પરતુ પ્રમા" તેને આડાઅવળા જવાબ આપી વધારેને વધારે ઉત્સુક બનાવવા લાગ્યો

એટલામા મીઆ જમાલ હાફતો હાફતો ત્યા આવી પહોચ્યો.

“કેમ જમાલ ! કયાં છે સુલભ ! ’ પ્રમાદે પ્રશ્ન કર્યો

‘ સરદાર ! એણે તો ગજબ કર્યો છે મહા મુશીબને તેની પાછળ દોડતા મે એને પકડયો તો ખરો પણ મારા એકલાથી તે સીધો સીધો આવે તેમ નહોતુ મારે તેની સાથે ખૂબ ઝપાઝપીં થઇ અને મારા હાથમાથી તે છટકતો હતો, એટલામાજ સારૂ થયુ કે રસુલખાં તથા નથ્થુખા આવી પહોચ્યા અમને ત્રણને એકઠા થયેલા જોઇ તે મરણીઓ થઇ અમારી સામે થયો, અને બિચારા રસુલને યમદ્વારમા પહોચાડી પણ દીધો મે તથા નથ્થુખાંએ તેની સામે ખૂબ ટક્કર લીધી, અને આખરે યુક્તિથી તેને પકડી એક ઝાડ સાથે બાધ્યો છે નથ્થુખાને તેની પાસે રાખી હુ બીજી મદદ

આપવાનું મહારાજા સાહેબને કહેવા આવ્યો છુ" જમાલે બનેલી હકીકત નિવેદન કરી

પોતાના પહેરેગીરનું સુલભે ખૂન કર્યું, એ જાણી રાજા કેશરીસિંહના ક્રોધનો પાર રહ્યો નહિ તેને એકદમ પકડી લાવવા તેણે પ્રમાદને આજ્ઞા કરી મીઆ જમાલ તથા માનસિંહને સાથે લઇ પ્રમાદ તરતજ આજ્ઞાનો અમલ કરવા નીકળ્યો

બિચારો સુલભ! કુદરતેજ તેને ભમાવ્યો સત્યને અવલંબી રહી નિડર રહેનારને તેના કમનશીબેજ રાજા કેશરીસિંહને જોતાં નાશી જવા લલચાવ્યો પ્રાણાંતે પણ હિંસા નહિ કરનારને તેના ભાવિએજ ભૂલાવી રસુલખા ઉપર શસ્ત્રનો પ્રહાર કરવા પ્રેર્યો તેણે કરેલા સાહસને માટે તેને અનહદ પશ્ચાત્તાપ થવા લાગ્યો, પણ જ્યાં ભાવિ પ્રબળ હોય ત્યાં પશ્ચાત્તાપથી શું વળે! મીઆ જમાલે તથા નથ્થુખાએ તેને શસ્ત્રહીન કરી વૃક્ષ સાથે બાંધી કેદ કર્યો હતો. એક સમયે એજ જમાલને તેણે વૃક્ષ સાથે બાંધ્યો હતો, અને આજે તેને હાથે પોતાને બંધાએલો જોઇ સુલભ તેના પ્રારબ્ધને શ્રાપ આપતો દુઃખી થવા લાગ્યો શું કરવું તેનો કોઇ રસ્તો તેને સુઝતો નહોતો માત્ર ઇશ્વરપર ભરોસો રાખી જે થાય તે સહન કરવાનો તેણે નિશ્ચય કર્યો

તેને પકડવા નીકળેલો પ્રમાદ જોતજોતામાં તે વૃક્ષ આગળ આવી પહોચ્યો, અને અટ્ટહાસ્ય કરતાં તેણે કહ્યું "અહો! સુલભભાઇ! તમે આ સ્થળે! અને આવી સ્થિતિમાં!"

સુલભ તેના તરફ એક તિરસ્કારયુકત દષ્ટિ નાખી નીચું જોઇ રહ્યો

"કેમ !" કાંઇ જવાબ દેતા નથી ! આવીજ તમારી મર્દાઈ કે ! આખરે સિપાઇઓના હાથેજ કેદી બન્યા ! કેશરીસિંહનું ખૂન કરી રાજનગરનું રાજ્ય મૃદુને અપાવવા આવ્યા હતા કેમ ! આજ મજ મૃદુને લતિકા પણ અપાવજો ! ચાલો હાલ તો કેશરીસિંહ પાસે પધારો પછી જોઇ લેવાશે કે શું થાય છે " પ્રમાદે મર્મમાં સુલભને મ્હેણા મારતાં કહ્યુ ! તેના પ્રત્યેક શબ્દથી સુલભનુ લોહી ઉછળતું હતુ, પણ શુ કરે તે લાચાર હતો તેના હાથપગમા બેડીઓ નાખી પ્રમાદે તેને વૃક્ષ સાથેના બંધનમાથી મુક્ત કર્યો અને રાજા આગળ ઘસડી આણ્યો

સુલભને જોતાંજ ઉશ્કેરાઇ રહેલો રાજા ધ્રુજી ઉઠયો. "ચાંડાળ ! મારી પાસે આવી ડાહી ડાહી વાતો આટલા માટેજ કરી ગયો હતો કે ! મધ્ય રાત્રિએ મારા મહાલયમા શા હેતુથી તુ આવ્યો હતો ! મારૂ ખૂન કરી શૂરસેનને રાજનગરની ગાદી અપાવવી છે કેમ ! જા દુષ્ટ ! આ પ્રમાદસિંહને લીધે તને જવા દઉ છુ નહિ તો આ ક્ષણેજ તને યમસદન બતાવી દેત પ્રમાદસિંહ ! જાઓ આ દુષ્ટને લઇ જઇ કારાગ્રહમા પૂરો એનુ કાળુ મુખ મારી નજર આગળથી દૂર કરો યાદ રાખજે સુલભ ! તારે આ ગુન્હા ઉપરાત ચંદ્રિકા તથા મૃદુને ગુમ કર્યાના તથા રાજદ્રોહી થયાના ગુન્હાઓના પણ જવાબ આપવાના છે

કેશરીસિંહના શબ્દોથી સુલભનુ હૃદય ચીરાઇ જતુ હતુ. પણ તેની નિર્દોષતા જાહેર કરવાનો સમય નહોતો. રાજા તેનુ કહેવુ સાંભળશે નહિ એવી તેની ખાત્રી હતી, અને તેથી નિરર્થક બોલવા કરતા મૌન્ય ધારણ કરી, નીચુ ઘાલી તે જે કહે અને કરે તે સહન કરી રહ્યો

પ્રમાદે ઇસારો કર્યો કે તરત મીઆ જમાલ તથા માનસિંહ સુલભ કેદીને લઇ નીચે ઉતર્યા પ્રમાદ પણ રાજાની આજ્ઞા લઇ તેમની પાછળ જવા તૈયાર થયો, પણ રાજાના હૃદયમાંથી ચંપાવતી સર કરવાના વિચારો ગયા નહોતા તેણે પ્રમાદને શું રસ્તો શોધી કાઢયો છે તે જતા પહેલા જણાવવા ફરી આગ્રહ કર્યો

પ્રમાદે જાણ્યું કે રાજાની ઉત્સુકતા ઘણી વધી ગઇ છે એટલે તેણે કહ્યું "મહારાજ ! ચંપાવતીનું રાજ્ય મેળવવાનો સરળ રસ્તો એ છે કે ત્યાં ખળભળાટ ઉપસ્થિત કરી બધું સૈન્ય અવ્યવસ્થિત થઇ જાય તેમ કરવું, અને ત્યાર બાદ સમય સાધી એકદમ છાપો મારવો આમ કર્યા સિવાય ચંપાવતી મેળવવું એ કઠિન છે એ પ્રસંગ કેવી રીતે લાવવા તેનો પણ મે વિચાર કરી મુકયો છે"

"તે શું છે !" કેશરીસિંહે પુછ્યું

"મહારાજ ! બાબત ઘણી ગંભીર છે અને ઘણોજ શાંતિથી અને ગુપ્ત રીતે કરવાની છે" આટલું કહી તેણે જે કાંઇ વિચાર કર્યો હતો તે ઘણીજ ચુપકીથી રાજાને કહી સંભળાવ્યો.

થોડીવાર વિચાર કરી પ્રમાદની યુક્તિ યોગ્ય લાગવાથી રાજાએ તેને સંમતિ આપતા કહ્યું "બરાબર ! પ્રમાદસિંહ ! જો એમ થાય તો ફત્તેહ જરૂર મળે હવે સુલભને કેદ કરી તમે એજ કાર્ય પાછળ મંડો"

"ફીકર નહિ વળી હું આપને મળીશ" એમ કહી પ્રમાદ ત્યાંથી વિદાય થયો સુલભને એક જુના ગુપ્ત કારાગ્રહમાં લઈ જઇ તેણે પુર્યો, અને માનસિંહને રજા આપી મીઆં જમાલને સાથે લઇ તે ઘેર પાછો ફર્યો.

ડોકટર અજબ ત્યા તેની રાહ જોતો બેઠો હતો સુલભને મહાક્ષય સમીપ આવેલો જોઇ, તે તથા પ્રમાદ જમાલને તથા માનસિહને યોગ્ય સુચના આપી બીજે રસ્તે પ્રમાદને ઘેર જતા રહ્યા હતા પ્રમાદને મુખેથી તમામ હકીકત જાણી અજબ ખુશ થયો. વળી ચપાવતી સર કરવાની, બાબતમાં રાજા સાથે થયેની વાતચીતથી પણ પ્રમાદે અજબ તથા જમાલને વાકેફ કર્યા, અને કેવી રીતે તે કાર્યનો આરભ કરવો તેની તેમણે ગોષ્ટી કરવા માડી.

બિચારી વિમળા! શુ જાણે કે જેને બચાવવા તેણે પ્રયત્ન કર્યો તે આખરે બચ્યો નહી, અને પાપીઓના પઝામા ફસાઇ કારાગ્રહ સેવતો થયો છે! ચપાવતીમા અહર્નિશ કલ્પાત કરતી કનક પણ શુ જાણે, કે તેનો સ્વામિ કયા અને કેવી સ્થિતિમાં પડયો છે! હવે મૃદુ શુ કરે છે આ કારાગ્રહમાથી સુલભને શોધી કાઢવો એ કાઇ રમત વાત નથી

## પ્રકરણ ૩૩ મુ.

### ભાઈ બ્હેન

ચપાવતીથી નીકળેલો મૃદુ મિત્રની શોધમા જગલોમા ભટકતો ભટકતો, ઘડીકમા તે સુલભને કયા શોધવો તેનો વિચાર કરતો, તો ઘડીકમા તેના પ્રારબ્ધને તથા પ્રમાદને શ્રાપ દેતો, તેનો અશ્વ જ્યાં લઇ જાય ત્યાં ચાલ્યો જતો હતો ભટકતા ભટકતા સધ્યા સમય થયો પણ સુલભનો કાંઇ પત્તો લાગ્યો નહિ તે થાકયો તેનો અશ્વ પણ શ્રમિત થયો ચપાવતીથી નીકળ્યા બાદ મૃદુએ તેમજ તેના અશ્વે અન્ન કે જળ લીધુ નહોતુ મૃદુને પોતાને માટે તો

થોડુંક ભાથું તથા પાણીની બતક સાથે રાખ્યા હતા, પણ અશ્વને માટે શું કરવું તેની તેને મુઝવણ થઇ થોડો સમય વિચાર કર્યા બાદ તે અશ્વપરથી ઉતર્યો અને તેને જગલમા જે કાંઇ લીલું સુકું ઘાસ વા અન્ય વનસ્પતિ ખાવી રૂચે તે ખાવા છૂટો કર્યો તેને પોતાને પણ ક્ષુધા લાગી હતી, એટલે તે પણ એક વૃક્ષ નીચે બિછાનુ બિછાવી નાસ્તો કરવા બેઠો ખાતા ખાતા પણ તેને અશ્વની ચિંતા થતી હતી, થોડુ ઘણું ઘાસ ખાતા તેની ક્ષુધા તો કાઇક શાત થશે, પણ તેને માટે જળનું શું કરવુ !" આ વિચાર મનમા આવતાજ મૃદુના શરીરમા કંપારી છૂટી ચંપાવતી જતા પેટીમા પુરાયેલી સ્રીને માટે જળ શોધવા જતા સર્પનો ભોગ થઇ પડયો હતો, તે દેખાવ તેની દૃષ્ટિ આગળ તરી આવ્યો સાથે સાથે ચંદ્રિકા, મહાત્મા તથા રાધેશ્વરીનુ પણ સ્મર્ણ થયુ, અને બિચારી ચંદ્રિકા કયા ફસાઇ હશે તે વિચારે તેને વિશેષ ચિંતાતુર બનાવ્યો યોગરદમના ઉપરા ઉપરી થતા વિચારો અને ચિંતાથી તેનુ મન એટલુ અસ્થિર થઇ ગયુ, અને હૃદય એટલુ દ્રવવા લાગ્યુ કે તે વીર પુરૂષ હતો, છતા તેના નેત્રોમાથી અશ્રુ સરી પડયા. થોડોક સમય તેણે આ સ્થિતિમા ગાળ્યો, અને આખરે નજીકમા કોઈ ગામ હોય તો ત્યા જઇ અશ્વને પાણી પાવાનો તેણે નિશ્ચય કર્યો વધેલુ ભાથુ તેણે પાછુ બાંધી લીધુ. અશ્વ તેનાથી થોડે દૂર ચરતો હતો તેની પાસે જઇ તેને થાબડયો અશ્વ જેવુ નિમકહલાલ પ્રાણી ! જો કે તૃષાથી કાયર થતુ હતુ છતા તેના સ્વારનો પીઠપર હાથ પડતા સંતોષ પામ્યો હોય તેવો દેખાવ કરી તેને પીઠપર લેવા તૈયાર થયો.

આ સમયે ગમે તેવા કઠોર હૃદયના મનુષ્યને પણ દયા ઉત્પ-

જ થાય, તો મૃદુ જેવા પરોપકારી પુરૂષની લાગણી કેમ ન દુખાય ! આજ્ઞાધીન અને નિમકહલાલ અશ્વને તેણે એકવાર ફરીથી થાબડયો અને કહ્યું ! "ધન્ય છે ! નિમકહલાલ પ્રાણી ! ધન્ય છે ! તારા સ્વારની તને એટલી ચિંતા થાય છે, કે તેને માટે તું અન્નજળ ત્યાગ કરી તારો પ્રાણ આપવા પણ તૈયાર થયો છે" વળી તે આત્મગત વિચાર કરી બોલ્યો અને ધિક્કાર છે ! પ્રમાદ ! તારા જેવા મનુષ્યને કે તારો સ્વાર્થ સાધવા, તુ તારી ભાઇ બેનના પ્રાણ લેવા તૈયાર થયો ! અરે દુષ્ટ ! તુ મનુષ્ય છે છતા પણ તારા કૃત્યો તને આ એક પશુ કરતા પણ અધમ પંક્તિમા બેસાડે છે મનુષ્યજાતિનુ જે ખરૂ કર્તવ્ય છે તે ભૂલી જઇ, નીચ કર્મોમા પ્રવૃત્ત રહી પશુ જેટલી પણ નિમકહલાલી કે દયા તુ બતાવી શકતો નથી ! અફસોસ ! તારા જેવા મનુષ્યો પર આત્માએ સર્જ્યાજ કેમ હશે ! જેને માટે નર્કમાં પણ સ્થાન રાખવુ યોગ્ય નથી, તેમને આ અવનિપર શા માટે જન્મ આપ્યો હશે ! ખેર પ્રભુના દરબારમાં તો સદા ન્યાય હોય છે આખરે સત્યજ તરશે અને પ્રમાદ ! તારા પાપકર્મોનો ઘટસ્ફોટ થતાં કૂતરાથી પણ અધમ મોતે મરવાનો તારો સમય આવશે તારી પ્રપંચજાળમાં નિર્દોષીઓને ફસાવી દુખી કરવાના તારા સર્વ પ્રયત્નો નિષ્ફળ જશે"

પ્રમાદને આ પ્રમાણે શ્રાપ દેતો અને ધિક્કારતો તે અશ્વપર આરૂઢ ન થતા, તેને દોરી પગે ચાલતો નજીકમાં કોઇ ગામ હોય તો ત્યાં જવા નીકળ્યો નિર્જન અરણ્યની નજીકમાં મનુષ્યનો વાસ હોવો સર્વથા અશક્ય હતું. મૃદુ આમ તેમ આથડયો

પણ તેનો કાંઇ પત્તો લાગ્યો નહિ પાછો નિરાશ થઇ તે અશ્વ પ્રત્યે દયા બતાવવા લાગ્યો એટલામા દૂરથી અશ્વની ખરીઓનો અવાજ તેના કર્ણપર અથડાયો કાંઇક આશાનાં અંકુરો સ્ફૂર્યા. થોડીવાર ધ્યાનપુર્વક કઇ તરફથી અવાજ આવે છે તે જોયું, અને ચાતક પક્ષી જેમ જળની રાહ જુએ તેમ આવતા અશ્વની તે રાહ જોતો ઉભો

મૃદુની અટકળ સત્ય હતી જે અવાજ તેણે સાભળ્યો તે અશ્વની ખરીઓનોજ હતો, અને તે તેની તરફજ આવતો હતો. અલ્પ સમયમા તે અવાજ તેની છેક નજીક આવતો લાગ્યો, અને મૃદુએ જોયુ તો એક અશ્વપર બે સ્ત્રીઓ આરૂઢ થયેલી હતી તેમને જોતાજ તે સાનંદાશ્ચર્યચકિત થયો તે સ્ત્રીઓ પણ મૃદુને નિહાળી આનંદાવેશમાં આવી ગઇ તેમાંની એક અશ્વપરથી કુદકો મારી "કોણ ! ભાઇ મૃદુ !" એમ કહેતી મૃદુને વળગી પડી

મૃદુનાં નેત્રો પણ આનંદાશ્રુથી ભીંજાવાં લાગ્યાં. થોડીવારે મૃદુએ તેને વળગી પડેલી સ્ત્રીના મસ્તકપર હાથ મુકી કહ્યુ "બ્હેન ચંદ્રિકા !" તે આગળ બોલવા ગયો પણ તેનાથી બોલાયું નહિ. તેમના પર પડી રહેલી વિપત્તિઓનુ સ્મરણ થતાં તેનું હૈયુ ભરાઇ આવ્યું આનંદાશ્રુ દુ ખદાશ્રુમા ફેરવાઇ ગયા ચંદ્રિકાની સ્થિતિ પણ એવીજ હતી મૃદુની દુ ખદ સ્થિતિનુ અવલોકન કરતા તે દુઃખી થઇ તેની ગોદમાંજ મો સંતાડી રૂદન કરવા લાગી

એક બીજા પ્રત્યે શુદ્ધ ભ્રાતૃ અને ભગિની પ્રેમ દર્શાવનાર ભાઇબેનનું અચાનક અને દુ ખદ સ્થિતિમાં થતુ મિલન, ખરેખર!

તેમને એક તરફથી હર્ષ અને બીજી તરફથી દુ ખ ઉત્પન્ન કરે તો તેમા આશ્ચર્ય નથી ધન્ય છે ! એ ભાઇબ્હેનને કે પરસ્પર અતઃકરણની શુદ્ધ લાગણીથી એકબીજાના દુખે દુખી થઇ રહ્યાં છે ! આધુનિક સમયમાં આવો સ્નેહ ભાગ્યેજ જોવામા આવે છે પ્રમાદ જેવાજ સેકડો ભાઇઓ દૃષ્ટિગોચર થાય છે કોઇ નાણાને માટે તો કોઇ સ્ત્રીઓને માટે કલહ કરી બધુ ભાવના ભૂલી જઇ પરસ્પર દુશ્મનાવટ કેળવતા નજરે પડે છે

ચદ્રિકાની સહચરી રાધેશ્વરી હતી તેનુ હૃદય પણ મૃદુ અને ચદ્રિકાના દુ ખનુ અવલોકન કરતા દ્રવિત થવા લાગ્યુ થોડી વારે એ બન્ને ભાઇ બ્હેન અશ્રુઆરમા તેમના ઉભરા ખાલી કરી જરા સ્વસ્થ થયા ચદ્રિકા મૃદુની ગોદમાથી ખસી રાધેશ્વરીને કુશળ સમાચાર પૂછવાનુ પણ મૃદુને પછીજ ભાન થયુ

મૃદુની બત્તકમાથી જળ કાઢી રાધેશ્વરીએ બન્નેને આપ્યુ, અને તેમને આશ્વાસન તથા સ્નેહસૂચક શબ્દોથી શાત કર્યા બાદ પૂછ્યુ " ભાઇ મૃદુસિહ ! કઇ તરફ જવા નીકળ્યા છો "

" દેવી ! કેટલોક સમય થયા મારો મિત્ર સુલભ મારી શોધમા નીકળ્યો છે તે તમે જાણો છો અદ્યાપિ તેનો કાંઇ પત્તો નથી. રાજા શુરસેને ચોગરદમ માણસો મોકલ્યા પણ તેમના તરફથી પણ કાંઇ સમાચાર મળ્યા નહિ ચદ્રિકાનો પણ કાઇ પત્તો નહોતો, એટલે એ બન્નેની શોધમા હું નીકળ્યો હતો અથડાતો કુટાતો આ અરણ્યની નજીકમાં કોઇ ગામ હોય તો આ બિચારા અશ્વની તૃષા તૃપ્ત કરાવવાના વિચારથી આમ જતો હતો, એટલામાં તમારા અશ્વની ખરીઓના અવાજ સાભળ્યા અને આશાભર્યો અહીં ઉભો

રહ્યો. પ્રભુકૃપાએ બ્હેનનો તથા તમારો મેળાપ થયો એટલે એક ચિંતા તો દૂર થઇ વારૂ! પણ તમે કયાથી આવો છો અને કયા જતા હતા? બ્હેન ચદ્રિકા કયાંથી મળી આવી?" મૃદુએ પોતાની હકીકત જાહેર કરતા ચદ્રિકા માટે પ્રશ્ન કર્યો

રાધેશ્વરીએ ચાદ્રકા કેવા સ્થાનમા કેદ થઇ હતી, અને ત્યાથી તે કેવી રીતે તેને છોડાવી લાવી, અને દુષ્ટસિંહનુ ખૂન કર્યું તે સવિસ્તર જણાવ્યુ. વળી વધારામા તેણે જણાવ્યુ કે "બ્હેન તમને મળવા ઘણાં ઉત્સુક થઇ રહ્યા હતાં, અને તેથી તેમને પર્ણકુટીમા રાખી તમને તેડવા માટે હું ચપાવતી આવવાની હતી, પરતુ પછીથી મહાત્માશ્રીનો વિચાર ફરતા તેમની આજ્ઞાનુસાર અમે બન્ને ચપાવતી જતા હતા "

"દેવી! તમે પણ અમારા પર નિસ્વાર્થપણે અનહદ ઉપકારો કરી રહ્યા છો મને અને કનકને મૃત્યુના પાશમાથી મુક્ત કર્યા, અને બ્હેન ચદ્રિકાને પણ દુષ્ટના પઝામાથી છોડાવી! ધન્ય છે! તમારી પરોપકાર વૃત્તિને! પ્રભુ એ ઉપકારોનો બદલો વાળવા મને સામર્થ્ય આપે એટલુ ઇચ્છુ છુ" મૃદુએ અતકરણથી રાધેશ્વરીનો ઉપકાર માનતાં કહ્યુ

"ભાઇ! ઉપકારનો કે ઉપકારના બદલાનો કાંઇ સવાલજ નથી. પરોપકાર કરવો એ અમ સાધુઓનો ધર્મ છે અમે વિરક્ત પ્રાણીઓ બદલાની આશાથી કાઇ કાર્ય કરતા જ નથી માટે એવા ઘેલા વિચારો ના કરો અને કહો હવે શુ કરવુ છે?" રાધેશ્વરીએ પૂછ્યુ

"દેવી! અત્રે કોઇ નજીકમાં મારા અશ્વને જળ મળે એવુ સ્થાન હોય તો બતાવો કે ત્યાં જઇ હું એને પ્રથમ જળ પાઉં.

ત્યાંથી મહાત્માશ્રીના દર્શન કરી ભાઇ સુલભની શોધમાં હું નીકળી પડીશ. તમે બ્હેન ચંદ્રિકાને લઇ ચંપાવતી જાઓ. કનક ત્યાંજ છે અને તેની સાથે એને ગમશે, વળી ત્યાં એ નિર્ભયપણે રહી શકશે" મૃદુએ ખુલાસો કર્યો.

રાધેશ્વરીનો વિચાર પણ એવોજ હતો કે ચંદ્રિકાને ચંપાવતી મુકી આવવી. તેણે કહ્યું "ભાઇ! મારો પણ એ જ વિચાર છે. તમે અહીંથી સીધા નીકળી જાઓ એટલે પર્ણકુટીનો રસ્તો આવશે. ત્યાં અશ્વને જળ પાજો અને મહાત્માશ્રીની પાસે જ હાલ રહેજો. હું ચંપાવતીથી જેમ બને તેમ જલદી પાછી આવી પહોંચીશ, અને પછી ગુરૂદેવની સલાહ લઇ આપણે બન્ને સુલભભાઇની શોધમાં નીકળી પડીશું.

મૃદુએ રાધેશ્વરીને પ્રણામ કર્યા, અને તેની બ્હેન ચંદ્રિકાને નિર્ભય થઇ કનક સાથે ચંપાવતીમાં રહેવાની ગદ્ગદ્ કંઠે સુચના કરી, મહાત્માની પર્ણકુટી તરફ જવા નીકળી પડયો. રાધેશ્વરી તથા ચંદ્રિકા પણ પાછા અશ્વારૂઢ થઇ ચંપાવતીને રસ્તે ચાલતાં થયા.

શું એ ભાઇ બ્હેનનો સ્નેહ! અશ્વ પર બેઠા બેઠા પણ જ્યાં સુધી જોવાય ત્યાં સુધી એક બીજા પ્રતિ સ્નેહભરી દૃષ્ટિ નાંખી જોતાં રહ્યાં.

# પ્રકરણ ૩૪ મું.

---

## વિમળા

સુલભને તેના પર આવી પડનાર આપત્તિના સમાચાર આપી પાછી ફરેલી ડોક્ટર અજબની સ્ત્રી વિમળા નિર્વિઘ્ને તેને ઘેર પહોંચી ગઇ હતી નિર્દોષ સુલભને બચાવી પરોપકાર કર્યો, અને સાથે સાથે તે ઉપકારના પ્રતાપે તેના પતિનો પ્રાણ નહિ લેવાના સુલભના વચનને દૃઢ બનાવ્યો, એટલે તેને શાંતિ વળી અને તેના હૃદયમાં એક પ્રકારનો આનંદ વ્યાપી રહ્યો હતો

અજબના આવવાની તે રાહ જોયા કરતી હતી આખી રાત્ર રાહ જોવામાં તેણે વિરામાસન પર પસાર કરી, પરંતુ તેના પતિ દેવના દર્શન થયા નહિ આથી તેના આનંદનો લોપ થયો, અને તેની મુખમુદ્રા ભય અને શોકથી છવાવા લાગી. "શું સુલભ નિર્વિઘ્ને પસાર નહિ થઇ શક્યો હોય ? અવશ્ય એમજ થવું જોઇએ, નહિ તો મારા પતિ ઘેર કેમ ન આવે ? × × × હા. પણ કદાચિત્ એ પોતે જ કોઇ સપડાઇ ગયા હશે તો" આવા અમાંગલિક વિચારો કરી ચિંતામાં તેણે બીજો દિવસ પણ પસાર કર્યો રાત્રિ પડી છતાં અજબરાયનાં દર્શન થયાં નહિ. પ્રમાદને ત્યાં નોકરને તપાસ કરવા મોકલ્યો, તો અજબ ત્યાં નહિ હોવાના સમાચાર મળ્યા તે ઝાઝો વખત ધૈર્ય ધારણ કરી શકી નહિ જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ તેને અજબ માટે ચિંતા વધવા લાગી. તે જાતે જ પ્રમાદને ઘેર જવા તૈયાર થઇ. જેવી રીતે

સુલભને સૂચના કરવા જવા મધ્યરાત્રિએ નીકળી પડી હતી તેવી રીતે કાળા ઝભ્ભામા અગ છુપાવી તે પ્રમાદના ઘર તરફ જવા લાગી અર્ધ રસ્તે જતા તેને કોઇ વાત કરતુ હોય એમ લાગ્યુ. તે આગળ જતાં અટકી અને આમતેમ નજર ફેરવતા થોડે દૂર ત્રણ મનુષ્યોને ગુપચુપ વાતો કરતા ઉભેલા તેણે જોયા. રાત્રિના અધકારને લીધે તેમને તે ઓળખી શકી નહિ એટલે ત્યાથી જુદે --ને ફટાઇ જે સ્થળે એ મનુષ્યો વાત કરતા હતા ત્યા ગઇ, અને તે જાણે નહિ તેમ અધકારમા છુપાઈ રહી કાળિરાત્રિએ ક્રૂર કર્મ કરનારની ગુપ્ત વાતો ધ્યાન પૂર્વક સાભળવા લાગી

"પણ જમાલ આગળથી જઇ સર્વ તૈયારી કરી મુકે તો શુ હરકત ? આપણે મુકરર કરેલે વખતે ત્યા જઇ પહોચીશુ ' ત્રણ માના એકે કહ્યુ

પરિચિત અવાજ કર્ણ પર પડતા વિમળા બોલનાર વ્યક્તિને ઓળખી ગઇ, અને તેની સાથે બીજી બે વ્યક્તિઓ કોણ હતી તેનુ પણ અનુમાન કરી લીધુ બોલનાર તેનો સ્વામિ અજબ હતો અને બીજા બે પ્રમાદ તથા જમાલ હતા રાજા કેશરીસિહના મહાલયમાંથી કાઇ નિશ્ચય કરી તે આવતા હતા જે સ્થળે તે ઉભા હતા ત્યાથી પ્રમાદ અને અજબને પોતપોતાને ઘેર જવાનો રસ્તો બદલાતો હતો, અને તેથી એ સ્થળે તેમણે નિશ્ચિત કરેલા કોઇ કાયની તે ગોઠવણ કરી રહ્યા હતા.

અજબે કરેલા પ્રશ્નનો જરા વિચાર કરી પ્રમાદે ઉત્તર આપ્યો "તમારૂ કહેવુ પણ વાસ્તવિક છે ત્રણે જણાએ સાથે જવાનું કાઈ પ્રયોજન નથી વળી આપણે એ જરા મોડા નીકળીએ, તો

સુલભને માટે પણ પાકો બંદોબસ્ત કરવાનો સમય મળે. કેમ જમાલ! તને કાંઇ હરકત છે?"

"ના સરદાર! કાંઇ નહિ હું આગળથી જઇ સર્વ તૈયારી કરી મુકીશ મધ્યરાત્રિ થતા તમે બન્ને આવી નજીકમાંજ છુપાઇ રહેજો, અને હું ઝીણી સીટી વગાડુ કે તરત આવી પહોંચજો." જમાલે કહ્યુ

"હા. પણ યાદ રાખજે, તારે બહુ સાવચેતીથી રહેવુ પડશે કોઇને લેશ પણ શક પડયો, તો સર્વ મહેનત ધુળ મળી જશે" પ્રમાદે સમજુત કરી

"સરદાર! એ બાબતની તમે ચિંતા રાખશો નહિ. પુરતી સાવધાનીથી હું મારો રસ્તો કરી લઇશ. તમે વખતસર આવી પહોચવા ચૂકશો નહિ નહિતો મામલો ગુચવાઇ જશે" જમાલે હિંમત આપતા કહ્યુ

"બસ, ત્યારે એજ નિશ્ચય. અજબરાય! તમે પેલી દવાની બે શીસીઓ સ્હવારે મોકલી દેજો, એટલે જમાલ પેલો પત્ર તથા શીશીઓ લઇ પ્રભાત થતાં રવાના થઇ જાય" પ્રમાદે અજબને કહ્યું.

"હા હુ જાતેજ તે લઇને સહવારે આવીશ. ચાલો હવે રજા બે દિવસથી ઘરનુ મોઢુ જોયુ નથી વિમળા અકળાતી હશે. અજબે કહ્યુ

"ચાલો સાહેબજી સહવારે જેમ બને તેમ જલદી આવી પહોચજો" પ્રમાદે સલામ કરી જમાલ સાથે ચાલવા માંડયુ. અજબ પણ ત્યાથી તેના ઘર તુરફ જવાના રસ્તે વળ્યો

વિમળાએ જે કાંઇ હકીકત સાંભળી તે પરથી તે એટલું અનુમાન કરી શકી કે સુલભ પકડાયો છે, અને પાપીઓ કોઈ બીજી પ્રપંચ જાળ પાથરવાની તૈયારી કરી રહ્યા છે એ ત્રણે જણે છૂટા પડવાની વાત કરી કે તરતજ તેણે ઘર તરફ ચાલવા માંડયું, અને અજબ ઘેર જાય તે પહેલાં તો બીજે રસ્તે તે ત્યાં પહોંચી ગઇ અને સ્વસ્થ થઇ અજબની રાહ જોવા લાગી

અજબને આવતાં ઝાઝી વાર લાગી નહિ. થોડીવારમાંજ તેણે આવી બારણું ઠોકયું અને નોકરને બુમ પાડી વિમળાએ બારી એથી પ્રત્યુત્તર આપી નીચે જઇ બારણું ઉઘાડયું

વિમળાનો ચ્હેરો જોતાંજ અજબને ધ્રાસકો પડયો, તેને લાગ્યું કે તેની સ્રીની મુખમુદ્રા ક્રોધિત હતી, અને તે ક્રોધનું કારણ પોતાની બે દિવસની ગેરહાજરી સિવાય અન્ય કાંઇ હોય નહિ તે પણ તે સમજી ગયો તરત તેણે વિમળાને બોલાવવાનું ઉચિત ધાર્યું નહિ દિવાનખાનામાં જઇ વસ્ત્ર ઉતારી સીગરેટના ધુમાડા કાઢતો તે આમ તેમ ફરવા લાગ્યો વિમળા કાંઇ પ્રશ્ન કરે તો શું પ્રત્યુત્તર આપવો, તેના વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા

વિમળા તેનો સ્વામી ક્યા વિચારમાં મગ્ન હતો તે તેની મુખાકૃતિપરથી સમજી ગઇ નીચું ઘાલી તે એક બાજુપર મૌન ધારણ કરી બેસી રહી. અજબને બોલાવવાનું તેને મન થઇ આવતું, પણ તેના પાપકર્મોનો વિચાર આવતાં તે સતી હોવા છતાં તેને કાંઇક તિરસ્કાર આવી જતો હતો. થોડો સમય એ દંપતિમાંથી ન કોઇ બોલ્યું કે ન કોઇ શય્યા પાસે ગયું. આખરે અજબ વિમળા કાંઇ

મુકે તો શું પ્રત્યુત્તર આપવો તે ગોઠવી રહ્યો, એટલે તેણે વિમળાને બોલાવવા વિચાર કર્યો

"કેમ ! પ્રિયે ! કાંઇ અબોલા લીધા છે શું ? હું ઘેર આવ્યો તે ના ગમ્યું ?" અજબે જરા મુખ મલકાવી પૂછ્યું

અજબના પટામણા શબ્દો વિમળા સમજી ગઇ અને "કાંઇ નહિ" શબ્દોમાંજ પ્રત્યુત્તર આપી તે પાછી મૌન ધારણ કરી બેસી રહી

અજબને લાગ્યું કે વિમળાનો ક્રોધ શાંત થયો નથી, પરંતુ તે હરેકોઇ પ્રકારે શાંત તો કરવોજ જોઇએ ટેબલપરથી બત્તી લઈ તે તેની સન્મુખ જઇ બેઠો, અને બત્તીનો પ્રકાશ તેના મુખપર પાડતો સ્મિત કરી નર્મ-ગોષ્ટી કરવા લાગ્યો.

સ્ત્રી જાત કયાં સુધી ગંભીરપણું ધારણ કરી શકે ! ગમે તેવી હોય ! ગ્હાય તેટના ક્રોધમાં હોય, પણ સ્વામિનું સ્મિત અને નર્મ-ક્રીડા શરૂ થાય કે સ્વાભાવિકજ તેનો ક્રોધ પ્રેમમાં પલટાઇ જાય વિમળાને પણ એમજ થયું તેનું ગંભીરપણું કાયમ રાખવા નિશ્ચય કર્યો હતો, પરંતુ જ્યાં જ્યાં અજબે અટકચાળાં કરવાં માંડયાં કે તેનાથી હસી બોલી દેવાયું "જાઓ, જાઓ, તોફાન શું કરો છો ? બે દિવસે ઘરમાં આવ્યા, અને હવે ડાહ્યા થઇ પટાવતા હશો ?"

"કેમ નહોતું બોલવું ને કેવું બોલાયું ?" અજબે જરા વિશેષ અટકચાળાં કરતાં કહ્યું.

વિમળાનો ક્રોધ સમી ગયો. પતિ પ્રત્યેનો પ્રેમ પ્રદીપ્ત થયો અને તેના મુખપર હાસ્ય અને આનંદ દેખાવા લાગ્યા, પણ અજબ

તેની બે દિવસની ગેરહાજરીનો શું ખુલાસો કરે છે, તે જાણવાનું ભુલી નહિ તેણે ધીરેથી પૂછ્યું " પણ સ્વામિનાથ ! તમે આમ રાત્રિદિવસ ફર્યા ફર્યા કરો છો ? તમને એમ પણ થતુ નથી કે હું એકલી ઘરમાં અકળાતી હોઇશ "

' પ્રિયે ! જો સત્ય પૂછે તો મને તારી ચિંતા તો ઘણીજ થતી હતી, પણ શું કરું એક પરોપકારના કાર્યમાં એવો ગુંચવાઇ પડયો કે બે દિવસ મારાથી ઘેર આવી શકાયું નહિ " અજબે ધીરે રહીને જવાબ આપ્યો.

" આહોહો ! એવું તે શું મોટું પરોપકારનું કાર્ય તમારે માથે આવી પડયું, કે આટલો બધો વખત તેમાં રોકાઇ રહેવું પડ્યું ?" વિમળાએ વાત કઢાવવા પૂછ્યું.

અજબે જવાબ ગોઠવીજ રાખ્યો હતો, એટલે ખુલાસો કરતા તેને વાર લાગી નહિ

" જો હું તને કહું તો ખરો પણ વાત તમામ ગુપ્ત રાખવાની છે તું જાણે છે કે સુલભ રાજદ્રોહી થયો છે, અને પરરાજ્ય સાથે મળી જઇ રાજનગરપર હુમલો કરાવવાની ગોઠવણ કરી રહ્યો છે ! તેનો સ્વાર્થ સાધવા તે આપણા રાજાનું ખૂન કરવા તૈયાર થયો હતો, પરંતુ કમનશીબે તેમ કરવા જતા તે પકડાઇ ગયો. કાંઇ કાર્યવશાત્ મારૂં રાજા પાસે જવું થયું, ત્યારે ત્યાં સુલભની વાત ચર્ચાતી હતી એને માટે મને પ્રથમથીજ માનની લાગણી વિશેષ હોવાથી, તથા એ ચારિત્ર્યવાન પુરૂષ હોવાનું હું જાણતો હોવાથી તેનાપર મુકાયલો આરોપ અસત્ય હોવાનું મને જણાયું. આથી મે તેનો પક્ષ લઇ રાજાને સમજાવવા પ્રયત્ન કર્યો. સુલભને

માટે તેની નિર્દોષતાના જે કાંઇ પુરાવા હોય તે મેળવ્યા, અને તે રાજા આગળ રજુ કરી તેને મુક્ત કરવા વિનંતિ કરી. પરોક્ષ રીતે અન્ય ગૃહસ્થો મારફત પણ રાજાને સમજાવવા મે પ્રયત્ન કર્યો. આ બધી કડાકુટમાં મારે ઘણો સમય ગાળવો પડયો, અને તેથીજ એ દિવસ મારાથી ઘેર અવાયુ નહિ" અજબે ખુલાસો કર્યો. સુલભને કેદ કર્યો છે તે હકીકત તે ગલત કરી ગયો, કારણ કે તે જણાવવાનો તેનો વિચાર નહોતો.

વિમળા ચેતી ગઇ કે સુલભને આવુજ કાંઈ કાવતરૂં કરી પકડયો હોવો જોઇએ તેનો પતિ તેને છોડાવવાના કાર્યમા નહિ, પરંતુ તેને કેદ કરાવવાના કાર્યમા પડયો હતો તે તે જાણુતી હતી, પણુ તેનો સ્વામિ કયા સુધી અસત્ય બોલે છે તે જોવા, તથા સુલભનુ શુ થયુ તે જાણવાની જીજ્ઞાસાથી તેણે પૂછ્યુ, "પછી સુલભનું શુ થયુ"

અજબ ગુંચવાયો. સુલભ કેદમા પડયો છે તે કહેવુ કે નહી ! તેણે જરા વિચાર કરી ઉડાઉ જવાબ આપ્યો. "હજુ એનુ કાંઇ નિરાકરણુ થયુ નથી જો કે એને હાલ પકડયો છે પણુ શિક્ષા ફરમાવવાનું મુલ્તવી રહ્યું છે શુ થશે તે કાંઇ કહી શકાય નહિ. આવતી કાલે પાછો રાજાને સમજાવવાનો વિચાર રાખ્યો છે. બિચારો બચી જાય તો સારૂ"

શુ અજબની લાગણી ! જાણે દયાનો સાગર હોય તેમ સુલભ માટે તેને દયા આવવા લાગી વિમળાને તેના કેવળ અસત્ય બોલવાથી અને કૃત્રિમ લાગણીથી તિરસ્કાર આવ્યો, છતાં તેણે

મેમ સ્વરે કહ્યું "પ્રાણનાથ ! એ ખટપટમાં આપણે પડવું બીલકુલ વિત નથી. તમે જાણો છો કે પ્રમાદ અને સુલભને એક બીજા પ્રતિ વૈરભાવ ઉત્પન્ન થયો છે અને તે એકબીજાનો નાશ કરવા અનેકાનેક પ્રપંચો કરી રહ્યા છે એવાં કાર્યોમાં ભાગ લેવા જવું કદાચ રાજાનો કે પ્રમાદનો આપણાપર રોષ ઉતરે, તો વિના કારણ આપણે મુફલીસ મરવાનો વખત આવે માટે જો મારી ગરીબડીની દયા આવતી હોય તો પ્રાણનાથ ! એ ખટપટમાં તમે ન પડો તમે તમારૂં દવાખાનું જ સાચવી બેસી રહેશો, તો તેમાં આપણું શ્રેય છે અને માન આબરૂ પણ તેમાંજ જળવાઇ રહેશે.

"વિમળા ! તું ગાંડા વિચારો કરે છે. મને કાંઇ ખટપટ કરી વ્યર્થ પીડા વ્હોરવાનું મન થાય છે ! આ તો પરોપકાર કાર્ય છે તો હું વચ્ચે પડયો નહિ તો મને શું !" અજબે જ ડહાપણનો ડોળ કરતાં કહ્યું

"હા પણ એમ તો ખરૂંજને કે સુલભનો બચાવ કરશો પ્રમાદ તમારા પર ગુસ્સે થશે ! તો એવું આપણે કરવાની જરૂર ! સુલભ ગુન્હો કરે તો તેનાં ફળ તે ભોગવે !" વિમળા જણાવ્યું

અજબ નિરૂત્તર રહ્યો. શું કહેવું તેની તેને કાંઇ સુઝ પડી નહિ

વિમળાએ આગળ ચલાવ્યું "પ્રાણનાથ ! તમે કહો છો તેમાં કેટલું સત્ય છે તે હું જાણું છું. તમે પ્રમાદના મિત્ર થયા અને તેના દુષ્ટ કૃત્યોમાં ભાગ પણ લેવા માંડયો હતો જોકે તમને સ્પષ્ટ રીતે કાંઇ કહ્યું નહોતું, પરંતુ દિનપ્રતિદિન પાપકર્મની વૃદ્ધિ થતી જાય છે, અને તેના પરિણામનો વિચાર કરતાં હું ધ્રુ

જુ જુ ભવિષ્ય મારી દૃષ્ટિ સમીપ ખડુ થાય છે એટલે હવે તમને બે બોલ કહ્યા વિના મારાથી રહેવાતુ નથી. તમે પાપકર્મો કરી એક ગુન્હો તો કરી રહ્યા છો, અને તે છુપાવવા અસત્ય બોલી બીજો ગુન્હો કરો છો પ્રાણનાથ ! અસત્ય બોલી તમે મને છેતરશો, પણ પરમાત્માને છેતરી શકશો નહિ. તે તો પ્રત્યેક ગુન્હાની નોંધ લઇ સમય આવે શિક્ષા કરશેજ માટે મારી તમને એટલી વિનતિ છે, કે આટલેથીજ હવે પાપનો અંત આવવા દો. પશ્ચાત્તાપ કરી આગલાં પાપોનુ પ્રાયશ્ચિત કરો, અને દુષ્ટ પ્રમાદની સંગત છોડી સત્યને માર્ગે વિચરો પ્રમાદ કેવો અધમ અને પાપાચારી છે તે તેની મુખમુદ્રાજ કહી આપે છે પાપી માણસો કદી કોઇના થયા નથી અને થવાના નથી એ મિત્ર સ્વાર્થી મિત્રજ જાણજો તમારાપર આપત્તિ આવી પડશે, ત્યારે એ ઉભો નહિ રહે તેનો સ્વાર્થ સાધવા પુરતોજ સબંધ રાખશે" વિમળાને હજુ બહુ કહેવાનું મન થતુ હતુ, પરંતુ આટલુ કહ્યાની શુ અસર થાય છે તે જોવા તે અટકી

તેનો શબ્દે શબ્દ અજબ સાંભળી રહ્યો હતો. તેનુ કથન તેને સર્વથા વાસ્તવિક લાગ્યુ પરંતુ પ્રમાદનો એકદમ ત્યાગ કરવો તેને વ્યાજબી લાગ્યુ નહી, તેણે જરા વિચાર કરી ટુંકમા વિમળાને જણાવ્યુ " દેવી ! તારૂં કહેવુ યથાર્થ છે પરંતુ પ્રમાદ સાથે એકદમ વૈર કરવુ એ હાનિકારક છે હું ધીમે ધીમે તેની સાથેનો સબંધ ઓછો કરી, તેના દુષ્કૃત્યોમા ભાગ ન લેતા તેમાથી નીકળી જવાનો પ્રયત્ન કરીશ"

આટલી પણ અજબપર અસર થયેલી જોઇ વિમળામે આ-

નંદ થયો બન્ને જણા પ્રેમાલાપ કરતા કરતાં નિદ્રાવશ થયાં. જોઈએ છીએ કે અજબ પ્રમાદનો સબંધ કેવી રીતે ઓછો કરી તેનાથી છુટો પડે છે!



## પ્રકરણ ૩૫ મું.

### કેશરીસિંહનો પત્ર

ચંપાવતીના રાજમહેલમાં મૃદુના ગયા બાદ સર્વ શુન્યકારમય ભાસતું હતું મહેલમાં મનુષ્યો તો ઘણા હતા, પરંતુ કોઈના કોઈના મુખારવિંદપર આનંદ જણાતો નહોતો રાજા શુરસેન તથા રાણી બુદ્ધિમતી લતિકાનું શું કરવું, તેની ચિંતા કરી રહયા હતા. તો લતિકા મૃદુના વિયોગથી ઝુરી રહી હતી અને કનક સુલભની ચિંતાથી વ્યગ્રચિત્તે ચંપાવતીમાં દિવસો નિર્ગમન કરતી હતી

એક સમયે લતિકા તથા કનક લતિકાના શયનાલયમાં બેઠાં બેઠા મૃદુ તથા સુલભની ચિંતા કરતાં પ્રમાદને શ્રાપ આપી રહયાં હતાં, એટલામાં લતિકાની દાસી કાંઇક હર્ષભેર ત્યાં આવી પહોંચી. તેને જોતાજ લતિકા તથા કનક ઉભયે તે કાંઇ શુભ સમાચાર લઈને આવી હોય એમ અનુમાન કર્યું અને લતિકાએ તે જાણવા અધીરા થતા પૂછ્યું" કેમ કેતકી! શું છે! કંઇ બહુ ખુશ થતી જણાય છે!"

"બ્હેન! કનક બ્હેન કહેતાં કહેતાં તે રાણેશ્વરી દેવી તથા

મૃદુસિંહના ભગિની ચંદ્રિકા બ્હેન આવ્યાં છે, અને તેથી તમને બન્નેને બુદ્ધિમતી બા તેડે છે." કેતકીએ કહ્યું

" હેં ! ચંદ્રિકા ! ક્યાં છે ?" ચંદ્રિકાનું નામ સાંભળતાંજ કનક સાનંદાશ્ચર્યચકિત થતાં બોલી ઉઠી

" બ્હેન ! એ બન્ને મહારાણીની પાસે બેઠાં છે " કેતકીએ કહ્યું

એક ક્ષણનો પણ વિલંબ કર્યાં વિના બન્ને ત્યાંથી ઉઠયાં અને બુદ્ધિમતીના ઓરડામાં ગયાં

અહાહા ! શું આનંદ ! કનક અને ચંદ્રિકા પરસ્પર ભેટી પડયાં ઉભયના નેત્રોમાંથી હર્ષાશ્રુ ટુટી પડયાં લતિકા પણ રાઘેશ્વરી તથા ચંદ્રિકાને મળી ભેટી આનંદિત થઇ હર્ષના ઉમળકા કેટલીવારે શાંત થતાં કનકે ચંદ્રિકાને પૂછ્યું " બ્હેન ! સ્વારના વેશમાં તમને બચાવ્યાં તો ખરાં, પણ કર્મસંયોગે તમે અને હું ગફલત ખાઇ ગયાં. વારૂ, પણ બ્હેન ! તમને એ પાપી ક્યાં લઇ ગયો હતો ? અને તમે કેવી રીતે એના પંઝામાંથી છૂટયાં ?"

" બ્હેન એ સૌ આ રાઘેશ્વરી દેવીનો પ્રતાપ છે. તેમને પૂછો એ સર્વ હકીકત કહેશે " ચંદ્રિકાએ રાઘેશ્વરી પ્રત્યે આંગળી કરી કહ્યું

રાઘેશ્વરીએ તમામ હકીકત ત્યાં બેઠેલા મંડળને કહી સંભળાવી.

બુદ્ધિમતી તથા લતિકા તેઓ સાંભળી સ્તબ્ધજ થઇ ગયાં

કનક રાધેશ્વરીનો મહદ્ ઉપકાર માનતી, દુષ્ટ પ્રમાદ ઉપર શ્રાપોનો વરસાદ વરસાવવા લાગી

આ પ્રમાણે પરસ્પર એક બીજાપર પડેલા દુખોની વાતો કરી ઉભરા ખાલી કર્યા બાદ, કનકે સુલભ માટે તેને થતી ચિંતા જાહેર કરી એટલે રાધેશ્વરીએ કહ્યુ "બ્હેન! સુલભભાઇની ચિંતા કરવાની જરૂર નથી મૃદુસિંહ અમને રસ્તામા મળ્યા હતા તેમને પર્ણકુટીમા મોકલી અમે અહીં આવ્યા છીએ હવે અહીથી ગયા બાદ હુ તથા મૃદુસિંહ અમે બન્ને તેમની શોધમા નીકળવાના છીએ માટે ગભરાશો નહિ પરમાત્મા કરશે તો હવે ટુંક સમયમા સર્વ એકઠા થશે, અને દુશ્મન પ્રમાદને યોગ્ય શાસન સાથે મૃદુ-લતિકાનો જયઘોષ ઉચ્ચારાશે"

"મૃદુ-લતિકા" શબ્દ સાંભળતાજ લતિકાના હૃદયમા સ્નેહના ઉમળકા ઉછળવા લાગ્યા મુખપર લજ્જા છવાઇ, અને તે જરા મ્હો મલકાવતા નીચુ જોઇ રહી તેની જરા મશ્કરી કરવાનો રાધેશ્વરીને વિચાર થયો, પરંતુ રાણી બુદ્ધિમતીની આમન્યા તોડી તે કાંઇ બોલી શકી નહિ છતાં થોડી થોડી વારે લતિકા સામે જોઇ સ્મિત કરી તેને વારંવાર લજ્જાસ્પદ બનાવી તેથી આનંદ માનવા લાગી

× × ×

રાધેશ્વરી પ્રત્યે લતિકાનો સ્નેહ એક બે દિવસના સહવાસમા એટલો વધી ગયો, કે તે ઘણુ ખરૂ તેની પાસેજ બેસી રહેતી, અને મૃદુની વાતો કર્યા કરતી હતી. રાધેશ્વરી પણ તેને આશ્વાસન આપી મધુર વચનો કહી આનંદમાં રાખતી હતી

રાધેશ્વરીને આવ્યાને બે ત્રણ દિવસ થઇ ગયા, અને તેને માથે મૃદુની સાથે સુલભને શોધવા જવાનું કાર્ય હજુ બાકી હતું, એટલે તેણે જવાને માટે આજ્ઞા માગી, પરંતુ બુદ્ધિમતી તથા લતિકા તેને ચંપાવતીમાંજ રહેવાનો આગ્રહ કરવા લાગ્યાં. તે બુદ્ધિમતીને તો કાંઇ કહી શકી નહિ, પણ તેના જરા બ્હાર ગયા બાદ લતિકાને કહ્યુ "બ્હેન ! અમે સંસારનો ત્યાગ કર્યો છે એટલે અમારાથી હવે રાજમહેલમાં રહી શકાય નહિ અમને તો અમારી પર્ણકુટીજ શોભે, અને ત્યાંજ અમને આનંદ લાગે માટે હવે મને જવા દો મૃદુસિંહ મારી રાહ જોઇ રહ્યા હશે ! અને જેમ સમય જાય છે તેમ સુલભભાઈનુ શું થતુ હશે તે પ્રભુ જાણે "

કનકના મનમાં તો ક્યારનુ એમ થઇ રહ્યુ હતું કે રાધેશ્વરી ક્યારે જાય અને સુલભને શોધી લાવે લતિકા તેને રાખવાનો આગ્રહ કરતી હતી તે તેને સ્વીકાર નહોતું ચંદ્રિકા પણ તેના મતને મળતી હતી, અને તેથી તેણે પણ લતિકાને કહ્યુ, "બ્હેન ! દેવીને હવે જવા દો તે વહેલા જશે તો ભાઇ મૃદુને તથા સુલભભાઈને લઇ વહેલા પાછા ફરશે "

આ રકઝક ચાલતી હતી એટલામાં રાણી બુદ્ધિમતી એક પત્ર લઇ પાછી આવી પહોંચી અને કહ્યુ " બ્હેનો ! રાજનગરથી મહારાજા ઉપર કેશરીસિંહનો આ પત્ર લઇ દૂત આવ્યો છે. તમને બધાને એ વંચાવવા મહારાજાએ આજ્ઞા કરી છે. લો, રાધેશ્વરી ! તમેંજ એ વાંચી સંભળાવો "

રાધેશ્વરીએ રાણીના હાથમાંથી પત્ર લઇ વાંચવા માંડ્યો:

"સદ્‌ગુણાલંકૃત નેકનામ મહારાણાશ્રી શુરસેનસિંહજીની સેવામાં.

પ્રતિ રાજનગરથી લી૦ રાણા કેશરીસિંહજીના યથાયોગ્ય આપનો પ્રમાદ અને મૃદુ સબંધી હકીકતનો પત્ર લઇ દૂત આવ્યો હશે, પરંતુ તે અમને મળ્યા વિના અમારા દરવાન મારફત પત્ર મોકલી ચાલ્યો ગયો છે આપે જણાવેલી બાબત અમે તજવીજ કરી છે અને હજી પણ અમારી તપાસ ચાલુ છે મૃદુ અત્રે નથી તેની શોધમાં અમે પણ અત્રેથી માણસો મોકલ્યા છે. તેનો મિત્ર સુલભ પણ ક્યાંય જતો રહ્યો છે એ કયાં અને શા કારણથી ગયો છે, તેની કાંઇ બાતમી મળી આવતી નથી, પણ એટલું અમને માલમ પડ્યું છે કે પ્રમાદ અને મૃદુ વચ્ચે કલહ ઉત્પન્ન કરાવનાર તે જ છે વળી તેમની બ્હેન ચંદ્રિકાને પણ મૃદુ ગયો, તે દિવસે રાત્રે તેને ઘેર બોલાવી ત્યાંથી કર્યાંય ગુમ કરી દીધી છે સુલભનું વર્તન ઘણુંજ શંકાશીલ લાગે છે તેને માટે પણ અત્રે તજવીજ કરીએ છીએ, દરમ્યાન એના કે મૃદુના સબંધમાં કાંઇ જાણવા યોગ્ય સમાચાર આપને મળ્યા હોય, તો તે આ પત્ર લઇ આવનાર દૂત સાથે સવિસ્તર મોકલવા કૃપા કરશોજી"

રાધેશ્વરી ફરીથી એક વાર પત્ર મનમાં વાંચી ગઇ, અને જરા વિચાર કરી બુદ્ધિમતીને તે પાછો આપતાં કહ્યું, "આ પત્રનો લખાવનાર પ્રમાદ જ હોય એમ મને તો લાગે છે મૃદુસિંહની તપાસ તે કરાવતો હોય, તો તે કાંઇ તેમના પર કૃપા બતાવવા કરાવતો હોય એમ જણાતું નથી. પ્રમાદની સાથે મળી જઈ મૃદુનું અહિત કરવા પ્રત્યેજ રાજાની વૃત્તિ હોય એમ સ્પષ્ટ માલમ પડે છે."

"મહારાજાની માન્યતા પણ એવી જ છે જે દૂત અત્રેથી પત્ર લઇ ગયો હતો, તે અદ્યાપિ પાછો આવ્યો જ નથી " રાણી- એ કહ્યુ

" નહિ જ આવ્યો હોય ! પ્રમાદને હાથે બચ્યો હોય તો તેનુ ભાગ્ય ! સુલભરાયને માટે કેશરીસિહ શકા જાહેર કરે છે એ શુ બતાવે છે ? ચોખ્ખી પ્રમાદની ઉશ્કેરણી ! પ્રમાદે સુલભભાઇની વિરૂદ્ધ રાજાના કર્ણમા ખૂબ વિષ રેડયુ લાગે છે હવે મને અત્રે ન રોકતાં જવા દો. સુલભરાયની તપાસ કરવાની ખાસ જરૂર છે" રાધેશ્વરીએ ગભીરતાથી કહ્યુ

બિચારી કનકના હૃદયમા પત્રની હકીકત સાભળતા જ ભારે આઘાત થયો હતો સુલભ માટેની તેની ચિતા વધવા માડી તેણે તરત જ રાધેશ્વરીને કહ્યુ " દેવી ! તમારૂ માનવુ સત્ય છે માટે હવે ત્વરા કરો ચાલો હુ પણ તમારી સાથે આવુ છુ રખેને પ્રમાદને હાથે એમનુ કોઇ અનિષ્ટ થાય, એવો મને ભય લાગ્યા કરે છે " આટલુ કહેતા તેની આખમા ઝળઝળીઆં ભરાઇ આવ્યા, રાધેશ્વરી તથા બુદ્ધિમતી તેને સાત્વન આપવા લાગ્યાં અને સ્વસ્થ ચિત્તે ચપાવતીમા જ રહેવા રાણીએ તેને આગ્રહ કર્યો રાધેશ્વરી એ પણ તેને ધીરજ આપી ચપાવતીમાં રહેવાની સુચના કરી, અને સુર્યાસ્ત થતાં તે સર્વેની આજ્ઞા લઇ ચંપાવતી છોડી પર્ણકુટી તરફ જવા નીકળી પડી.

# પ્રકરણ ૩૬ મુ.

---

## અજમ ઘાયલ થયો

ચંપાવતીમાં સુલભની ચિંતા કરનારાઓને શું ખબર કે તે પ્રમાદના પ્રપંચનો ભોગ ક્યારનો થઇ પડયો છે, અને રાજનગરના એક ગુપ્ત ભોંયરામાં કેદીની અવસ્થા ભોગવી રહ્યો છે!

જ્યારે ગંધેશ્વરી ચંપાવતીથી નીકળી ત્યારે પ્રમાદ તથા અજમ પણ તેમણે નિયુક્ત કરેલું મહાન કાર્ય કરવા રાજનગરથી નીકળવાની તૈયારી કરી રહ્યા હતા બન્ને જણા તૈયાર રીવોલ્વરોથી સજ્જ થઇ પ્રથમ જે સ્થાને સુલભને કેદ કરવામાં આવ્યો હતો ત્યાં ગયા

હાથપગમાં મજબૂત સાંકળોથી જકડાયલો સુલભ દિન વદને બેઠો હતો દુશ્મનોને તેમની સમક્ષ આવતા જોઇ તેમના તરફ ધિક્કાર અને તિરસ્કારની દૃષ્ટિ નાખી તે બેસી રહ્યો

'કેમ સુલભરાય! મૃદુ–લતિકાનો સમ્બંધ જોડવા અરણ્યમાં અથડાવા કરતાં આ સ્થાન તમને અનુકૂળ તો છે ને?' પ્રમાદે સુલભની ઓરડીમાં બેસતા કટાક્ષ કરતાં કહ્યું.

સુલભે કાંઈ પણ પ્રત્યુત્તર ન આપતા એકવાર ફરીથી એ ક્રૂર પ્રતિથી દૃષ્ટિથી જોયું

"કેમ! કાંઇ જવાબ પણ અપાતો નથી! મૃદુ ક્યાં ઠેકાને ક્યાં છુપાવી છે

"બધાનો પત્તો થોડા સમયમા મળશે અને પાપીઓના પાપનો ઘટસ્ફોટ અલ્પ સમયમાં જ થશે." સુલભે કહ્યું.

"કેદખાનામા પડયો છે છતાં કેટલું અભિમાન ! સુલભ ! હજુ પણ તને કહુ છુ કે બચવુ હોય તો, તારા મૃદુનો પક્ષ છોડી મારી સાથે મળી જા, અને લતિકા સંપાદન કરવામાં તેને બદલે મને સહાયભૂત થા " પ્રમાદે કહ્યુ

'પ્રમાદ ! તારી અધમતા અને નીચ વૃત્તિઓની હદ વળી છે તારા દુષ્કૃત્યોમા મને ભાગીદાર બનાવવા માગે છે ! જા. પાપી જા આ કારાગૃહમા પ્રાણ જાય તો પરવાહ નહિ પણ સત્યને અવલબી રહેલા મારા પ્રિય મિત્ર મૃદુનો ત્યાગ નહિ કરૂ " સુલભે નિશ્ચયાત્મક જવાબ આપી વળી વધારામા કહ્યુ, "અને પ્રમાદ ! તને એકવાર ફરીથી હું કહુ છુ કે લતિકા માટે મિથ્યા ફાંફા મારી તેને માટે અન્ય ઘોર પાત્તકો કરવા છોડી દે એક વડીલ બધુ તરીકે મૃદુનો લતિકા સાથે લગ્ન સબધ જોડવા મદદગાર થા એમાંજ તારૂ કલ્યાણ અને શોભા છે "

"મારે તારી એ બધી સલાહની આવશ્યકતાની જરૂર નથી. મારા કાર્યમા હું કેટલે દરજ્જે ફત્તેહ મેળવુ છુ, અને મેળવીશ તે મારે જોવાનુ છે અને તારે ખાત્રી કરવી હશે તો ટુક વખતમા જ તને પણ બતાવીશ, કે લતિકા કોના કબજામાં આવી છે !" પ્રમાદે ગર્વ કરતાં કહ્યુ

સુલભ નિરૂત્તર રહ્યો એટલે પ્રમાદે વળી કહ્યુ "કદાચિત્ તું એમ ધારતો હશે, સૂરસેન જેવા રાજાની પુત્રીની આશા રાખવી વ્યર્થ કે અશક્ય છે, પણ સાથે સાથે એટલું પણ યાદ રાખજે કે

પ્રમાદને માટે સર્વ બાબત શક્ય છે સુરસેનની અને તેની સાથે તેના કુટુમ્બની અને રાજ્યની પાયમાલી હવે નજીકજ આવી પહોચી છે, માટે એ બધા સજોગોનો વિચાર કરી હજુ પણ મારો પક્ષ સ્વીકાર નહિતો કારાગ્રહમા રીબાઇ રીબાઇને મરવુ પડશે ”

પ્રમાદ! મને સત્યમા સપુર્ણ શ્રદ્ધા છે. છેવટે સત્યનો જય છે અને અસત્યનો જ પરાજય થશે ચ્હાય તો સુરસેનને મારી નાખ કે તેના રાજ્યને બાળી નાખ, તોપણ લતિકા તારી નહિ થાય તે નહિજ થાય તેનુ રક્ષણ કરનાર મનુષ્યોના તુ પ્રાણ લેશે, તો સતીને અતરીક્ષમાંથી પણ મદદ મળી આવશે વળી મારે માટે તારે ચિતા કરવાની કાંઇ જરૂર નથી મૃત્યુનો મને લેશ પણ ભય નથી મનુષ્ય માત્રને માટે મૃત્યુ નિર્માણ છે, તો પછી તેની ચિતા કે ભય શુ! મારા આત્માનો ધ્વશ થતો અટકાવવા હું મારી મિત્ર તરીકેની ફરજ ભૂલી જઇ, તારા દુષ્કૃત્યોમા મદદગાર થઇ પરમાત્માનો ગુન્હેગાર બનું! નહિ કદિ નહિ પ્રમાદ! તારે ચ્હાય તે કર પણ સુલભ પ્રાણાતે પણ મિત્રદ્રોહ નહિ કરે તે નહિજ કરે ” સુનભે તેનો નિશ્ચય ફરીથી જાહેર કરતા કહ્યુ

“ જ્યારે તુ મરવાનુ જ પસદ કરે છે તો ભલે આ કોટડીમાં સડતો રહે ’ આટલું કહી પ્રમાદ ઓરડીના દરવાજા બધ કરી અજમને સાથે લઇ ચપાવતીના માર્ગે જવા નીકળી પડયો.

રાત્રિ પડી ગઇ હતી અને બન્ને પાપી મિત્રો તેમના અશ્વને ઇચ્છાનુસાર ચાલવા દઇ ધીરે ધીરે માર્ગ કાપતા હતા લગભગ અર્ધ રસ્તે પહોચ્યા એટલામા સામેથી એક ઘોડેસ્વારને આવતો તેમણે જોયો બન્ને જણા તેમના અશ્વની લગામ બરાબર પકડી સાવધ થયા. થોડે દૂર જતા એ આવનાર સ્વારને તે જોઇ શક્યા

અને તરત પ્રમાદે આશ્ચર્ય પામતા કહ્યુ, "અજબ! આટલી રાત્રે આ અરણ્ય જેવા સ્થાનમા અશ્વારૂઢ થઇ આવતી આ સ્ત્રી કોણ હશે ?"

"કોઈ હિમતવાન અને બહાદૂર હોવી જોઇએ. ચપાવતી તરફથી આવતી જણાય છે. આપણો કોઇ શિકાર જ આપોઆપ આપણી સમક્ષ આવી પહોચતો હોય તો તો ઠીક" અજબે કહ્યુ

"જોઇએ કોણ છે."

પ્રમાદ ઉપરના શબ્દો કહે છે એટલામા તો તે સ્ત્રી તેમની છેક નજીક આવી પહોંચી પ્રમાદે ગજવામાથી બત્તી કાઢી તે સ્ત્રીના મુખ પર ધરી તે તેને ઓળખી શકયો નહિ, પરતુ આવનાર સ્ત્રી પ્રમાદને તરત ઓળખી ગઇ તે ધૈર્યવાન અને નિડર હતી. પ્રમાદ તથા અજબને જોઇ તે જરા પણ ગભરાઇ નહિ પોતાનો અશ્વ અટકાવી તેણે નિર્ભયતાથી પ્રશ્ન કર્યો "કેમ પ્રમાદસિહ! કઇ તરફ પધારો છો ?"

અપરિચિત સ્ત્રીને તેનુ નામ દઇ બોલાવતી જોઇ પ્રમાદને આશ્ચર્ય લાગ્યુ તેણે પૂછ્યુ "તમે કોણ છો ? અને કયાંથી આવો છો ? હુ તમને ઓળખતો નથી."

"સત્ય છે પ્રમાદસિહ! તમે મને ઓળખતા નહિ હો, પરતુ હું તો તમને અને તમારા કૃત્યોને ઘણી જ સારી રીતે પીછાણુ છુ અને તેથીજ મારે પૂછવું પડે છે કે આપ કયા કાર્ય માટે અને કયાં સીધાવો છો ? સ્ત્રીએ જવાબ આપ્યો.

એક સ્ત્રીને નિડરપણે આવો જવાબ આપતી જોઇ પ્રમાદ તથા અજબ બન્ને આશ્ચર્યચકિત થયા. તેના બોલવા પરથી તેમને

લાગ્યુ કે એ દુશ્મન પક્ષની હોવી જોઇએ, અને તેમના કાવત્રાં ઓથી માહિતગાર હોવી જોઇએ સહજ વિચાર કરી પ્રમાદે રીવોલ્વર કાઢી અને તે સ્ત્રીને દમ દેતા કહ્યું " લાણુ વિવેચન કર્યાં વિના સ્પષ્ટ કહી દે કે તું કોણ છે? અને કયાથી આવે છે? નહિ તો નાહક પ્રાણ ગુમાવીશ."

પ્રમાદની ધમકી કે રીવોલ્વરથી ન ડરતાં તે સ્ત્રીએ નિડરતાથી કહ્યું

" રહેવા દો. પ્રમાદસિંહ! રીવોલ્વરને તેને સ્થાનકે જ રહેવા દો. મને કોણ છુ પુછતા પહેલા તમે કયુ કાળુ કર્મ કરવા અત્યારે જાઓ છો તે સત્વર જણાવો. તમે જાણો છો કે આ અરણ્યમાં મારી આણ ફરે છે, અને કોઇ પણ મનુષ્યને ખુલાસો કર્યાં વિના અહીંથી જવા દેવામાં આવતા નથી! સત્વર કહી દો કે તમે કયાં અને શુ કરવા જાઓ છો? લતિકાનુ હરણ કરવા જાઓ છો કે ચંદ્રિકાને કેદ કરવા ભમો છો."

એ સ્ત્રી દુશ્મન પક્ષની હોવાની પ્રમાદને પુરી ખાત્રી થઇ પણ તેને કાંઇ ઉત્તર ન આપતા એકદમ રીવોલ્વરમાથી ગોળી છોડી.

પેલી સ્ત્રી સાવધ હતી તેણે પ્રમાદે કરેલો પ્રહાર ચુકાવ્યો, અને પોતાની રીવોલ્વર કાઢી પ્રમાદ પર તેમાંથી ગોળી છોડી. પ્રમાદે પણ તેની નેમ ચાલાકીથી ચુકાવી દીધી અને સામો પ્રહાર કર્યો. પરસ્પર રીવોલ્વરોના પ્રહારોનું યુદ્ધ થવા માંડયુ, અને અરણ્યની ગુફાઓમા ભરાયેલાં તેમ આસપાસ રખડતા વનચર પ્રાણીઓ પણ ગભરાઇ ગર્જના કરવા લાગ્યાં પ્રમાદની રીવોલ્વરમાંનો દારૂગોળો પુરો થયો એટલે તે ગભરાયો અને નાશી જવાની યુક્તિ

શોધવા લાગ્યો. આ દાવ જોઇ પેલી સ્ત્રીએ એક બહાર કર્યો પણ કમનસીબે તે પ્રમાદને ન લાગતા અજબ ઉપર પડયો. તે અશ્વ પરથી તરત જ ઢળી પડયો. તેને પડતો જોઇ પ્રમાદે પોતાના અશ્વને ત્યાંથી એકદમ દોડાવી મુકયો.

વાંચક! પ્રમાદની સામે નિડરપણે લડી તેને નસાડનાર સ્ત્રી તે ચંપાવતીથી નીકળેલી રાધેશ્વરી હતી. પ્રમાદ નાઠો એટલે તેણે પણ પર્ણકુટી તરફ તેનો અશ્વ દોડયો. ઘાયલ થયેલો અજબ બિચારો બેશુદ્ધાવસ્થામાં જ્યાંનો ત્યાં પડી રહ્યો.

---

## પ્રકરણ ૩૭ મું.

---

### મહાત્માની આશિષ

રાધેશ્વરી તથા ચંદ્રિકાથી છૂટા પડી મૃદુએ મહાત્માની પર્ણકુટી તરફનો રસ્તો લીધો હતો, તે આપણે જાણી ગયા છીએ. જે સ્થાને તેમની મુલાકાત થઇ હતી ત્યાંથી પર્ણકુટી દૂર નહોતી, એટલે રાત્રિ પડતાજ મૃદુ ત્યાં જઇ પહોંચ્યો.

આ સમયે મહાત્મા તેમના શિષ્યોને શ્રીમદ્ ભગવત ગીતાનું રહસ્ય સમજાવી રહ્યા હતા. મૃદુએ મહાત્માને સાષ્ટાંગ કરી તેમના શિષ્યોને પણ નમન કર્યું.

"કેમ મૃદુસિંહ! કુશળ તો છોને! બેન ચંદ્રિકા તમારી રાહ જોઇ હમણાંજ રાધેશ્વરી સાથે ચંપાવતી ગયા." મહાત્માએ મૃદુના કુશળ સમાચાર પુછતા કહ્યું.

"હાજી દેવી તથા બ્હેન મને રસ્તામાંજ મળ્યાં, અને તેમને ચંપાવતી જવા દઇ હુ આપના દર્શનાર્થે અત્રે આવ્યો છુ." મૃદુએ ખુલાસો કર્યો.

"સારૂં થયુ ભાઇ ! હુ પણ તમને મળવા ઉત્સુક થઇ રહ્યો હતો આસનપર વિરાજો અને ફળાહાર કરી સ્વસ્થ થાઓ. " મહાત્માએ મૃદુનુ સ્વાગત કરતાં કહ્યુ

"મહારાજ ! મારો અશ્વ તૃષાથી વ્યાકુળ થઇ રહ્યો છે, માટે આજ્ઞા હોય તો પ્રથમ હુ એને સરોવર પર જઇ જળ પાઇ આવુ મે હમણાજ નાસ્તો કર્યો છે, એટલે મને ફળાહારની આવશ્યક્તા નથી ' મૃદુએ તેના અશ્વની ચિંતા જાહેર કરતાં કહ્યુ

"હા ભાઇ ! જાઓ પ્રથમ એ બિચારા પ્રાણીને શાંત કરો " મહાત્માએ આજ્ઞા આપી

મૃદુ પ્રણામ કરી ત્યાથી બહાર જઇ અશ્વને સરોવર પર લઇ ગયો. તૃષાતુર અશ્વ ઘણોજ શાંતિથી સરોવરના અમૃતમય જળનુ પાન કરી રહ્યો હતો, ત્યારે મૃદુ સરોવર તટપર ત્યાની મીઠી હવાનો આનદ લેતો અગાઉ એ સ્થાનપર એ સુતો હતો તે રાત્રીના બનેલા બનાવનુ સ્મરણ કરવા લાગ્યો. ઘડીભર એ વિચાર કરી સુદર સરોવરની આસપાસ આવી રહેલા નાનકડા પણ સુશોભિત અને અવનવા પુષ્પોની પરિમળથી સુગધીમય બની રહેલાં ઉદ્યાનનુ તેમજ ત્યાથી થોડે દૂર આવેલી મહાત્માની મઢુલીનુ અવલોકન કરતાં તેને વિચાર થયો, "રાજ્યસુખ સારૂં કે આવા નિર્જન પરતુ પવિત્ર સ્થાનમા મહાપવિત્ર મહાત્માના બોધામૃતનુ પાન કરી ઇશ્વર સ્મરણમા જીવન વ્યતીત કરવુ તે સારૂં ! " આ

વિષય ઉપર તેણે ઘણો વિચાર કર્યો પણ તે કાંઇ નિર્ણય પર આવી શક્યો નહિ સંસારના દુ ખોનો વિચાર આવતાં તેને આવા નિર્જન સ્થાનનો આવાસ સુખકર જણાયો, પરંતુ તત્કાળે લતિકાનું સ્મરણું થતાં સંસારસુખ તેને ઉચ્ચતર દેખાવા લાગ્યું આ વિચારોમાં તેણે કેટલો સમય કાઢ્યો, તેનું તેને ભાન રહ્યું નહિ. તેનો અશ્વ પાણી પી રહી કિનારાપર એક બાજુએ તેની રાહ જોતો ઉભો રહ્યો હતો તે તરફ પણ તેની દષ્ટિ ગઇ નહિ

મૃદુને પાછા ફરતાં વિલંબ થવાથી મહાત્માને તેની ચિંતા થવા લાગી અગાઉ બની ગયેલો બનાવ તેમને સ્મૃતિમાં હતો, એટલે એક શિષ્યને તેમણે મૃદુની તપાસ કરવા મોકલ્યો એ શિષ્યે આવી મૃદુને બૂમ પાડી એટલે તેની વિચારમાળા તૂટી, અને તેનો અશ્વ અને પર્ણકુટી સાંભર્યાં તરત સાવધ થઇ અશ્વને દોરી આવેલા શિષ્ય સાથે તે પાછો પર્ણકુટીમાં ગયો

" કેમ મૃદુસિંહ ! પાછા ફરતાં બહુ વિલંબ થયો ! વળી કોઇ નિરાધારનો બચાવ કરવા ગયા હતા શું ! મહાત્માએ મૃદુ પર્ણકુટીમાં પેઠો કે તરતજ જરા સ્મિત કરી સવાલ કર્યો

" મહારાજ ! નિરાધારોને સહાય કરવી એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. સરોવર પર આવતી ઠંડી લહેરીઓથી જરા વિક્ષેપ આનંદ લાગ્યો, એટલે ત્યાંજ ત્રટ પર જરા બેઠો એટલે વિલંબ થયો." મૃદુએ ખુલાસો કર્યો.

" હરકત નહિ ભાઇ ! બેસો કહો રાજનગરના શું સમાચાર છે ?" મહાત્માએ મૃદુએ આસન લીધું એટલે પુછ્યું.

" મહારાજ ! આપની પાસેથી નીકળ્યા બાદ હું રાજનગર

અદ્યાપિ જઈ શક્યો જ નથી. આપની તથા દેવી રાધેશ્વરીની પૂર્ણ કૃપાથી મૃત્યુના મુખમાથી બચી ચપાવતી ગયો, ત્યારનો હું ત્યાજ હતો મૃદુએ જણાવ્યુ

"ઠીક તો હવે શુ વિચાર છે ‘ પ્રમાદ માથેના ઝઘડાનો કાઇ નિવેડો આવ્યો કે શી રીતે છે ‘" મહાત્માએ પૂછ્યુ

"મહારાજ ! નિવેડો શુ આવવાનો હતો પાપી તેના પ્રપચોની નવી નવી જાળ પાથરતો જાય છે. મારો મિત્ર સુલભ કે જેણે મને એક બધુ કરતા વિશેષ સહાયતા આપી છે, તેનો કાઇ પત્તો નથી તેની સ્ત્રી મારી સાથે જ ખીણનો ભોગ થઇ પડી હતી તે બિચારી પતિ વિરહે ચપાવતીમા ઝુરે છે, અને હુ હવે એની શોધમા નીકળ્યો છુ હવે એને શોધી ન લાવુ ત્યા સુધી ચપાવતી નહિ જવાનો મે નિશ્ચય કર્યો છે" મૃદુએ કહ્યુ

"એ તમારા મિત્ર સુલભ કોણ છે વારુ ? અને એની સ્ત્રીનું નામ શુ ? તમે ખીણમાંથી આવ્યા ત્યારની મને એ જાણવાની જીજ્ઞાસા થઈ છે, પરતુ તે વખતે તમારૂં ચિત્ત જરા વ્યગ્ર હતુ એટલે મે તમને પુછ્યુ નહિ." મહાત્માએ સુલભનો ઇતિહાસ જાણવાની ઇચ્છા જણાવતા કહ્યુ

"એ સુલભ તે રાજનગરના માજી અમાત્ય હરરાયના પુત્ર છે, અને એમની સ્ત્રીનુ નામ કનક છે એ સ્ત્રીનામા વસી રહેલા દૈવી સદ્ગુણોને લીધે અમે તેને કોઇ કોઈ વાર ‘દેવી કનક’ના નામથી પણ સબોધીએ છીએ" મૃદુએ સુલભની ઓળખાણ આપતાં કહ્યુ

"વારૂ ! એ તમારા મિત્ર કઇ તરફ ગયા છે તે તમે જાણો છો ?" મહાત્માએ પુછ્યુ

મહારાજ ! પ્રથમ હું રાજનગરથી નીકળ્યો ત્યારે એમણે મને કહ્યું હતુ, કે થોડા સમયમા હુ તને ચપાવતીમાં આવી મળીશ. ચપાવતી જતાં રસ્તામાં મને સર્પદશનો અકસ્માત થવાથી મારાથી આવ્યા જતા અગાઉ તે ત્યાં જઇ પહોચ્યો, અને મારો મેળાપ ન થવાથી તે મારી શોધ કરતો કયાય નીકળી પડયો છે તે કઇ દિશા તરફ ગયો છે તેથી હું અજ્ઞાત છુ, પણ એમ અનુમાન કરૂ છુ કે એ દુષ્ટોના કોઈ પ્રપચનો ભોગ થઇ રાજનગરમા કે તેની નજીક-ના કોઇ સ્થાનમાં હોવો જોઇએ " મૃદુએ કહ્યુ

"ભાઇ ! તમારી અને સુલભની મિત્રતા જોઇ મને તમારા બન્ને માટે ઉચ્ચ ભાવ ઉત્પન્ન થાય છે તમારે એ મિત્રની પ્રાણુતિ પણ શોધ કરવીજ જોઇએ. તમે જે નિશ્ચય કર્યો છે તે જાણી મને ઘણો આનદ થાય છે, અને પરમાત્મા તમને વિજય આપે એવુ ઇચ્છુ છુ " મહાત્માએ આશીષ આપતા કહ્યુ

મહાત્માના આશીર્વચનથી મૃદુમા જાણે નવુ બળ કેમ ન આવ્યુ હોય તેમ તે પર્ણકુટી છોડી સુલભને શોધવા રાજનગર તરફ જવા ઘણો ઉત્સુક થઇ રહ્યો રાધેશ્વરીએ તેને પર્ણકુટીમા તેની રાહ જોવા સુચવ્યુ હતું, પણ તે જો બીજે દિવસે ન આવી રહે તો તેણે એકલા નીકળી પડવા નિશ્ચય કર્યો

મહાત્મા સાથે અન્ય કેટલાક ગપાટા મારી મધ્યરાત્રિ થતાં સૌ નિદ્રાવશ થર્યા બીજે દિવસે પ્રભાતમા ઉઠી, સરોવર પર સ્નાન

કરી મહાત્માની આજ્ઞા લેવા મૃદુ તેમની સમીપ જઇ હાથ જોડી ઉભો

"ભાઇ! તમે ગઇ કાલે આખો દિવસ મુસાફરી કરી છે માટે જરા આરામ લો અને અશ્વને પણ આરામ લેવાદો રાધે-શ્વરી પણ એટલામાં આવી પહોચશે, અને તેને હુ તમારી સાથે મોકલીશ" મહાત્માએ મૃદુને જવાની આજ્ઞા ન આપતાં કહ્યુ

મૃદુને એક પળ પણ થોભવાનું ગમતુ નહોતુ પણ મહાત્માની આજ્ઞાનુ ઉલ્લઘન ન થાય તેટલા માટે તેણે થોડો વખત વધારે આરામ લેવાનુ માન્ય રાખી, રાધેશ્વરીની રાહ જોવા લાગ્યો. જેમ જેમ સમય જતો ગયો અને રાધેશ્વરીના આવવાના કાંઇ ચિન્હ ન જણાયા, એટલે મૃદુની અધીરાઇ વધતી ગઇ સધ્યાકાળે નીકળવાનો નિશ્ચય કરી તે મહાત્માને જણાવી તેમની તેણે આજ્ઞા માગી

મહાત્માએ જોયુ કે મૃદુ અધીરો થઇ રહ્યો છે અને તેને અટકાવવો એ વાસ્તવિક નથી તેના મસ્તક પર હાથ મુકી તેમણે આશીર્વાદ આપતા કહ્યુ "જાઓ! મૃદુસિંહ! ફતેહ કરો તમારા મિત્રને શોધી તેમને તેડી જલદી પાછા ફરો પ્રથમ રાજનગર જજો, અને ત્યા ચોકસ કર્યા બાદ તે ન મળે તો અન્ય સ્થળે જજો"

મહાત્માના આશિર્વાદનો અગીકાર કરી મૃદુએ તેમને સાષ્ટાગ પ્રણામ કર્યા, અને અશ્વારૂઢ થઇ તે મિત્રને શોધવા તાત્કાળિક ત્યાથી રાજનગર જવા નીકળી પડયો.

# પ્રકરણ ૩૮ મુ.

## મૃદુ અને વિમળા

ડૉકટર અજબ જે સમયે રાધેશ્વરીની બંદુકથી ઘાયલ થઇ અરણ્યમા બેશુદ્ધ થઇ પડયો હતો, તે સમયે રાજનગરમા તેની સ્ત્રી વિમળા તેને માટે ચિંતા કર્યા કરતી હતી તેણે કરેલા ઉપદેશના પરિણામે તે પ્રમાદના દુષ્કૃત્યોમા કાઇ ભાગ નહિ લે એવી તેને આશા હતી, પરંતુ મધ્યરાત્રિ થવા છતા જ્યારે તે ઘેર ન આવ્યો એટલે તેની આશા નષ્ટ થઇ, અને તેને લાગ્યુ કે કાઇ સ્થળે કેદ કરેલા સુલભનો પ્રાણ લેવાની યુક્તિ રચવામા તેનો સ્વામિ તથા પ્રમાદ ગુંથાયલા હોવા જોઇએ સુલભના ચારિત્ર માટે તેને ઉચ્ચ લાગણી હતી, અને તેથી તેનો પ્રાણાંતે પણ બચાવ કરવા તેણે નિશ્ચય કર્યો પણ કયે સ્થાને તેને કેદ કરવામાં આવ્યો હશે તેનો તે કાઇ નિશ્ચય કરી શકી નહિ આખરે હરકોઇ સ્થળેથી અને ગમે તેવા જોખમે પણ તેનો બચાવ કરવાનુ મન સાથે નક્કી કરી, તે વીર બાળા તેનુ સકળ અંગ કાળા ઝભ્ભામા ઢાંકી, કમ્મરમા રીવોલ્વર છુપાવ નીકળી પડી

ધન્ય છે ! વિમળા ! તારા સદ્‌વિચારો અને તેને અંગે તારામા ઉપસ્થિત થતા તારા ધૈર્યને ! જો તારા જેવાજ વિચારોથી તારો સ્વામિ વિભુષિત થયેલો હોત, તો મૃદુ અને સુલભ જેવા નિર્દોષીઓને વિના કારણ કષ્ટમાં પડવુ પડત નહિ. પણ કયાથીજ હોય ! મુળથીજ સંસ્કારો અને સંમત સારા નહિ તો પછી સદ્‌ભાવ કે સદ્‌વિચારને સ્થાન કયાથી મળે !

વિમળાએ પ્રથમ રાજ્યનું જે સામાન્ય કારાગ્રહ હતુ, ત્યા જઈ, કોઇ પહેરેગીરને રૂશ્વતથી લલચાવી સુલભનો પત્તો મેળવવા વિચાર કર્યો, નગરમા સર્વત્ર શૂન્યકાર હતુ અને તે સમયે તે હિમતભર કારાગ્રહ તરફ ચાલી જતી હતી, એટલામા તેની દૃષ્ટિ દૂરથી આવતા એક ઘોડેસ્વાર પર પડી તુર્ત તે થંભી "આવનાર સ્વાર અજબ કે પ્રમાદ તો નહિ હોય !" એ વિચાર આવતાજ ઝબ્બામા તેનું અગ કપી ઉઠ્યુ, પણ તાત્કાળિક ધૈર્ય પકડી તે સ્વાર કોણ છે તે જોવા બાજુપર છુપાઇ ગઇ

આવનાર સ્વારે પણ દૂરથી કાળી આકૃતિ જોઇ, અને તેથી તેને જુદે માર્ગે જવાનું હતુ છતા તે આકૃતિ કોણ છે, તે નિહાળવાના ઉદ્દેશથી જ્યા વિમળા ઊભી હતી ત્યાં આવી પહોચ્યો. તેની પાસે બત્તી હતી તે જરા તેજ કરી તેણે છુપાઇ રહેલી વિમળા ઉપર ધરી એ કાળી આકૃતિ કોઇ મનુષ્યની હોવાનુ તેણે તાત્કાળિક અનુમાન કરી લીધુ, અને વિમળાને પૂછ્યુ

"તમે કોણ છો ! અને આટલી મોડી રાત્રિએ આ પ્રમાણે છુપાઇ રેહેવાનુ શુ પ્રયોજન છે !"

એ સ્વારને તેની છેક સમીપ જઇ તેનુ મુખ નિહાળતો જોઇ વિમળા સ્તબ્ધ બની ગઇ હતી રાત્રિએ નીકળવા તેણે હિમત તો કરી પરતુ સ્વારના પ્રશ્નનો ઉત્તર આપવાની તેનામાં ધૈર્યતા રહી નહી તેનું સકળ અગ ઝબ્બામાં કપતુ હતુ

"કેમ ! મારા પ્રશ્નનો કાઇ ઉત્તર કેમ આપતા નથી ! ચોર કોઇ ચોરી કરવા નીકળ્યા છો, કે અન્ય કાઇ પાપકર્મ કરવા નીક-

ક્યા છો ! જે હોય તે સત્વર જણાવો નહિ તો તમને કેદ કરાવવા પડશે " સ્વારે જરા ગુસ્સામાં કહ્યુ

વિમળા સ્વારના મુખ સામુ જોઇ રહી હતી તેણે કરેલા પ્રશ્નો તથા આપેલી ધમકી ભય ઉપજાવનારાં હતા, પરતુ તેના મુખ પર છવાઇ રહેલી મૃદુતા છુપી રહી શકતી નહોતી જેમ જેમ વિમળા તેના મુખારવિંદનુ અવલોકન કરતી ગઇ તેમ તેમ તેનામા ધૈર્ય આવતુ ગયુ અને તેણે નમ્ર સ્વરે કહ્યુ, " ભાઇ ! આપ ધારો છો તેમ હુ ચોર પણ નથી વા પાપી પણ નથી. હુ કોણ છુ અને કેવા કાયને માટે આ વશમા રાત્રિએ નીકળવાની મે હિમ્મત કરી છે, તે જણાવતા અગાઉ આપની ઓળખ મને થવી જોઇએ "

વિમળાના આ નમ્ર વચનોથી તથા તેણે ઉઘાડેલા ચ્હેરા પરથી સ્વારને લાગ્યુ, કે તે કોઇ દુષ્કાર્યમા પ્રવૃત્ત થયેલી હોવી ન જોઇએ. છતા પણ અપરિચિત મનુષ્યને રાજનગરમાં પોતાની ઓળખ આપવી એ વાસ્તવિક ન લાગવાથી તેણે કહ્યુ ." મને સમજાય છે કે તમે સ્ત્રી છો અને મધ્ય રાત્રિએ છુપાવેશમા બહાર નીકળનાર સ્ત્રીનું વર્તન હમેશાં શકમદ લેખાય છે, માટે પ્રથમ તમારેજ ખુલાસો કરવો જોઇએ કે તમે કોણ છો. ત્યાર બાદ મારી ઓળખ આપવી કે કેમ તેનો હુ વિચાર કરીશ "

વિમળાને એ સ્વાર દુશ્મન વા દુષ્ટ હોય એમ તેને જોતાંજ લાગ્યુ હતું એટલે તેણે પોતે કોણ છે, અને શા ઉદ્દેશથી રાત્રિએ બહાર નીકળી છે તે જણાવ્યુ

વિમળાની હકીકત સાભળતાજ સ્વાર આશ્ચર્યચકિત થયો, અને સાથે સાથે તેના કથનની સત્યતા માટે તેને શક જવા લાગ્યો

તે જાણતો હતો કે વિમળાનો સ્વામિ અજબ પ્રમાદની સાથે રહી, તેના પાપનો ભાગીદાર થયેલો છે. તેની વિરૂદ્ધ થઇ તેની સ્ત્રી સુલ ભને મદદ કરવા તૈયાર થાય, એ તેને ઘણુજ અસભવિત લાગ્યુ, વિમળાપર પોતે વિશ્વાસ મુકવો કે કેમ તેનો તે નિશ્ચય કરી શકયો નહી તેને નિરૂત્તર રહેલો જોઇ વિમળાએ પ્રશ્ન કર્યો "સરદાર! હવે આપ આપની ઓળખ આપી મારા કાર્યમા મદદરૂપ થઇ શકશો!"

સ્વારે જરા વિચાર કરી કહ્યુ "પણ તમે તમારા પતિની વિરૂદ્ધ થઇ તેના દુશ્મનને મદદ કરવાજ આઓ છો તેની શુ ખાત્રી! એ બનવુ અશકય છે અને તેથીજ તમને પ્રત્યુત્તર આપતા હુ અચકાઉ છુ"

"સરદાર! સુલભરાય પ્રત્યેના મારા નિષ્કલકિત અને શુદ્ધ સ્નેહ તથા લાગણીની અત્યારે હુ આપને શુ ખાત્રી આપુ? જો તે પોતે હાજર હોત તો તે પોતેજ પુરાવો આપત મારા વચનમા આપને વિશ્વાસ પડતો હોય, અને મને તમે મદદરૂપ થઇ શકો તેમ હોવ, તોજ હુ આપને આપની ઓળખ આપવા આગ્રહ પુર્વક માગણી કરૂ છુ નહિતો મને મારા કાર્યમા પ્રવૃત્ત થવા સત્વર જવા દો" વિમળાએ જણાવ્યુ

"હવે શુ કરવુ તેની સ્વારને ચિંતા થઇ ક્ષણભર તે વિમળાના મુખારવિંદનુ ફરીથી અવલોકન કરવા લાગ્યો તેનાપર છવાઇ રહેલી નિષ્કપટતા તે જોઇ શકયો, અને પોતાની ઓળખ આપવાનો નિશ્ચય કરી કહ્યુ

"દેવી! ધન્ય છે! તમારી સદ્બુદ્ધિને અને તમારી પતિપ-

કાર વૃત્તિને ! જે સુલભની શોધ કરવા તમે નીકળ્યા છો તે સુલભ ઉપર પ્રમાદ અને અજબનો પ્રકોપ થવાનુ કારણુ હુ પોતેજ છુ, અને હુ પણુ તેની શોધમાજ નીકળેલો છુ ”

“ હે ! તો આપનુ નામ ! ” આશ્ચર્યચકિત થતાં વિમળાએ પુછ્યુ

“ દેવી ! એ હુ ૪ હતભાગી મૃદુ કે જેને લીધે સુહૃદ સુલભને સંકટમા પડવુ પડયુ છે ’ ત્વારે (મૃદુએ) ગદ્‌ગદ્ કઠે કહ્યુ

“ શુ ! મૃદુસિહ ! તમે પોતેજ ! ભાઇ ! તમારા અગાઉના અને હાલના સ્વરૂપમા તેમ પોષાકમા અનહદ ફરફાર થયેલો લાગે છે, અને તેથીજ હું તમને ઓળખી શકી નહી મારા ધન્ય ભાગ્ય કે સુલભરાયને મુક્ત કરવાના શુભ કાર્યમા તમારીજ મને સહાયતા મળે છે.” વિમળાએ આનદીત થતા કહ્યુ

‘ બ્હેન ! હું પણુ તમારા જેવી વીરબાળાની સહાયતા મળવાથી મને સહા ભાગ્યશાળી માનુ છુ હવે આપણે વધુ સમય અત્રે રોકાવાની જરૂર નથી. સુલભ કયા છે તે તમે જાણુતાં હો તો ચાલો આપણે સત્વર તેને મુક્ત કરવાના કાર્યમાં પ્રવૃત્ત થઇએ.” મૃદુએ કહ્યુ.

“ ભાઇ ! સુલભરાય કયે સ્થાને છે તેથી હું અજ્ઞાત છુ રાજા કેસરીસિહને ગમે તેમ સમજાવી તેમ કાઇ પ્રપચ રચી પ્રમાદે તેમને કેદ કરાવ્યા છે, એ વાત નિ:સશય છે હું ધારૂ છુ કે ભ-ભતાં ભાળી તે રાજ્યના કારાગૃહમાજ હોવા જોઇએ. હું તે તરફજ જતી હતી હવે તમે કહો તેમ કરીએ ” વિમળાએ ખુલાસો કર્યો

મૃદુએ પણ સ્વાભાવિક એમ અનુમાન કર્યું, કે રાજ્યના સામાન્ય કારાગ્રહમાજ તેને રાખવામાં આવ્યો હશે જો કોઇ જાણીતો પહેરેગીર હશે તો સુલભને છોડાવવામા ફળીભૂત થવાશે, એમ ધારી તેમણે ત્યાં ખબર કાઢવાનો નિશ્ચય કર્યો અશ્વને દોરી વિમળાની સાથે મૃદુએ કારાગ્રહ તરફનો રસ્તો લીધો

---

## રણ ૩૯ મું.

---

### ભયંકર ખુન લતિકા હરણ

રાધેશ્વરીના સપાટામાથી છટકી ગએલો પ્રમાદ મધ્ય રાત્રિ થતા ચપાવતી પહોંચી ગયો રાજમહાલયથી થોડે દૂર અશ્વને રાખી, તે સાવચેતીથી પગે ચાલતો મહાલય સમીપ ગયો દરવાનો મોં નિદ્રાવશ થયા હતા માત્ર એક સિપાઇ હાથમા ઉઘાડી તરવાર સહિત પહેરો ભર્યા કરતો હતો તેને જોઇ પ્રમાદ અટક્યો ગજવા માથી એક શીશી કાઢી ઘણો જ ચાલાકીથી તે સિપાઇ તરફ ધસી, તેને બાથમાં લઇ, શીશી તેના આગળ તેણે ધરી. એ શીશીમાં ડોકટર અજએ તૈયાર કરેલી બેહોશીની દવા હતી. બિચારો પહેરેગીર દવાની સહેજ અસર થતાંજ બેશુદ્ધ થઇ ઢળી પડયો. નિદ્રાવશ પહેરેગીરોને પણ પ્રમાદે એ દવા સુંઘાડી બેહોશ કરી દીધા.

કાર્યથી પરવારી તે નિર્ભયતાથી મહાલયની આસપાસ ફરતો બારીઓ તરફ નજર કરવા લાગ્યો અગાઉથી ગોઠવેલા સંકેત મુજબ રાજનગરથી તફંટી પત્ર લઇ આવેલો દૂત ( મીર્ઝા જમાલ )

મહેલના પછીતના ભાગે એક બારી આગળ તૈયાર ઉભેલોજ હતો. પ્રમાદને જોતાંજ તેણે હાથમાના દોરડાનો એક છેડો બારીના કઠેરા સાથે મજબૂત બાધી બીજો નીચે નાખ્યો આ સાધનદ્વારા પ્રમાદ તરત ઉપર ચઢી મહાલયમા દાખલ થયો. બાધેલુ દોરડુ છોડી લઇ જમાલે તે તેની કમ્મરે વીંટાળી દીધુ

મહાલયના જુદા જુદા ઓરડાઓમાં સળગતી બત્તીઓનો ઝાખો પ્રકાશ સર્વત્ર છવાઇ રહેલો હતો કાળા કર્મ કરનારાઓને હમેશા અધકારજ વધારે પ્રિય હોય છે, એટલે જે પાપમૂર્તિઓ મહેલમા ભરાઇ હતી, તેમણે તેમને હરકત કરતી બત્તીઓ હોલવી નાખી અધકાર ફેલાવી દીધો એ અધકારમાં કાળા ઝભ્ભામાં છુપાએલી આકૃતિઓ એવી ભયકર દીસતી હતી, કે એક સમયે તેમને જોતાંજ પોચા હૃદયનો માણુસ મરણુને શરણુ થઇ જાય

પાપાત્માઓ થોડી વાર એક સ્થાને ઉભા રહી તેમણે ધારેલા કાર્યને લગતો ગુપ્ત સકેત કરી રાજા શુરસેનના શયનગૃહ તરફ જવા લાગ્યા શયનગૃહના દરવાજા આગળ એક પહેરેગીર પડેલો હતો. જમાલે તેને અગાઉથીજ બેહોશ કરેલો હતો, એટલે તેનો તેમને કાઇ ભય નહોતો. અલ્પ સમયમાં તે શયનગૃહના દ્વાર આગળ જઇ પહોચ્યા દ્વાર જરા હડસેલી જોયુ તો તે અદરથી વાસેલુ જણાયુ નહિ પાપીઓને આનદ થયો.

શયનગૃહના એક ખૂણા પર દીપક ઝાખો ઝાખો બળતો હતો, અને રાજા શુરસેન છત્રપલગ પર ઘોરનિદ્રામાં પડેલો હતો. દ્વાર ઉઘાડી શયનગૃહમાં પ્રવેશ કરતાં બન્ને પાપીઓના પગ ધ્રુજ્યા, હૃદય ધડકયા અને થોડો સમય બન્નેમાંથી કોઇની અદર જવાની

હિંમત આપી નહિ મીઆં જમાલની સ્થિતિ પ્રમાદ કરતાં પણ વિશેષ નિર્બળ થઇ ગઇ હતી સમય ન ગુમાવતા પ્રમાદે તેને ત્વરાથી કાર્ય કરી નાખવા સુચના કરી એક તરફથી મીઆ નાહિમત થઇ ગયો હતો, અને બીજી તરફથી પ્રમાદના ભયથી ગભરાતો હતો હાથમા શીશી લઇ શયનગૃહના દ્વારમાં પગ મુકવા ગયો પણ પગ ઉપડયો નહિ પ્રમાદે તેને ફરી ટોકયો અને હિમત પકડવા કહ્યુ ધ્રજતે શરીરે શયનગૃહનુ એક દ્વાર ઉઘાડી તેણે અદર એક પગ મુકયો, પણ બીજો ઉપાડતાં તેનુ અગ એટલુ કપવા લાગ્યુ કે, તેના પગ ભોય પર ટકી શકયા નહિ પ્રમાદે તેને પડતો ઝીલી લઇ તેના હાથમાથી શીશી લઇ લીધી, અને દ્વારમાંથી બહાર ઘસડી કાઢયો તેની નિર્બળતા માટે ધિકારતો તે પોતાની તમામ હિમ્મત એકત્ર કરી શયનગૃહમા પેઠો હૃદય ધડકતું હતુ પણ તે હૃદય પાષાણમય હોવાથી, જમાલની પેઠે છેક નાહિમત થઇ ગયો નહિ પ્રથમ ટેબલ પરની સળગતી બત્તી બુઝાવી ઘણીજ સાવચેતીથી તે રાજાના પલગ પાસે ગયો બિલકુન શ્વાસ લીધા વિના કે કાંઇ અવાજ કર્યા વિના, પલગ પરની મચ્છરદાની તેણે ખસેડી. અને હાથમા રાખેલી ઝેરી દવાની શીશી ઉઘાડી તે એકદમ શુરસેનના નાક સાથે તેણે દબાવી દીધી

શીશીનો સ્પર્શ થતાજ રાજા જાગૃત થઇ સફાળો ઉઠવા ગયો પણ પ્રમાદે તેના મુખ પર હાથ રાખી જોરથી તેને દબાવી મુકયો તેને સુંઘાડેલુ વિષ એવુ જલદ હતુ કે અલ્પ સમયમાજ તેની અસર થઇ, ચંપાવતીનું છત્ર રાણી બુદ્ધિમતી તથા પુત્રી લતિકાને મુકી પરલોકમાં સીધાવી ગયું

પાપી પ્રમાદને એક તરફની શાંતિ થઇ. રાજાને જેમનો તેમ પલંગમા પડી રહેવા દઇ તે શયનગૃહની બ્હાર આવ્યો અને દ્વાર હતા તેમ પાછા બધ કરી દીધાં

મીઆ જમાલ હજુ બહાર ધ્રુજતો હતો પ્રમાદે તેને તેની નિર્બળતા માટે સખત ઠપકો આપ્યો સાથે સાથે તેને ઉશ્કેરી હિમતવાન બનાવવાના પણ કેટલાંક વચનો કહ્યાં.

બન્ને નરપિશાચો ત્યાંથી નીકળી લતિકાના શયનગૃહ તરફ ગયા ત્યા પણ બેહોશીની દવાની શીશી કાઢી પ્રમાદજ કાર્ય કરવા તૈયાર થયો શયનગૃહનું દ્વાર હડસેલ્યુ પણ તે અંદરથી બંધ માલમ પડયુ એટલે પાપી જરા ગુચવાયો. આમ તેમ નજર કરી પણ અદર જવાનો માર્ગ જણાયો નહિ દ્વાર ઉતાર્યા વિના અન્ય રસ્તો નહોતો, અને તે ઉતારવાં એ કામ પણું મુસ્કેલ હતું પાપી ઓને નિરાશ થવાનો સમય આવ્યો ખરો, પણ લતિકાના ભાગ્યમાં દુખ સરજાએલુ હશે, એટલે પ્રમાદની નજર દ્વાર ઉપર ભીંત અને છતની વચ્ચે હવા અજવાળા માટે ઓરડાની ચોમેર જડેલી કાચની બારીઓ પર પડી તરતજ તેને હિમત આવી. મીઆં જમાલની પીઠ પર પગ મુકી તે ત્વરાથી ભીંત પર ચઢી ગયો, અને એક બારી સાવચેતીથી કાઢી નાખી માર્ગ ખુલ્લો કર્યો. લેશ પણ સમય ગુમાવ્યા વગર તે બારી દ્વારા પ્રમાદે શયનગૃહમાં પ્રવેશ કર્યો. સુરસેનનુ ખૂન કરવા તેના શયનાલયમા જે મુશ્કેલી નડતી હતી તે અત્રે નહોતી.

હાથીદાતના કકડાથીજ જાણે ઘડેલી હોય, ચન્દ્રમંડળમાંથી જાણે કોતરેલી હોય એવી બે નવયૌવના સ્ત્રીઓ, એ શયનગૃહમાં

જુદા જુદા પલગ પર નિદ્રાવશ થએલી હતી મલમલનાં શ્વેત વસ્ત્ર તેમણે નિતબ ઉપર પરિધાન કરેલા હતા એ બેમાંથી એક અતુલ શણુગારોથી અલકૃત થએલી હતી એ ઉભય દિવ્ય યુવતી ઓની મોહક કાન્તિ, નિમેષ વિના, નિશ્ચળ દૃષ્ટિથી પ્રમાદ નિહાળ વા લાગ્યો જેમ જેમ તેની દૃષ્ટિ એ યુવતીઓની રૂપ-સપત્તિ પર વધારે અને વધારે સ્થિર થતી ગઇ, તેમ તેમ તે કામને વશ થઇ વિહ્વળ થતો ગયો જે કાર્ય માટે તે શયનગૃહમાં પેઠો હતો તે ક્ષણભર વિસરી ગયો મદન પ્રહારની વેદનાથી તેને સીત્કાર થવા લાગ્યા એ વેદના તે ઝાઝો સમય સહન કરી શક્યો નહિ કામાધ બની અનુપમ અલકારોથી વિભુષિત થએલી લતિકાજ છે એમ અનુમાન કરી તે તેના પલગ પર ધસ્યો પણ તેને સ્પર્શ કરતાં અચકાયો સતીના આતરિક તેજથી અજાવા લાગ્યો. તેનુ હૃદય ધડકવા લાગ્યુ સકળ અગ કપવા માડ્યુ પ્રસ્વેદથી અકળાવા લાગ્યો આ ગભરાટમાં બે ચાર ડગલાં પાછાં હઠી નેત્રો બધ કરી તે પાસેના બીજા પલગ પર બેસી ગયો એ પલગમા નિદ્રાવશ થએલી સ્ત્રી પ્રમાદનો સ્પર્શ થતાજ ઝબકી ઉઠી તે એકદમ પલગ પરથી નીચે કુદી પડી પ્રમાદનાં નેત્ર પણ ઉઘડયાં. બન્નેની નજર એક થતા ભયથી પ્રમાદનો મદન-વિકાર શમી ગયો, અને આશ્ચર્ય ચકિત થતા તે બોલી ઉઠયો "કોણ! કનક!"

"હાં! દુષ્ટ! તું અહીં કયાંથી" કનકે ધ્રુજતાં ધ્રુજતાં પોતાના વસ્ત્ર સકેલતાં પુછ્યુ

"કયાંથી! જાણુતી નથી કે પ્રમાદ સર્વવ્યાપક છે! ઠીક થયુ કે લતિકા સાથે તુ પણ હાથમાં આવી" પ્રમાદે સ્વસ્થ થતાં કહ્યુ.

કનક સમજી ગઈ કે પ્રમાદ લતિકાનુ હરણ કરવા વા તેનું સતીત્વ નષ્ટ કરવા આવ્યો છે તે નિરૂત્તર રહી અને શુ કરવુ તેનો વિચાર કરવા લાગી પ્રમાદ પણ જાગૃત થએલી કનકનું શુ કરવુ તેનો વિચાર કરતો હતો તેને ભય હતો કે કદાચિત તે બૂમ પાડશે અને મહાલયનાં માણસો આવી પહોચશે તો સ્થિતિ કફોડી થશે વળી તેણે ઘડીઆળમાં જોયુ તો રાત્રિનો પાછલો પ્રહર ચાલતો હતો અને પ્રભાત્ થવાની તૈયારી હતી લતિકા જાગી ઉઠે તેની પણ તેને ધાસ્તી હતી તે તરત ઉઠયો, અને ગજવામાથી શીશી કાઢી તેમાની દવા લતિકાને સુંઘાડવા તેના પલગ તરફ ગયો

આ તકનો લાભ લઇ કનક ઝપાટાબધ દ્વાર તરફ દોડી તે ઉઘાડી નાશી જવાનો પ્રયત્ન કર્યો પણ તે કયા જાણતી હતી કે દ્વાર પર પ્રમાદનો જાસુસ ઉભેલોજ હતો બારણુ ઉઘડતાજ મીર્ઝા જમાલ અદર ધસી આવ્યો અને કનકનું કાડુ પકડી તેને બહાર જતી અટકાવી કનકે જોયુ કે બૂમ પાડયા વિના બીજો ઇલાજ નહોતો, પણ તે તેમ કરે તે પહેલાં પ્રમાદે તેના મુખ પર હાથ દબાવી બેહોશીની દવા સુંઘાડી દીધી

લતિકા તથા કનક બન્ને બેશુદ્ધ થતાં તેમને ખભા પર નાખી લઇ, પ્રમાદ તથા જમાલ ચુપકીથી મહાલયના ઓરડાઓ ઓળગી દ્વાર પર પહોચી ગયા પહેરેગીરો હજુ બેહોશ સ્થિતિમાજ પડેલા હતા, એટલે નિર્ભયતાથી દ્વાર ઉઘાડી તે બહાર નીકળી પડયા પ્રમાદનો અશ્વ જયા બાધેલો હતો ત્યા બન્ને બેહોશ થએલી અબળાઓને નાખી, જમાલ અશ્વશાળામાંથી અશ્વ લઇ આવ્યો અને તેની કમ્મર પર વીંટાળેલા દોરડા વડે એકને પ્રમાદના અને બીજીને

જમાલના અશ્વ સાથે બાંધી પાપીઓએ પુરપાટ અશ્વ દોડાવી મુક્યા

કહ્યુ છે કે

" न जाने जानकीनाथ प्रात काले किं भविष्यति । "

ગત રાત્રિએ કોણ જાણતુ હતુ, કે રાજા શુરસેન પ્રભાતે શય્યામાંજ મૃત્યુને શરણ થઈ પડેલા હશે ! લતિકા અને કનકનું હરણ થશે !

## પ્રકરણ ૪૦ મું.

### સુલભની શોધ

વાચક ! પ્રભાત થતા ચંપાવતી નગરી શોકગ્રસ્ત થઇ જવાની અને ભવિષ્યમા પણ ત્યા ભારે ઉથલપાથલ થવાની, એ ગત પ્રકરણમા વર્ણવેલી ઘટનાથી સહજ કલ્પી શકાશે ચાલો, હાલ તો આપણે સુલભની શોધમા નીકળેલા વિમળા અને મૃદુ શુ કરે છે તેની તપાસ કરીએ.

ગજનગરના કારાગ્રહ આગળ પુર્ણ અંધકાર વ્યાપી રહ્યો હતો પહેરેગીરોએ રાખેલા ન્હાના એક બે દીપકાનો ઝાંખો પ્રકાશ કારાગ્રહની છેક નજીકમાં પડતો હતો પહેરેગીરો તમામ નિશ્ચિત મને નિદ્રા લેતા હતા માત્ર એક વૃદ્ધ સિપાઇ કે જેનુ નામ રામસિંહ હતુ, તે દમના રોગથી પીડાતો હોવાને લીધે બેઠા બેઠા ખો ખો કર્યા કરતો હતો

વિમળા તથા મૃદુ અશ્વને દોરતા, કાંઇક સંકોચાતા એ સિપાઇની નજીક જવા લાગ્યાં. રામસિંહ જુનો નોકર હતો, અને વફાદાર પણ હતો. સુલભના પિતા હરરાયના સમયમા પણ તે નોકરી પર હતો, અને અવરનવર તેને આ તેમ કુલીનસિંહને ત્યાં આવતો જતો હતો. આથી મૃદુએ તેને તરત ઓળખ્યો અને તેના તરફથી કાંઇ મદદ મળશે એવી આશા પણ ઉત્પન્ન થઇ.

વિમળા તથા મૃદુને કારાગ્રહ તરફ આવતા જોઇ કદાચિત્ પ્રમાદ હોય એમ અનુમાન કરી, રામસિંહ બીજા સિપાઇઓને જાગ્રત કરવા ઉઠયો, પરંતુ તે કોઇને જાગ્રત કરે તે પહેલા મૃદુએ તેની પાસે જઇ તેનો હાથ પકડયો, અને કહ્યું "સબુર! રામસિંહ! કોઇને જાગ્રત કરવાની જરૂર નથી. હું ધારૂં છું કે તમે મને ઓળખી તો શકયા હશો!"

મૃદુનો પોષાક જુદો હોવાથી તેમ સમય પણ રાત્રિનો હોવાથી એ બુઢ્ઢો સિપાઇ તેને ઓળખી શકયો નહિ. પણ તેને અટકાવનારનો સ્વર કંઇક પરિચિત હોય એમ તેને લાગ્યું, અને તેથી પુછ્યું, "ભાઇ! તમારો સ્વર કાંઇક પરિચિત હોય એમ લાગે છે, પરંતુ તમે કોણ છો તે હું પારખી શકતો નથી. માટે તમારૂં નામ શું છે તે કૃપા કરીને જણાવશો!"

"રામસિંહ! અવસ્થા થઇ અને સમય બદલાયો એટલે સ્વાભાવિક યાદદાસ્ત તેમ અન્ય ઇંદ્રિયો શિથિલ થાય, અને તમે મને એકાએક ઓળખી શકો નહિ એ બનવા જોગ છે. મર્હુમ કુલીનસિંહના કુટુંબનો હું માણસ છું, અને તમારા હાલના કહે-

વાતા અને મનાતા સરદાર પ્રમાદસિંહનો ભાઇ હું મૃદુ છુ ". મૃદુએ ધીરેથી પોતાની ઓળખ આપતાં કહ્યુ

મૃદુનું નામ સાભળતાંજ તેમ કુશીનસિંહનું સ્મરણ થતા એ બુઢ્ઢા સિપાઇના હૃદયમા માનની લાગણી ઉપસ્થિત થઇ તેણે ત ત મસ્તક નમાવી મૃદુને કહ્યુ " સરદાર ! માફ કરજો મારાથી આપને ઓળખી શકાયા નહિ આપે રાજનગરનો ત્યાગ કર્યો છે, એવી ચર્ચા અત્રે ચાલી રહી છે અને આપ અત્યારે અહીં કયાથી ? અને આ આપની સાથે કોણ છે "

" રામસિંહ ! હું ઘણા અગત્યના કામ માટે નીકળ્યો છુ. આ મારા સાથી છે સદ્ભાગ્યે પ્રથમ તમારોજ મેળાપ થયો તેથી મને ઘણો આનદ થાય છે, અને હુ આશા રાખુ છુ કે મહૂંમ હરરાય કાકા પ્રત્યેના તમારા માન અને લાગણીની ખાતર, તમે મને મારા કાર્યમાં બનતી મદદ કરશો. " મૃદુએ કહ્યુ

" સરદાર ! દિવાન સાહેબના અમારા પર થયેલા ઉપકારો કદાપિ ભુલી શકાય તેમ નથી ફરમાવો ! મારી જે મદદ તમારે જોઇએ તે આપવા હુ તૈયાર છુ અત્યારે નોકરી કરીએ છીએ તે નોકરી નહિ પણ માત્ર પેટની ખાતર વેઠ કરી રહ્યા છીએ માટે જરા પણ સકોચ રાખ્યા વિના જે આજ્ઞા હોય તે કહો. " રામસિંહે ખરા અંત કરણપૂર્વક કહ્યુ

" ધન્ય છે ! રામસિંહ ! તમે જાણતા હશો કે હરરાય કાકાના ચિ૦ સુલભરાયને અત્રે કેદ કરવામાં આવ્યા છે તેમને મળવાની મારે ખાસ આવશ્યકતા છે માટે જો તમે મને તેમની મુલાકાત કરાવી આપો, તો મારાપર તેમજ હરરાય કાકાના કુટુબપર તમારો મહદ ઉપકાર થશે " મૃદુએ કહ્યુ.

" રાજા કેશરીસિંહનો પ્રાણ લેવા સુલભરાયે પ્રયત્ન કરેલો અને તે ઉપરથી તેમને પકડવામા આવ્યા છે, એવી કાઇ અફવા તો મારા સાંભળવામા આવી છે ચોકસ ખબર નથી આ કારાગ્રહમા તેમને લાવવામાં આવ્યા નથી એ હું ખાત્રીપૂર્વક કહુ છુ છતા આપ જો રાજનનરમા શોધી શકો તેમ હો તો હું એક બે દિવસમા એની બાતમી કાઢી લાવુ " રામસિંહે તે જે જાણતો હતો તે કહ્યુ

આ બુઢ્ઢા સિપાઇના જવાબથી મૃદુને એટલી તો ખાત્રી થઇ કે સુલભને રાજનગરમાં કોઇ સ્થાને કેદ કરવામા આવ્યો છે, પરતુ તે કયે સ્થાને છે તે તેને શોધી કાઢવાનું હતુ તેણે થોડીવાર વિચાર કરી જણાવ્યુ, " રામસિંહ ! મારાથી અત્રે ઝાઝો સમય રહી શકાય તેમ તો નથી, પરતુ બે દિવસ પછી તમે કહો તો પાછો હું તમને આ સ્થાને મળી શકુ ખરો પણ હા ! એવુ કોઇ ગુપ્ત સ્થાન તમારી જાણમાં છે કે જ્યા સુલભને કેદ કરવામા આવ્યો હોય એવુ અનુમાન કરી સકાય. "

" હા ! બે ત્રણ ગુપ્ત કારાગ્રહો રાજનગરમાં છે અને તેમાના એકાદમા સુલભભાઇને રાખવામા આવ્યા હોય એમ બને ખરૂ " રામસિંહે કહ્યું.

" તમે એ કારાગ્રહોના રસ્તાથી વાકેફ છો " મૃદુએ પૂછ્યુ.

" નાજી એ કારાગ્રહો જોયા છે ખરા પણ ત્યા કયે રસ્તે જવાય છે તે મારી જાણમાં નથી. અગાઉ એ કારાગ્રહોમા પણ કોઈ કોઇ વાર પહેરો ભરવો પડતો હતો, પણ અમને આખે પાટા બાંધી ત્યાં લઇ જવામાં આવતા હતા એટલે રસ્તાની માહિતી નથી. છતાં બે દિવસ પછી તમે મને પાછા આવી અહી મળજો. એ

સમ્માન હું બનશે તેટલી હકીકત અવશ્ય મેળવીશ. " રામસિંહે જણાવ્યું

'હરકત નહિ. રામસિંહ ! હું તમને આ સ્થળે આ સમયેજ બે દિવસ પછી બનશે તો મળીશ, પરંતુ કોઇ કાર્યવશાત્ મારાથી ન આવી શકાય અને તમને સુન્દરભની કાંઇ બાતમી મળે, તો તમે ગુપ્ત રીતે ડૉક્ટર અજયરાયને ત્યાં તેમના પત્નિ વિમળાને કહાવજો" મૃદુએ કહ્યું

ડૉક્ટર અજયનું નામ સાંભળતાંજ રામસિંહ ચમક્યો. મૃદુને અને વિમળાને તે ધારી ધારીને જોવા લાગ્યો રામસિંહની એ સ્થિતિ મૃદુ તરત સમજી ગયો, અને તેણે કહ્યું " કેમ રામસિંહ ! શું જુઓ છો ? ખાત્રી રાખજો કે મૃદુજ છું.

રામસિંહને સંતોષ થયો નહિ તેને શંકા થવા લાગી કે પ્રમાદે તેની પરીક્ષા કરવા કાંઇ યુક્તિ રચી છે તે બિચારો ગભરાવા લાગ્યો. મૃદુએ તેને ફરી પૂછ્યું "રામસિંહ ! કેમ આમ ગભરાયલા લાગો છો ? ડૉક્ટર અજયરાયના નામથી બીધા શું ?"

"ભઇ ! તમારે માટે હવે મને ઘણો શક જાય છે જો તમે મૃદુસિંહ હો અને સુન્દરભરાયની શોધમાં નીકળ્યા હો, તો ડૉક્ટર અજય કે જે પ્રમાદને લીધે તે બન્નેનો દુશ્મન થયો છે, તેની સાથે તમે સંબંધ ધરાવી શકોજ નહિ તમે મને ફસાવવા માટે પ્રપંચ કરતા જણાઓ છો. " રામસિંહે ગભરાતાં ગભરાતાં કહ્યું

'રામસિંહ ! તમારૂં કહેવું સત્ય છે અને સ્વાભાવિક તમારા જેવોજ વિચાર અન્ય મનુષ્ય પણ કરે, પરંતુ તમારે ગભરાવાનું

કાંઇ પ્રયોજન નથી તમને ફસાવવાના પ્રપંચ જેવું કાંઇ છેજ નહિ' મૃદુએ કહ્યું

રામસિંહને ખાત્રી થઇ નહિ અને તેથી તેણે મૃદુને કહ્યું "ભાઇ ! કૃપા કરી આપ હવે સીધાવો નહિતો મારે આપને પરેજ કરવા પડશે."

મૃદુએ જોયું કે એ અભણ માણસને સમજાવવો મુશ્કેલ છે વળી તેને વિમળાની તમામ હકીકત જાહેર કરવી, તે પણ તેને સલાહભરેલું લાગ્યું નહિ આથી તેણે રામસિંહનો ઉપકાર માની, વિમળાને ઇસારો કરી અશ્વને દોરી ચાલવા માડ્યું

રામસિંહ અને મૃદુ વચ્ચે થએના છેવટના વાદવિવાદથી વિમળાનું હૃદય ખિન્ન થવા લાગ્યું. તેના સ્વામિનું નામ દેવાથી બિચારા મૃદુ તથા સુલભ જેવાને કેટલું દુઃખ પડે છે, તેનો વિચાર આવતા તેના નેત્રોમાથી અશ્રુશ્રાવ થવા લાગ્યો મૃદુ પણ એજ વિચાર કરતો હતો કે પાપીઓએ નોકરો ઉપર તેમની સત્તા અને ધાક કેવા બેસાડી દીધા છે કે નામ દેતાજ તેઓ ગભરાઇ ઉઠે છે

થોડો સમય બન્ને જણાએ મનમા ખેદ કરતા મૌનપણે ચાલ્યા કર્યું છેવટે જે સ્થાને તેમનો પ્રથમ મેળાપ થયો હતો ત્યા આવતાં તે અટક્યા ત્યાથી તેમને જુદા પડવાનો રસ્તો આવતો હતો

"બ્હેન વિમળા ! હવે હુ રજા લઇશ તમે ભાઈ સુલભને માટે લાગણી દર્શાવી જે સહાયતા આપી છે, તે માટે હુ તમારો અહેસાનમંદ થયો છુ" મૃદુએ કહ્યું.

"ભાઇ ! હવે તમે કઇ તરફ જવાના વિચાર રાખો છો ?

રામસિંહે કહેલ ગુપ્ત કારાગ્રહનો પત્તો હવે ક્યાંથી મેળવશો ?” વિમળાએ ગદગદિત કંઠે કહ્યું

“હજુ ક્યાં જવું તેનો હું કાંઇ નિર્ણય કરી શક્યો નથી, છતાં એટલું તો નક્કીજ છે કે જ્યાં સુધી મિત્ર સુલભને હું છોડાવી લાવું નહિ, ત્યાં સુધી ચંપાવતીમાં હું કોઇને મારૂં મુખ બતાવીશ નહિ પાપીઓએ પાકે પાયે કામ કરેલું જણાય છે, અને નોકરોપર દાબ એવો બેસાડયો છે કે તેમના નામ માત્રથી પણ તે ધ્રુજી ઉઠે છે ” મૃદુએ જણાવ્યું

“સત્ય છે ? ભાઇ મૃદુસિંહ! રાજા કેશરીસિંહને એ લોકોએ એવો વશ કરી અંધ બનાવી દીધો છે, કે તે એમનેજ જોઇ રહ્યો છે, અને જેમ પ્રમાદ દોરે તેમ દોરવાય છે ભાઇ! જો સુલભરાયને અત્યારે આપણે શોધી છોડાવી શક્યા હોત, તો આપણે ઘણા આનંદથી છૂટા પડયા હોત પણ લાચાર તમારા કહેવા મુજબ પ્રમાદે પાકે પાયેજ કામ કર્યું જણાય છે ” વિમળાએ એક દીર્ઘ નિશ્વાસ નાખતાં કહ્યું

“હરકત નહિ. હવે મારો પણ એ નિશ્ચયજ છે, કે એ દુષ્ટોના કૃત્યો પ્રગટ કરી જેમ બને તેમ ત્વરાથી હું તેમનું મૂળ કાઢી નાખીશ પ્રમાદ પ્રત્યેનો મારો બધુ ભાવ દિનપ્રતિદિન નષ્ટ થતો જાય છે ” મૃદુએ સહજ ઉશ્કેરાઇ કહ્યું

મૃદુના આ શબ્દોથી વિમળાના હૃદયમાં તેના સ્વામિ માટે ભય ઉત્પન્ન થયો કદાચિત્ તે મૃદુના સપાટામાં આવી જાય, અને પરિણામે તેનું સૌભાગ્ય જવા વખત આવે એ વિચારથી તેનું કોમળ હૈયું ભરાઇ આવ્યું તેના નેત્રોમાંથી આંસુ સરી પડયાં, તેની આ

સ્થિતિનુ થવાનુ કારણ મૃદુ સમજી શકયો નહિ, અને તેથી તેણે પૂછ્યુ " બ્હેન ! શોચ શા માટે કરો છે। ? "

મૃદુના પ્રશ્નનો ઉત્તર વિમળા તાત્કાળિક આપી શકી નહિ મૃદુને તેના પ્રતિ દયાભાવ ઉત્પન્ન થયો, અને તેને આશ્વાસન આપી જે કાંઇ હોય તે જણાવવા આગ્રહ કર્યો મૃદુના આશ્વાસનથી જરા ધીરજ આવતા વિમળાએ કહ્યુ " ભાઇ ! ધન્ય છે ! તમારા જેવા પરોપકારી પુરૂષને, કે જે અત્યારે દુશ્મન થઇ તમને અનહદ દુ ખ દઇ રહ્યા છે, તેની હત–ભાગિની પત્નિ પ્રત્યે તમે માયાળુપણુ દર્શાવી આશ્વાસનં આપો છો ! પરમાત્મા તમારૂ કલ્યાણ કરો "

" બ્હેન વિમળા ! આવા ક્ષુલ્લક વિચારો કરી તમારા આત્માને દુઃખ કરવાનું કાઇ પ્રયોજન નથી. ધન્યવાદ તો તમને ઘટે છે કે તમે સત્યના રક્ષક થઇ તમારા સ્વામિના દુર્વિચારોની નાવમાં ન બેસતા જીવના જોખમે પણ પરોપકારના કાર્યમા પ્રવૃત્ત થયા છો ! માટે બ્હેન ! શાંત થાઓ. અને પરમાત્માની પ્રાર્થના કરો કે હું મારા મિત્રને નિર્વિઘ્ને શોધી કાઢવાના મારા પ્રયત્નમાં સફળ થઇ, સૌન્દર્યલતિકાને પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થાઉ " મૃદુએ અશ્વપર સ્વાર થવાની તૈયારી કરતાં કરતા કહ્યુ

" ભાઇ ? પરમાત્મા તમારી શુભ વાચ્છનાઓ તૃપ્ત કરે, એવુ હું અંત કરણપૂર્વક ઇચ્છુ છુ, અને પરમેશ્વર પ્રત્યે પણ હું એજ પ્રાર્થના કરૂ છુ અને કરીશ. " વિમળાએ નમ્રતાથી જણાવ્યું

" ચ ટો બ્હેન ! હવે હું રજા લઇશ. " અશ્વારૂઢ થતાં મૃદુએ કહ્યું.

વિમળાની જે ઇચ્છા મૃદુને જાહેર કરવાની હતી તે તે કહી

શકી નહોતી, એટલે મૃદુને રોકતા તેણે કહ્યુ "ભાઇ ! મૃદુસિંહ ! તમારી ગરીબડી બ્હેનની એક યાચના છે તે પૂર્ણ કરશો ! '

"શા માટે નહિ ! કહો બ્હેન ! શુ છે ! મારાથી તમને જે કાંઇ સહાય આપી શકાશે, તે તમે કહેશો ત્યારે આપવા તૈયાર છુ ' મૃદુએ જણાવ્યુ

"ભાઇ ! જ્યારે તમે મારા પ્રત્યે આટલો સ્નેહ અને લાગણી ધરાવો છો, તો મને આશા છે કે મારા સૌભાગ્યનુ રક્ષણ કરવાનુ તમે કદાપિ ભૂલશો નહિ મારી યાચના સ્વાર્થિ છે અને તે ઉદાર દિલના વીરોજ બક્ષી શકે છે ભાઇ મુલભરાયે એ મગધી મને અભય વચન આપ્યુ છે અને તમારી પાસે પણ એજ અભય વચન માટે મારી યાચના છે" વિમળાએ ડરતાં ડરતા તેની ઇચ્છા જાહેર કરી

આ માગણીથી મૃદુને વિમળાને માટે ઘણોજ ઉચ્ચ અભિપ્રાય બંધાયો, અને તે તેના પ્રત્યે વિશેષ માનથી જોવા લાગ્યો તેણે કહ્યુ

ધન્ય છે ! દેવી ! એક નિષ્ઠુર અને સદા પાપમાંજ પ્રવૃત્ત થઇ રહેલા સ્વામિ પ્રત્યે પણ સ્નેહભાવના રાખી, તેનુ કલ્યાણ ઇચ્છવામાંજ તમારૂ કલ્યાણ સમજો છો એ ખરેખર પ્રશસનીય છે બ્હેન ! નિશ્ચિંત રહેજો મૃદુના હાથે તમારૂ કે તમારા સ્વામિનુ અનિષ્ટ કદી પણ થશે નહિ."

"પ્રભુ આપને દીર્ઘાયુ રાખો અને તમારી સર્વ મનકામના પૂર્ણ કરો" વિમળાએ અંત:કરણપૂર્વક આશીર્વચન કહ્યાં.

મૃદુ અને વિમળા છૂટા પડયાં. મૃદુએ તેનો અશ્વ વાયુવેગે દોડાવી મુક્યો અને વિમળાએ તેના ઘર તરફનો રસ્તો લીધો.

## પ્રકરણ ૪૧ મું.

### દુશ્મન પ્રતિ દયાભાવ.

વિમળા અને મૃદુ છૂટાં પડયા ત્યારે પાછલી રાત્રિની શરૂઆત થઇ ગઇ હતી પ્રભાત થતાં પૂર્વે મહાત્માની પર્ણકુટીએ પહોંચી, જે સ્થાને ચંદ્રિકાને કેદ કરી હતી, ત્યા કદાચિત સુલભને પણ પૂરવામા આવ્યો હોય એવુ અનુમાન કરી, તે ગુપ્તસ્થાનની મહાત્મા અગર રાધેશ્વરી દ્વારા માહિતિ મેળવવાનો મૃદુએ વિચાર કર્યો હતો, અને તેથી તે પર્ણકુટી તરફ તેનો અશ્વ દોડાવતો ચાલ્યો જતો હતો. જોતજોતામાં જે સ્થાને રાધેશ્વરીને પ્રમાદ તથા અજબની મુલાકાત થઈ હતી, ત્યા આગળ તે આવી પહોંચ્યો. સહજ [illegible]રથીજ એ સ્થાને કોઇ અશ્વ ઉભો હોય એવો એને ભાસ થયો [illegible]તો, અને તેથી તેણે પોતાના અશ્વનો વેગ પણ ધીરો પાડી સાવધ [illegible]ઇ, ધીમે ધીમે અશ્વની છેક નજીક ગયો તો ત્યાં જમીન પર કોઇ [illegible]નુષ્ય પડેલું તેને દેખાયુ. તેણે તુર્ત બત્તી કાઢી, તે સળગાવી જોયુ [illegible] ડોકટર અજબ બેશુદ્ધ થઇ પડેલો તેની નજરે પડયો. અશ્વ[illegible]રથી ઉતરી મૃદુએ તેની નાડી વિગેરે તપાસી જોયુ, તો શ્વાસોશ્વાસ [illegible]ાલતો તેને જણાયો. થોડીવાર તેને પર્ણકુટીમાં લઇ જવો કે તેને [illegible]ર પહોંચાડવો, તેનો વિચાર કરતાં તેને તેને ઘેર મુકી આવવાનુંજ

મૃદુને ઠીક લાગ્યુ તેને ઉઠાવી મૃદુએ પોતાના અશ્વપર સુવાડયો. અને તેની પાછળ પોતે પણ સ્વાર થઇ અજબના અશ્વને સાથે સાથે દોરી લઇ તેણે પાછો રાજનગર તરફ રસ્તો લીધો

મૃદુથી છૂટી પડી વિમળા સ્વસ્થાને પહોચી ગઇ હતી અને તેણે ધારણ કરેલા સ્વાગ ઉતારી એક આરામ ખુરશીમા પડી પડી તેના સ્વામિના વિચારો કર્યા કરતી હતી જરા જરામા અજબના આવવાના તેને ભણકારા વાગતા હતા, અને તે બારી પાસે દોડી જતી હતી પણ કોઇને ન જોતાં, નિરાશ થઇ પાછી ચિતામા પડી જતી હતી આખરે રાહ જોઇ જોઇ તે થાકી, અને નિદ્રા આવે તો જરા આરામ લેવાના વિચારથી શય્યામાં તે આમતેમ આળોટતી હતી એટલામા દ્વાર ખખડયાનો તેને ભણકાર થયો સહજ કાન માંડી સાભળતાં ફરીથી દ્વાર ખખડયા, અને "બ્હેન" શબ્દથી કોઇ બૂમ પાડતુ હોય એમ તેને લાગ્યુ તે સફાળી શય્યામાથી ઉઠી બારીએ ગઇ, અને જોયુ તો બે અશ્વ તેના દરવાજા આગળ ઉભા હતા અને એક શખ્સ બીજાને હાથમા ઉપાડી બારણામા ઉભો હતો ગભરાતી ગભરાતી તે નીચે આવી અને દ્વાર ઉઘાડયા દ્વારમાં ઉભેલા મદુને તેણે તરત ઓળખ્યો, અને તેને પાછુ કેમ આવવુ પડયુ તે બાબત પ્રશ્ન કરે, તે પહેલા તેની નજર મદુના હાથમા બેશુદ્ધ થઇ પડેલા અજબ ઉપર પડી એક હાય મારી તે તરતજ મુર્છાગત થઇ ઢળી પડી

બિચારા મૃદુને બીજુ સકટ ઉભુ થયુ અજબને શુદ્ધિમા લાવવાની તેની ચિતા ચાલુ હતી, એટલામા વિમળા બેહોશ થઇ પડી. હવે શુ કરવુ તે માટે તે ગુચવાયો પણ સમયસુચકતા વા-

પછી તે અજબને જમીનપર સુવાડી, ઘરમાંથી પાણી તથા એક પખો શોધી લાવ્યો પ્રથમ વિમળાને શુદ્ધિમાં લાવવા તેના મો ઉપર પાણી છાંટી પખાવડે પવન નાખવા માંડયો થોડો સમય આ ઉપચાર ચાલુ રહેતાં વિમળા શુદ્ધિમાં આવી, અને આળસ મરડી તરત બેઠી થઇ ગઇ. તેનુ હૈયુ ભરાઇ આવ્યુ હતુ નેત્રોમાંથી ચોધાર આંસુ પડતા હતા તેનો કંઠ રૂંધાઇ ગયો હતો. અશ્રુપુર્ણ નેત્રે મૃદુના સામુ જોઇ તેનાપર કરેલા ઉપકાર માટે તે તેનો આભાર માનવા લાગી મૃદુ આશ્વાસન આપતો, શોચ કરવો છોડી દઇ અજબને શુદ્ધિમા લાવવાનો પ્રયત્ન કરવા તેને સમજાવવા લાગ્યે બન્ને જણાએ મળી પ્રથમ અજબને ઉચકી મેડી પર લઇ ગયા, અને તેને પલગપર સુવાડયો શુદ્ધિમા લાવવાની જે દવા વિમળાની જાણીતી ઘરમા હતી તે તે લઇ આવી, અને વારા ફરતી તે સુઘાડી અજબને શુદ્ધિમા લાવવા પ્રયત્ન કરવા માડયો આ સતત્ ઉપચારોથી પાએક કલાકમાજ તેણે આખ ઉઘાડી, અને આમતેમ નિહાળવા લાગ્યો તેની ભયકર સ્થિતિની તેને સ્મૃતિ થઇ. તેના મુખમાથી ' વિમળા " એટલા શબ્દ નીકળ્યો, અને પાછા તેણે નેત્રો બધ કરી દીધા વિમળાએ ઉપચારો ચાલુ રાખ્યા મૃદુ પણ તેને મદદ કરતો હતો, અને એ દંપતિની દયાજનક સ્થિતિ નિહાળી મનમા શોચ કર્યા કરતો હતો થોડીવારે અજબ પાછો શુદ્ધિમા આવ્યો, અને આખ ઉઘાડી તેને બેઠો કરવા વિમળાને ઇશારત કરી વિમળાએ તરતજ તેને સાચવીને બેઠો કર્યો અને પૂછ્યું " પ્રાણનાથ ! તમને શુ થાય છે ! કપાઉન્ડરને બોલાવી દવા મગાવીશુ !"

વિમળાના પ્રશ્ન તરફ અજબનું લક્ષ હતુ નહિ તે બાજુપર

રેલા મૃદુને નિહાળતો હતો તેણે પૂછ્યુ ." વિમળા ! આ કોણ ! મને અહી કોણ લાવ્યુ !"

"પ્રાણનાથ ! દુષ્ટ પ્રમાદની મદદમાં રહી જે મૃદુસિંહનો શ કરવા તમે પ્રયત્ન કરી રહ્યા છો, તેજ આ મૃદુસિંહ તમને ગલ્લામાં બેશુદ્ધાવસ્થામાં પડેલા ત્યાંથી અહીં લઇ આવ્યા છે" મળાએ મૃદુને ઓળખાવતાં જરા કઠોરતાથી ઉત્તર આપ્યો.

આપત્તિના સમયમાં મૃદુએ તેની સજ્જનતા બતાવી કરેલી દનો વિચાર કરતાં, અજબના હૃદયમા તેને માટે માનની લાગ ઉપસ્થિત થઇ તે મૃદુને પગે પડયો અને કહ્યુ "ભાઇ ! દુસિંહ ! ક્ષમા કરો. પાપી પ્રમાદની સગતમાં રહી તમને દુઃખ મા તેમ તમારૂ અહિત કરવામાં મે કચાશ રાખી નથી ધન્ય ! તમારા જેવા સત્પુરૂષને કે અપકાર ઉપર ઉપકાર કરવાનું તમે ય ગણ્યુ ! જે દુષ્ટને માટે મારી આ સ્થિતિ થઇ , તે મને અર માં રઝળતો મુકી ચાલ્યો ગયો, અને તમે મને તમારો દુશ્મન ણ્યો છતા મારા પર દયા લાવી ઉપકાર કર્યો ! ધન્ય છે ! પ્રભુ મારૂ મંગળ કરો" આટલુ બોલતાં તેનો શ્વાસ ભરાઇ આવ્યો. માદ પ્રત્યે તેને અંતરમાં અનહદ તિરસ્કાર છૂટયો. થોડીવાર નેત્રો ધ કરી તે તકીઆપર માથુ ટેકવી પડી રહ્યો. વળી જરા સ્વસ્થ ના તેણે મૃદુને કહ્યું. "ભાઇ ! મારા તમામ અપરાધોની ક્ષમા ા છાતીમા ગોળીનો ઘા એવો સખ્ત લાગ્યો છે કે પ્રાણ બચવો સભવિત છે. વળી મારા જેવા કૃતઘ્નિને હવે જીવવુ એ પણ પ છે. લાચાર છુ મૃદુસિંહ ! તમારા અપાર ઉપકારનો બદલો ાળવા હું સમર્થ નથી, છતા પ્રમાદના પ્રપચોથી તમને વાકેફ

કરી, તમને સાવચત રહેવાની સૂચના કરવાથી હું મને કૃતાર્થ થયેલો માનીશ ભાઇ! હવે વિલબ ન કરતાં તમે સત્વર ચંપાવતી જાઓ રાજા શુરસેન અત્યારે આ દુનિયામાં હશે કે કેમ તે શંકા ભરેલુ છે પાપી પ્રમાદ અને જમાલ તેનુ ખૂન કરી, દેવી તુલ્ય લતિકાનુ હરણ કરવાનું દુષ્કૃત્ય કરી રહ્યા હશે વળી એક બે દિવસમાં ચંપાવતી પર અણુચિતવ્યો હુમલો કરવાની પણ તૈયારીઓ થઇ ગઇ છે માટે સરદાર! તમે સત્વર ચંપાવતી જઇ બધાનુ રક્ષણ કરો"

અજબે આપેલી બાતમીથી મૃદુના જીવને ઘણી વ્યથા થવા લાગી તેણે કહ્યુ "અજબરાય! ચિતા કરશો નહિ તમને તમારા પાપકર્મોનો પશ્ચાત્તાપ થાય છે, અને સત્યને માર્ગે ચાલવાનો તમારો નિશ્ચય થાય છે, તે જોઇ મને આનદ થાય છે પરમાત્મા તમારૂ રક્ષણ કરશે. પ્રમાદને પણ પસ્તાવાનો વા કમોતે મરવાનો સમય આવશે હુ નથી ધારતો કે રાજા શુરસેનજીનુ ખુન કરી ચંપાવતી સર કરવાની તેની મુરાદ બર આવે છતા તમે મને અગાઉથી ચેતાવ્યો છે, તો તે માટે હુ તમારા આભારી છુ ચંપાવતીનો તથા તેના પ્રતાપી મહારાણાનો બચાવ કરવા હું પુરતો પ્રયત્ન આદરીશ તમે જ્યારે નિખાલસપણે આટલી હકીકત કહી, તો હુ આશા રાખુ છુ કે ભાઇ સુલભને કયે સ્થાને કેદ કરવામાં આવ્યો છે, તેની પણ બાતમી આપી વિશેષ આભારી કરશો. તેને છોડાવ્યા વિના ચંપાવતી નહિ જવાની મારી પ્રતિજ્ઞા છે, એટલે સુલભ છૂટે નહિ ત્યાં સુધી મારી પ્રતિજ્ઞા તોડી હું જાતે ચંપાવતીનો બચાવ કરી શકીશ નહિ. વળી તમને ઘાયલ કોણે કર્યા તેની પણ કાંઇ માહિતિ આપી શકાય તો સારૂં"

"સરદાર! માફ કરજો સુલભરાયની હકીકત કહેવાનુ હુ વિ-સરી ગયો. તેમને એક ગુપ્ત ભોંયરામા કેદ કરવામાં આવ્યા છે. ત્યા જવાના બે માર્ગ છે એક રાજમહેલમાંથી છે, અને બીજો અહીંથી સપાવતી જતા એક જીર્ણ શિવાલય આવે છે તેમાથી છે. રાજમહેલને રસ્તે જવાનુ તમને અનુકૂળ નહિ પડે, માટે શિવા-લયને માર્ગે તમે જાઓ એ શિવાલયમા જે શિવલિંગ છે તે તમે ઉપાડશો એટલે તેની નીચે તમને એક ભોયરૂ જણાશે તેમા ઉતરી ચોથે પગથીએ ઉભા રહી ડાબી બાજુ તરફ હાથ લંબાવશો એટલે એક કડુ તમારા હાથમાં આવશે તેના ચાર પાચ આટા ફેરવી જરા ઉચકી આપશો, એટલે જે શિલા સાથે તે જડેલુ છે તે ખસી જશે, અને એક બીજુ ભોયરૂ દેખાશે તે ભોયરામા ઉતરી સીધા ચાલ્યા જશો એટલે એક મોટુ ચોગાન આવશે, અને તેમા કારા-ગૃહ જેવી ઓરડીઓ બાધેલી તમારી નજરે પડશે એ ઓરડીઓ-માંની મધ્યની ઓરડી છે તેમા સુલભરાયને રાખેલા છે હુ ધારૂ છુ કે લલિતકાનુ હરણ કરી લાવી, તેને પણ પ્રમાદ ઘણુખરૂ હાલ એ સ્થાનમાંજ રાખશે. માટે ભાઈ! તમે અહીથી સીધા શિવાલયે જાઓ અને કાર્ય સિદ્ધ કરો પરમાત્મા તમને સહાય કરશે હું લાચાર છુ કે મારાથી તમને મદદ કરી શકાય તેમ નથી, નહિ તો હુ પોતેજ સુલભભાઈને મુક્ત કરી લાવી તમારી આગળ રજુ કરત" અજએ નિશ્વાસ નાખતાં કહ્યુ.

"ઠીક ત્યારે સુલભે તમારા પર ઘા કર્યો નથી એમ સમજાય છે" મૃદુએ કહ્યુ.

"ના એમને બિચારાને તો મહાકપટ કરી કેદ કરવામાં

આવ્યો છે. મારાપર ઘા કરનાર કોઇ સ્ત્રી હતી. કોણ હતી તે હું ઓળખી શક્યો નથી." અજબે ખુલાસો કર્યો

સુલભનો પત્તો લાગવાથી તેને છોડાવવા મૃદુ પણ ઉત્સુક થઇ રહ્યો હતો, એટલે અજબ તથા વિમળાની રજા માગી તે નીકળી પડ્યો

આ તરફ ડૉક્ટર અજબ તેનાં કૃત્યો માટે વિમળા આગળ પસ્તાવો કરવા લાગ્યો. વિમળા હૃદયમા બળતી, સ્વામિના દુઃખથી દ્રવી જતી, હિમ્મત રાખી તેને આશ્વાસન આપતી તેની સારવાર કરવા લાગી. અજબને ગોળી સખ્ત લાગી હતી વિમળાના સૌભાગ્ય માટે તેને મનમા ઘણી ચિંતા થયા કરતી હતી

## પ્રકરણ ૪૨ મુ.

### ચઢાઈની તૈયારી

કનક અને લતિકાને અચેત કરી ઉઠાવી લાવનાર પ્રમાદ તથા જમાલ, જે સમયે મૃદુ અજમની સારવારમા પડ્યો હતો તે સમયે રાજનગરમાં આવી પહોચ્યા હતા. ચંપાવતીથી પાછા ફરતા તેમણે ડૉક્ટર અજમની રસ્તામા તજવીજ કરી હતી, પણ તેનો કાંઇ પત્તો ન લાગવાથી પ્રમાદને તેને માટે સહજ ચિંતા થતી હતી તેને રસ્તામાં પડ્યો મુકી ચાલ્યા જવા માટે તેને પસ્તાવો થતો હતો અને તેના સમાચાર મેળવવા ઉત્સુક થઇ રહ્યો હતો.

રાજનગરમાં આવી તરતજ તે રાજમહેલને ગુપ્ત માર્ગે થઇ, અજબના ધારવા મુજબ જે સ્થાને સુલભને કેદ કરવામાં આવ્યો હતો, ત્યા લતિકા તથા કનકને બેહોશ સ્થિતિમાં મુકી આવ્યો, અને ત્યાંથી પરભાર્યો રાજા કેશરીસિંહ પાસે જવા નીકળ્યો

રાજા જાગૃત થયો હતો અને તે પ્રમાદનીજ રાહ જોતો હતો રાજા શુરસેનનુ ખૂન કરવાનુ સાહસ પ્રમાદે ઉઠાવ્યુ છે તે હકીકતથી તે જ્ઞાત હતો અને તેમાં તે ફત્તેહ પામશે કે નહિ તેની તેને ચિંતા થયા કરતી હતી જો કર્મસંજોગે પ્રમાદ પકડાઇ ગયો અને શુરસેનને તેણે રચેલુ કાવતરૂ માલમ પડી ગયુ, તો પોતાની તથા રાજ્યની પાયમાલી થશે એ ભયથી તે નિદ્રા પણ લઇ શકયો નહોતો

પ્રમાદને ત્વરાથી આવતો તેણે નિહાળ્યો, એટલે તેના મનની અશાંતિ આછી થઇ ફત્તેહના શુભચિન્હો તેને દેખાવા લાગ્યાં જોતજોતામા પ્રમાદ રાજા પાસે જઇ પહોચ્યો તે નમન કરે તે અગાઉજ રાજાએ તેને પ્રશ્ન કર્યો "કેમ પ્રમાદસિંહ! શુ સમાચાર ?"

"મહારાજ! અદ્યાપિ પ્રમાદે હાથ પર લીધેલા કયા કાર્યમાં પરાજય થયો છે, કે આ કાર્યમા પણ હોય ? ફતેહ આપણીજ છે" પ્રમાદે ગર્વ કરતાં જવાબ આપ્યો

"શાબાશ! પ્રમાદસિંહ! તમારી વીરતા અને કાર્યકુશળતાની મને સંપુર્ણ ખાત્રી છે વારૂ! હવે આપણે શુ કરવાનું છે" કેશરીસિંહે પ્રમાદની પ્રસંશા કરતાં કહ્યુ

"મહારાજ! હવે આપણે વિલંબ કરવાનો નથી ચંપાવતીમાં રાજાના મૃત્યુના સમાચાર જાહેર થઇ ગયા હશે. રાજ્યમાં સર્વત્ર

શોક પથરાશે અને સૈન્ય પણ અવ્યવસ્થિત રહેશે આપણું સૈન્ય બરાબર તૈયાર હોય તો આજેજ કુચ કરી, રાત્રિ પડતાં ચંપાવતી પર હુમલો કરવો " પ્રમાદે ખુલાસો કર્યો

રાજા કેશરીસિંહે જરા વિચાર કરી કહ્યું "સરદાર ? તમે કહો છો તે વાસ્તવિક છે અને વળી તમારી યુક્તિથી આપણો જય થવો પણ નિર્વિવાદ છે, પરંતુ જનાપવાદ આપણા પર આવશે અને જો ચંપાવતીની પ્રજા ઉશ્કેરાઇ આપણા સામે થશે તો રાજનગરને પણ તેના છાંટા લાગશે, અને શાંતિ પ્રસરાવતાં આપણને મહા વિટંબના પડશે.

" મહારાજ ! એ બધા વિચારો હાલ કરવાની કાંઇ આવશ્યકતા હું જોતો નથી જનાપવાદનો ભય રાખીએ તો આપણું કોઇ પણ કાર્ય થઇ શકે નહિ જે ભય રાખવાનો છે તે અન્ય રાજ્યોનો છે, ચંપાવતી સર થતા તે પણ દૂર થઇ જશે, કારણ કે ચંપાવતી તથા રાજનગરનું સૈન્ય એકત્ર થતા તેની સામે કોઇ પણ રાજ્ય ટકી શકે તેમ નથી. પ્રજા કદાચિત્ ઉશ્કેરાય પણ તેને દબાવી દેવાની આપણામાં ક્યાં શક્તિ નથી ? પ્રજાથી ગભરાવાનું કાંઇ પ્રયોજન નથી અને તેમ છતાં જો કાંઇ આપત્તિ આવી પડશે તો સમય જોઇ તેને માટે યોગ્ય યુક્તિ રચાશે આગમચથી એવા વિચારો કરવાની શી જરૂર ? માટે મહારાજ ! હવે અન્ય વિચારો પડતા મુકી આજે નહિતો આવતી કાલે પણ આપણું સૈન્ય રવાના કરવાની તઇયારી કરો " પ્રમાદે કેશરીસિંહને હિંમત આપતાં સૂચના કરી

વળી થોડો સમય વિચાર કરી રાજાએ પુછ્યું "વારૂ !

પ્રમાદસિહ ! સૈન્ય તો આપણુ તઇયાર છે, પરતુ સેનાપતિ તરીકે કોને રાખીશુ ? હાલના સેનાપતિ જાલિમસિહથી મને સતોષ નથી. ચપાવતી પર હલ્લો લઇ જતી વખતે એના કરતા કોઇ બાહોશ સેનાપતિ હોય તો સારૂ ”

“ આપનુ કહેવુ સત્ય છે, પણ જાલીમસિહ કરતા ચઢીઆતો સેનાપતી આપણી પાસે કયા છે ? ” પ્રમાદે જણાવ્યુ.

“ લશ્કરમા તો કોઇ છે નહિ. પણ જો તમને હરકત ન હોય તો પ્રમાદસિહ ! તમને સેનાપતિ તરીકે નીમવાની મારી વૃત્તિ છે ” રાજાએ તેના મનનો ખરો વિચાર જણાવતા કહ્યુ

“ મહારાજ ! આપની આજ્ઞા થાય તો તે હુ માથે ચઢાવવા તઇયાર છુ, પરતુ એ પદવીને હુ લાયક નથી, તેમ એ કાર્ય બજાવવા જેટલુ મારામા કૌશલ્ય નથી વળી મારે હજુ એક બે કાર્યો બીજા પણ કરવાના બાકી છે, અને તે ચપાવતી પર હુમલો કરતા અગાઉ મારે કરવાજ જોઇએ, એટલે બધી તઇયારીઓ કરવા જેટલો મને અવકાશ પણ નથી. છતા આપની ઇચ્છા છે તો હુ જાલીમસિહની સાથે રહી સૈન્યની યોગ્ય વ્યવસ્થા રાખવા પુરતી કાળજી રાખતો રહીશ આપણો ન્યે રસ્તે વિજય થાય, તે જોવાની હુ મારી ફરજ સમજુ છુ માટે આપ જાલીમસિહને બોલાવી તેને યોગ્ય સુચના આપી સૈન્ય લઇ વિદાય કરો, એટલે હુ એક બે કાર્યો જે મારે કરવાના છે તે કરી લઉ આપણે અત્રેથી એવી રીતે નીકળીશુ કે સધ્યા સમયે ત્યાં પહોચી જવાય અને એક રાત્રિમા જ ચપાવતી સર કરી લેવાય ”

ામાદે તેના વિચારો દર્શાવ્યા અને રાજા પાસેથી જવાને માટે ઠયો.

"ઠીક ત્યારે હું જાલીમને બોલાવી સર્વ હકીકતથી વાકેફ ર શુ તમે પણ પુરતુ ધ્યાન આપતા રહેજો, અને આપણે વાનો સમય થાય એટલે આવી પહોચજો." રાજાએ જણાવ્યુ.

પ્રમાદ રાજાને નમન કરી ત્યાંથી નીકળી પડયો, અને અજબની તપાસ કરવા સીધો તેના ઘર તરફ ગયો

આ તરફ કેશરીસિંહે સેનાપતિ જાલીમસિહને જોઇતી સુચના આપી કુચ કરવાનો હુકમ આપવા બોલાવ્યો

---

## પ્રકરણ ૪૩ મુ.

### પ્રમાદનો તિરસ્કાર

રાજા કેશરીસિહના મહેલમાથી પ્રમાદ નીકળ્યો ત્યારે પ્રભાત ાયુ હતુ મરઘાઓ કુકરે કુક કરતા સભળાતા હતા ઘટીઓના ાાદ તથા તે સાથે દળનારી સ્ત્રીઓના ગાન ઠેકાણે ઠેકાણે સભળાતા તાં. હરિજનો પ્રભાતીઆં ગાતાં ઇશ્વર સ્મરણમાં ગુલતાન થઇ ાાભાતિક વિધિઓ કરી રહ્યા હતા આ સમયે પ્રમાદ ત્વરાથી સ્તો કાપતો, ડોકટર અજબના ઘર તરફ જતો હતો જોત જોતા- iાં તે તેની નજીક જઇ પહોચ્યો અને જેવો કપાઉન્ડમાં પેસવા યો, કે તેની નજરે એક ઘોડેસ્વાર ત્યાથી નીકળી પુરવેગે ચાલ્યો

જતો દેખાયો ક્ષણભર એ સ્વાર તરફ પ્રમાદ નિહાળી રહ્યો "એ કોણ હશે? અને અજબને ત્યાં કેમ આવ્યો હશે?" એ એ વિચાર તેને ઉદ્દભવ્યો તેને જતો અટકાવવાનો પણ વિચાર થયો, પણ તત્ક્ષણેજ બધા વિચાર માંડી વાળી તે કંપાઉન્ડમ પેઠો અજબ જે અશ્વપર સ્વાર થઇ તેની સાથે આવ્યો હતો, તે અશ્વને કંપાઉન્ડમા બાંધેલો જોઇ અજબ ઘેર આવેલો છે એવ તેણે અનુમાન કર્યું

અજબના મકાનના દ્વાર ઉઘાડાંજ હતાં એટલે વિચાર કરતે કરતો તે અંદર પેઠો નીચે શુન્યકાર હતું કોઇ નોકર પણ હતો નહિ જરા થોભી તેણે ડોકટરને બૂમ પાડી તેની બૂમ સાંભળતા વિમળાએ તેને આવકાર સહિત બોલાવ્યો. પ્રમાદ મેડા પર ગયો અને જુએ છે, તો તેનો સાથી ઘાયલ થઇ બિછાના પર પડેલો હતો તેના નેત્રો મીંચાએલાં હતા એટલે પ્રમાદના આવાગમનની તેને ખબર નહોતી

થોડી વાર મૃત્યુની શય્યામા પડેલા મિત્ર તરફ જોઇ પ્રમાદ વિમળાને પુછ્યું "બ્હેન! ડોકટર કયારના આવ્યા છે? અને આ સ્થિતિમાં કયાંથી આવી પડયા?"

અજાણ્યા થઈ પ્રમાદને આ પ્રશ્ન પુછતો જોઇ વિમળાને અત્યંત ક્રોધ વ્યાપ્યો, પરંતુ તેને સમાવી ગંભીર મુખમુદ્રા ધારણ કરી તેણે કહ્યું 'સરદાર! ડોકટર કયાંથી આવી સ્થિતિમાં આવી પડયા તે મારા કરતાં આપ સારી પેઠે જાણતા હોવા જોઇએ કારણ કે તમે એમના મિત્ર છો અને ગત રાત્રિએ તમે સાથેજ અહીંથી નીકળ્યા હતા

"બ્હેન ! તમારી ભૂલ થાય છે હું કેવળ અજ્ઞાત છુ રાજમહેલમાંથી હું આવતો હતો એટલામા તમારા કંપાઉન્ડમાંથી એક ઘોડેસ્વારને નીકળતાં મે જોયો આથી ડોક્ટર જાગૃત થયા હશે એમ ધારી હું સ્વાભાવિકજ ઘરમાં પેઠો. પ્રમાદે પોતાનો બચાવ કરતાં કહ્યું

વિમળા મૌન રહી. તેને પ્રમાદ પ્રત્યે એટલો બધો તિરસ્કાર તથા ક્રોધ આવ્યો, અને તેનુ ખૂન કરી નાંખવાનો પણ વિચાર અંતરમાં ઉદ્‌ભવ્યો, પરંતુ તત્ક્ષણેજ સદ્‌વર્તનશીલ પ્રમદાએ પ્રભુ સ્મરણ કરી દુર્વિચારોનો ત્યાગ કર્યો.

વિમળાને મૌન્ય રહેલી જોતાં પ્રમાદને લાગ્યુ, કે તેણે કહેલી હકીકત તેને સત્ય લાગી છે, અને તેથી ઘોડેસ્વારની માહિતી મેળ-વવા તેને એક બે પ્રશ્ન પુછવાની ઇચ્છા થઇ

"બ્હેન ! એ ઘોડેસ્વાર કોણ હતો ?" તેણે ધીરેથી પુછ્યુ

"પ્રમાદભાઇ ! એ સ્વાર કોઇ પરોપકારી સજ્જન પુરૂષ હતો તેના પ્રતાપેજ મારા સૌભાગ્યનું આજે રક્ષણ થયુ છે એ ન હોત તો અરણ્યમાં ડોક્ટરનુ શુ થાત તે પ્રભુ જાણે. એ સ્વાર કહેતા હતો કે કોઇ દુષ્ટે એમને માર્ગમાં બેહોશ સ્થિતિમા નાંખી મુક્યા હતા" વિમળાએ જવાબ આપ્યો,

પ્રમાદ વિમળાનો ઉત્તર સાંભળી રહ્યો પોતે નિર્દોષ છે એમ બતાવવાની ઇચ્છા થઇ, પરંતુ આજબે કદાચ તમામ હકીકત વિમળાને કહી દીધી હોય, તો પોતે કેવળ જુઠો ઠરે એમ ધારી તે મૌનજ રહ્યો. તેણે ટુંકમાં વાત પતાવી ત્યાંથી ચાલ્યા જવાનો

વિચાર કર્યો, અને ડોકટર જાગૃત થયા બાદ મોડેથી પાછા આવવાનુ કહી તેણે ચાલવા માંડયુ

વિચારાબ્ધિમા ડુબેલો પ્રમાદ જતાં જતાં વચમા પડેલી ખુરશી સાથે અથડાયો, અને ખુરશી પડી જતાં અવાજ થયો. અજબની આખ ઉઘડી ગઈ તેણે તરત સવાલ કર્યો "વિમળા ! શુ છે ?"

પ્રમાદના અફળાવાથી દુ ખમા પણ સહજ હાસ્ય કરતા વિમળાએ કહ્યુ "કાઇ નહિ એ તો આપનાં પ્રિય મિત્ર પ્રમાદસિહ આપની ખબર લેવા આવ્યા હતા, પણ તમે નિદ્રાધીન હોવાથી પાછા જતા હતા એટલામા આ ખુરશી સાથે અફળાયા અને જરા અવાજ થયો "

"કોણ ! પ્રમાદસિહ છે ! કયા છે ?" આમ કહેતા અજબે જે તરફ ખુરશી પડી હતી તે તરફ નજર ફેરવી. પ્રમાદ ત્યાં ઉભેલો જ હતો

"પધારો ! સરદાર ! હુ તમારીજ ઝખના કર્યા કરૂ છુ વિરાજો " આ કહી અજબે તેને બોલાવી તેની પાસે ખુરશી પર બેસવા કહ્યુ

પ્રમાદની ઇચ્છા ત્યાં થોભવાની નહોતી કારણ કે તે ગુન્હેગાર હતો, અને તેમા ખુરશી સાથે અફળાવાથી તે શરમીંદો થઇ ગયો હતો, પરંતુ અજબનો તેની માદગીમા અનાદર કરવાનુ વાસ્તવિક ન લાગવાથી તે તેની પલગ પાસેની ખુરશી પર જઇ બેઠો

અજબને પ્રમાદ પ્રત્યે તિરસ્કાર તથા ક્રોધ ઘણોજ વ્યાપી રહ્યો

હતો, એટલે લેશપણ વિલંબ કર્યા વિના તેણે તેના અંતરના ઉદ્‌ગારો કાઢવા માંડયા "સરદાર! તમારી સંગતમાં મારી શું સ્થિતિ થઇ તે જોઇ! હવે મારી જીંદગી માટે અને આ અબળા માટે શું કહો છો?"

અજમના આવા પ્રશ્નથી પ્રમાદ ગુસ્સે થયો સત્તાના મદમાં તે એટલો અંધ બની ગયો હતો, કે અજબ જેવો માણસ તેને આવો પ્રશ્ન કરે એ તેનાથી સહન થઇ શકયું નહિ તેણે તુર્તજ કહ્યું "ડોકટર! તમે શું કહેવા માગો છો? તમે નહિ કે મારે માટે આ સ્થિતિએ પહોચ્યા છો પરંતુ પૈસાના લોભે તમે તમારી પાયમાલી કરી છે મારૂં કાર્ય કરવા માટે હું તમને નાણાં આપવા બંધાએલો હતો, નહિ કે તમારી જીંદગીનો પણ જવાબદાર હતો"

"શું બોલો છો! સરદાર! આખરે તમારા મુખમાંથી આજ શબ્દો નીકળ્યા કે? હું નહોતો ધારતો કે તમે આટલી બધી નીચ અને સ્વાર્થવૃત્તિ રાખનાર મનુષ્ય હશો નાણાં! તમે મને શું આપ્યા છે? જે કાંઇ જુજ રકમ આપી છે તે શાને માટે? તમારાં પાપી કૃત્યો ફળીભૂત કરવામાં ખર્ચવાને માટે મારો ધંધો છોડી, મારી પ્રમાળ પત્નિના વારંવારના સદુપદેશની અવગણના કરી, પ્રભુનો ગુન્હેગાર બની તમારા દુષ્કૃત્યોમાં જોડાઇ, મારૂં જીવન પાપમય બનાવ્યું તે શા માટે! નહિ કે માત્ર તમારા પૈસાને માટે, પણ તમારી સાથેની મિત્રતા માટે! પણ ધિક્કાર છે! તમારી સ્વાર્થવૃત્તિને કે તમારો બચાવ કરતાં હું ઘાયલ થઇ પડયો, છતાં મારી લેશપણ દરકાર કર્યા વિના, મને અરણ્યમાં પડયો રહેવા દઇ, તમે તમારા સ્વાર્થમાંજ તલ્લીન રહ્યા! પ્રમાદસિંહ! તમે આવા

સ્વાર્થાંધ છો એવુ જો હું પ્રથમથી જાણતો હોત, તો હાથે કરી મારી પાયમાલીનો વખત ન લાવત.

ધન્ય છે ! મૃદુને કે તમારા પક્ષમાં રહી તેનો નાશ કરવા હું તત્પર થયો, છતાં તેણે મારૂ રક્ષણ કરી તમને આટલુ કહેવાની મને શક્તિ આપી !

મૃદુનુ નામ સાભળતાજ પ્રમાદ બોલી ઉઠયો "તો શુ ! જગલમાથી તને અહીં લઇ આવનાર અને હુ આવ્યો ત્યારે મે દીઠેલો સ્વાર મૃદુ હતો ?

"હા સરદાર ! તે મૃદુ હતો તમારા તમામ કાળા કૃત્યોથી તે જ્ઞાત થયો છે, અને તેજ તમારા મનની બધી મુરાદો ધુળમા મેળવી દેશે" વિમળા બોલી ઉઠી

"સમજાય છે કે હવે પછીની તદબીરોથી અજબ ! તે તેને વાકેફ કર્યો હશે." પ્રમાદે ગભરાતાં અને ક્રોધ ઉશ્કેરાતાં કહ્યુ

"અલબત્ત ! તારા જેવા પાપીનો હવે બચાવ કરવા કરતા મૃદુ જેવા પુણ્યાત્મા અને પરોપકારી પુરૂષને મદદ કરવી એજ હું શ્રેય કર માનું છુ તે તારા જેવો દુષ્ટ નથી. તેના કૃત્યો, તેના આચરણો તમામ સત્ય અને નીતિને અવલબી રહેલાં છે પ્રમાદ ! ખાત્રી રાખજે કે હવે તારૂં આવી બન્યુ છે. લાચાર છુ કે આ સમયે મારાથી મૃદુને કંઇ સહાય થઇ શકતી નથી, નહિતો હુંજ તારો દુશ્મન બની તારી તમામ યુક્તિઓ ક્ષણવારમાં નષ્ટ કરી નાંખુ" અજબે ઉશ્કેરાયલી સ્થિતિમાં કહ્યુ

"અજબ ! બેવફા થઇ શુ બકે છે ? યાદ રાખજે ! પ્રમાદના સપાટામાંથી કોઈ બચ્યો નથી, અને તું પણ બચવો મુશ્કેલ

છે મદુનો જય અને મારો પરાજય ઇચ્છે છે કેમ ? નાદાન ! અલ્પ સમયમાજ મદ અને તેના તમામ સાથીઓ ક્યા રગદોળાઇ જશે તે જણાવાનું પણ નથી, અને તારે પણ મોતનો સ્વાદ ચાખવો હોય તો લે લેતો જા " પ્રમાદે ગુસ્સે થતા એકદમ કટાર કાઢી અજબ તરફ ધસતા કહ્યુ

પ્રમાદે ધારેલુ કાવતરૂ તેના પ્રથમ શબ્દોથી અને તેના ચ્હેરા પર થતા ફેરફારોથી વિમળાની નજરમા આવી ગયુ હતુ, અને તે સાવધ હતી જેવો પ્રમાદ કટાર કાઢી ખુરશીપરથી ઉઠ્યો, કે તુર્ત તેણે તેને ધક્કો મારી દૂર ખસેડી મૂક્યો, અને પાસે ટેબલપર પડેલી રીવોલ્વર હાથમા લઇને પ્રમાદના મુખ સામુ ધરતા કહ્યુ " પાપી ! ખબરદાર ! મારા સ્વામિના અંગને સહજ પણ સ્પર્શ કરશે, તો આ ક્ષણેજ તારો પ્રાણ લઇશ નીચ ! જા સીધો સીધો આ મકાન છોડી ચાલ્યો જા, અને એટલું યાદ રાખજે કે અમારી સાથે કાંઇ પ્રપંચ કરીશ, તો તું પાતાળમા હશે તો ત્યાંથી પણ શોધી કાઢી તારો પ્રાણ લઇશ દુષ્ટ ! વિષયવાસનામાં લુબ્ધ થઇ ભાઈ બ્હેનને રઝળતા કર્યા, અને ચપાવતી નગરીની પણ પાયમાલી કરવા બેઠો છે ! તારા પાપનો ઘડો હવે ભરાઇ ચૂક્યો છે જા. અહીંથી રસ્તો પકડ તારૂ શ્યામ મુખ અમારી દૃષ્ટિ આગળથી દૂર કર, નહિ તો આ રીવોલ્વરમાંથી પ્રાણઘાતક ગોળી છૂટશે, અને તારા કર્મનું ફળ તને અત્યારેજ મળી જશે "

વિમળાની ક્રોધિત મુખમુદ્રા અને તેના પર છવાઇ રહેલુ સતીત્વનુ તેજ નિહાળી પ્રમાદ સ્તબ્ધ થઇ ગયો. એક ડગલુ ભરવાની પણ જાણે તેનામં શક્તિ ન હોય એવો તે શિથિલ થઇ ગયો હતો

જતાં ગભરાતો ગભરાતો પાછે પગે દાદર સુધી ગયો, અને ત્યાંથી ઉતરી પસાર થઇ ગયો

પોતાની ભયભીત થયેલી સ્થિતિનો વિચાર કરતા અને અજાણે મૃદુને તમામ યુક્તિથી વાકેફ કરી દીધેલો હોવાથી, પ્રમાદને તેના કાર્યમાં નિષ્ફળતા જણાવા લાગી જેમ તેમ કરી તે ઘેર પહોંચ્યો અને વિરામાસન પર વિચાર કરતો થોડો સમય પડી રહ્યો છેવટ હિંમત ન હારતા જે કાર્ય હાથપર લીધુ છે, તે ગમે તેમ પણ પૂર્ણ કરવાનો તેણે નિશ્ચય કર્યો, અને કદાચિત્ અજાણીના ચેતાવવાથી મૃદુ, સુલભ, કનક તથા લતિકાને છોડાવી ન જાય, માટે તેનો પ્રથમ ચોક્સ બંદોબસ્ત કરવા તેણે મન સાથે ઠરાવ કર્યો.

---

## પ્રકરણ ૪૪ મું.

---

### વફાદાર પ્રજા

વાચક ! ચંપાવતીમાં વાણું કેવુ વાયુ હશે તેનો ખ્યાલ કરી તો લીધો હશે ? રાણી બુદ્ધિમતીનો એવો નિયમ હતો કે સૂર્યોદય થતા પૂર્વે ઉઠી, પ્રાતઃકાર્યોથી પરવારી સર્વને પ્રણામ કરી, તેના સ્વામિના દર્શન કરી તેનુ મંગળ ઇચ્છતું. લતિકા પણ એ પ્રમાણે સૂર્યોદય થતાં પૂર્વે શય્યાનો ત્યાગ કરી, માતપિતાને પ્રણામ કરી તેમની શુભાશીષ લેતી હતી.

પ્રમાદ તેણે ધારેલું પાપી કૃત્ય કરી ચાલ્યો ગયો, ત્યાર બાદ થોડીવારે નિત્યના નિયમાનુસાર રાણી ઉઠી, દંતધાવન ઇત્યાદિ

વિધિએ પરવારી જાટલે સૂર્યોદય થયો, ભમે તે લતિકાની આવવાની રાહ જોવા લાગી સૂર્યોદય થવાની તૈયારીમાં જ્યારે લતિકા તેની પાસે જતી હતી, અને આજે સૂર્યોદય થઇ ગયો છતાં તે કે કનક કોઇ દેખાયુ નહિ એટલે રાણીને ચિંતા થઇ તેણે દાસીને લતિકાના શયનગૃહમા તેની તપાસ કરવા મોકલી. અત્રે જણાવવાની જરૂર રહેતી નજ, કે રાણી તથા કુંવરી ઉપર જણાવ્યા પ્રમાણે પ્રભાતમાં વહેલા ઉઠતાં, એટલે નોકરવર્ગ પણ સુસ્ત ન રહેતાં તેમના અગાઉ ઉઠી તેમને જોઇતી સર્વ સામગ્રી તૈયાર કરી મુકતાં હતા. કનક તથા ચંદ્રિકા પણ એ નિયમનુ પાલન કરતાં હતાં

રાણીની આજ્ઞાનુસાર દાસી લતિકાના શયનગૃહ તરફ ગઇ અને જોયુ તો શયનગૃહના દ્વાર ઉઘાડાં હતા. અંદર દીપક જેમનો તેમ બળ્યા કરતો હતો પણ લતિકા કે કનક કોઇ દેખાતુ નહોતું. આમ તેમ દૃષ્ટિ કરતા તેની નજર સહજ ઉપર ગઇ, અને ત્યાંની કાચની બારી એક ઉતારી નાખેલી જોતાં તે ભયભીત થઇ રાણી પાસે દોડી ગઇ અને તમામ હકીકત નિવેદન કરી

રાણી તથા ચંદ્રિકા જે રાણીના ખંડમાંજ સુતી હતી, તે બન્ને દાસીએ કહેલી હકીકત સાંભળી ગભરાઇ ઉઠયાં. તે બન્ને શયનગૃહ તરફ ખાત્રી કરવા ગયા, અને જોયુ તો દાસીએ કહેલી તમામ હકીકત તેમને સત્ય લાગી આ ઉપરથી કોઇ કપટ થયાનુ અનુમાન કરી રાણી તાત્કાળિક રાજાને એ સમાચાર જણાવવા તેના શયનગૃહ તરફ ગઇ. ત્યાં દ્વારપાળ આખો ચેસળતો બેઠો હતો, રાણીએ તેને પ્રશ્ન કર્યો "કેમ! ભૈયા! હજુ આજસુધી પેઠે બેસી રહ્યો છે!"

દ્વારપાળ શરમાઇ ગયો તેને શુ ખબર કે જમાલે સુધાદેવી દવાના ઘેનમા તે પડયો હતો. તેણે નીચા નમી રાણીને ઉત્તર આપ્યો.

" મહારાણી ! ક્ષમા કરો કોણ જાણે શુ થયુ, તે સેવન ઘેનમા પડી ગયો અને વખતસર ઉઠી શકયો નહિ. "

દ્વારપાળને વિશેષ કાંઇ ન કહેતાં રાણી શયનગૃહના દ્વાર ઉઘાડી અંદર ગઇ. રાજા શૂરસેનનો આત્મા તેના દેહને છોડી કયાર નો પરલોક ગમન કરી ગયો હતો તેનો મૃત દેહ શય્યામાં પડી રહેલો હતો મચ્છરદાની ખસેડી જેવી બુદ્ધિમતીએ તેના મુખપર નજર કરી, કે તેને અશુભ ચિન્હ દેખાયાં તેનું હૃદય ધડકવા લાગ્યું છતા હિમત ધરી તેણે રાજાના નાકપર હાથ મુકી જોયુ તો શ્વાસોશ્વાસ બિલકુલ બધ પડી ગયો હતો એક હાય મારી તે મુર્છાગત થઇ જમીનપર ઢળી પડી.

રાણીના મુખમાથી નીકળેલા ચીત્કારથી બહાર ઉભેલો દ્વારપાળ તરત અદર ગયો. લતિકાને શોધવા પુષ્પોદ્યાનમા ગયેલી ચદ્રિકા પણ તે ત્યા ન મળતાં નિરાશ થઇ પાછી આવી પહોચી રાણીને મૂર્છાગત થયેલી તથા રાજાને શય્યામાં મૃતવત્ થઇ પડેલો જોતાં દ્વારપાળ તથા ચદ્રિકા બન્ને ગભરાવા લાગ્યા દ્વારપાળ તાત્કાળિક પ્રધાનને તેડવા દોડી પહોચ્યો, અને ચદ્રિકા એક બે દાસીને બોલાવી રૂદન કરતી રાણીની સારવાર કરવા લાગી બુદ્ધિમતી થોડીવારમાં શુદ્ધિમા આવી અને એક આંખમાથી શ્રાવણ અને બીજીમાથી ભાદરવો વરસાવતી તે ચંદ્રિકાને પૂછવા લાગી. " બ્હેન ! લતિકાનો કાઇ પત્તો લાગ્યો ? "

" માજી. પુષ્પોદ્યાનમાં તો કોઇ નથી. " રડતાં રડતાં ચંદ્રિકાએ જવાબ આપ્યો.

" હાય ! બ્હેન ! દુષ્ટ પ્રમાદનું આ કારસ્થન હોય એમ જણાય છે મહારાજાનું પણ એ પાપીએ ખૂન કરાવ્યુ લાગે છે ઓ પ્રભુ ! હવે હું શુ કરીશ મારૂં છત્ર ગયુ અને મારી વ્હાલી પુત્રી પણ ગઇ ! બોલાવો ! પ્રધાનને ત્વરાથી બોલાવો !

" માજી ! દ્વારપાળ પ્રધાનજીને તથા રાજવૈદ્યને તેડવા ગયો છે, અને તે આવતોજ હશે. " ચાંદ્રકાએ જણાવ્યુ.

રાજાના પલંગપર બેસી તેનુ મુખારવિંદ જોયા કરતી રાણી કલ્પાંત કરવા લાગી, એટલામાં રાજવૈદ તથા પ્રધાન ગભરાયલા ત્યાં આવી પહોંચ્યા વૈદે નાડી જોઇ તો તે બંધ હતી અંગ સર્વ શિથિલ થઇ ગયુ હતું આશાનું એક પણ ચિન્હ જણાતુ નહોતુ. છતાં તેણે તેની પાસેની કેટલીક દવાઓ અજમાવી જોઇ પણ સર્વ નિરર્થક નીવડી. વૈદે ચિકિત્સા કરી જણાવ્યુ " પ્રધાનજી ! કપટ થયુ છે મહારાજાશ્રીનો વિષથી ઘાત કરવામાં આવેલો માલમ પડે છે "

પ્રધાન મહાન્ વિચારમાં પડી ગયો રાણી, ચંદ્રિકા તથા દાસદાસીઓ બધા એકત્ર થઇ કલ્પાંત કરી રહ્યા હતાં. રાણીના મુખે લતિકા તથા કનકના ગુમ થયાની હકીકત સાંભળી પ્રધાન વિસ્મીત થયો. તેણે તાત્કાળિક તેમને શોધી કાઢવા માટે માણસો દોડાવ્યા, અને રાણીને સાંત્વન આપી રાજાના દેહને અગ્નિદાહ કરાવવાની તજવીજ કરવા માંડી.

રાજાના મૃત્યુના સમાચાર જોત જોતામાં આખા નગરમાં

પ્રસરી ગયા, અને સર્વત્ર સ્થળે શોક છવાઇ રહ્યો ભાગ્યેજ કોઇ શખ્સ આખા નગરમા એવો નીકળ્યો હશે કે જેના નેત્રમાંથી એ પરમકૃપાળુ અને નીતિમાન રાજાના મૃત્યુથી અશ્રુ ન પડયાં હોય.

યોગ્ય રીતિથી રાજાના મૃતદેહને સ્મશાનભૂમિમાં લઇ જવામાં આવ્યો, રાણી બુદ્ધિમતી સતી થવા તૈયાર થઇ, પણ લતિકાનો પત્તો નહિ લાગેલો હોવાથી પ્રધાને તથા રાજ્યના બીજા સભાવિત ગૃહસ્થોએ તેને વીનવી મહાપરાકાષ્ટાએ સતી થતી અટકાવી જોતજોતામા ચપાવતી નગરીનો પાલક, બુદ્ધિમતીનો સૌભાગ્યરક્ષક અને લતિકાના પિતા સુરસેનનો દેહ ચિતામા ભસ્મિભૂત થઇ ગયો.

ઠામે ઠામ રાજાના મૃત્યુ માટે દીલગીરી જાહેર કરનારી, અને તેના પરમ પવિત્ર આત્માની સ્વર્ગમા શાતિ ઇચ્છનારી સભાઓ ભરાઇ, રાજમહેલ શુન્યકાર થઇ ગયો. રાણી બુદ્ધિમતીનુ કલ્પાંત ગમે તેવા કઠિન હૈયાના મનુષ્યને પણ દયા ઉત્પન્ન કરે તેવુ હતુ. ઘડીકમાં તે ઘેલા મનુષ્યની પેઠે લવારી કરતી મહેલમાં આમ તેમ દોડતી હતી, તો ઘડીકમા સુરસેનને યાદ કરી, લતિકાને યાદ કરી, ચીત્કાર પાડતી રૂદન કર્યા કરતી હતી બિચારી ચદ્રિકાની સ્થિતિ પણ બહુ વિચિત્ર થઇ હતી. રાણીનુ કલ્પાત તેનાથી જોઇ શકાતુ નહોતુ, અને તેમાં ચપાવતીની દુર્દશાનુ મૂળ તેનો ભાઇ પ્રમાદ હોવાનો વિચાર આવતા તેના કોમળ હૃદયમા ભારે આઘાત થતો હતો.

ચપાવતી નગરીનો સચીવ મહાબુદ્ધિશાળી અને વફાદાર હતો. સુરસેનની તેના પ્રત્યે અનહદ પ્રીતિ હતી, અને તેણે પણ સુરસેન માટે ઘણું માન અને લાગણી હતાં. રાજાના અચાનક થયેલા મૃત્યુથી તેને ભારે શોક

ઉત્પન્ન થયો હતો, પરંતુ હિમ્મત રાખી નગરમાં કોઈ સ્થળે ઉત્પાત ન થાય અને સર્વત્ર શાંતિ જળવાઈ રહે તે માટે તેણે તાત્કાળિક પુરતો બંદોબસ્ત કરી દીધો. રાણીને તે માતૃ તુલ્ય માનતો હતો. વારંવાર તે તેની પાસે જઈ તેને આશ્વાસન આપતો હતો અને રાજાનું ખૂન કરનારની તપાસ કરવા રાજ્યના અધિકારીઓ સાથે મસલત ચલાવતો હતો. દ્વારપાળને બોલાવી તેની મારફત કંઈ બાતમી મળે તો તે મેળવવા પણ તે ચૂક્યો નહોતો. રાજાના ખૂન સાથે લતિકાનું હરણ થયેલું હોવાથી સ્વાભાવિક પ્રમાદ પ્રત્યે સર્વને શક ગયો, પરંતુ તેની ખાત્રી માટે કંઈ પણ પુરાવો મળી આવતો નહોતો.

આ પ્રમાણે શોકમાં અને ખૂનીની તપાસ કરાવવાની યોજનામાં સમય વ્યતીત થતો ગયો. રાણી બુદ્ધિમતી અન્ન જળનો ત્યાગ કરી કલ્પાંત કર્યા કરતી હતી, એટલામાં રાધેશ્વરી ત્યાં આવી પહોંચી. તેને નિહાળતાંજ રાણી તથા ચંદ્રિકા વિશેષ કલ્પાંત કરતાં, તેને સર્વ હકીકત નિવેદન કરવા લાગ્યાં. રાજાનું ખૂન થઈ ચુક્યું છે અને લતિકાનું હરણ પણ થઈ ગયું છે, તે જાણી રાધેશ્વરી નિરાશ થઈ અને તેણે રાણીને કહ્યું "મહારાણી! જ્યારે હું અત્રે આવવા નીકળી ત્યારે હું નહોતી ધારતી કે પાપી તેના કાર્યમાં ફાવી ગયો હશે!"

"ત્યારે દેવી! આ દુષ્કૃત્ય કોણે કર્યું તે તમે જાણો છો!" રાણીએ પ્રશ્ન કર્યો.

"હા. મને તે સમાચાર મૃદુસિંહ મારફત મળ્યા, અને તેમના કહેવાથી તમને બધાને ચેતાવવા હું અત્રે આવી હતી" રાધેશ્વરીએ કહ્યું.

"શુ ! મૃદુસિંહ મહારાજાનું ખુન થવાની તથા લતિકાનું હરણ થવાની વાત જાણતા હતા ! ' બુદ્ધિમતીએ આશ્ચર્ય પામતાં પૂછ્યુ

રાધેશ્વરી બુદ્ધિમતીનું આ પ્રશ્ન પૂછવાનું પ્રયોજન સમજી ગઇ, અને તેથી તેને શાંત્વન આપતાં કહ્યુ "મહારાણી ! તમે જાણો છો કે મૃદુસિંહ સુલભરાયની શોધમા નીકળ્યા છે, અને જ્યા સુધી તેમને શોધી ન લાવે ત્યાં સુધી ચપાવતીમાં તેમનું મુખ નહીં બતાવવાની તેમણે પ્રતિજ્ઞા લીધી છે ગઇ રાત્રે રંજનગરમાં તેમને પ્રમાદના મિત્ર અજબ તરફથી આ ગોઠવાયલા પ્રપચના સમાચાર મળ્યા, અને તરતજ તેમણે મહાત્માશ્રી પાસે આવી મને અત્રે મોકલી. સુલભરાયનો પત્તો પણ તેમણે મેળવ્યો છે, અને તેમને મુક્ત કરી લાવવા તે નીકળી ચુકયા છે."

વળી થોડીવાર રહી રાધેશ્વરીએ કહ્યુ "મહારાણી ! હવે જે વાનુ હતુ તે તો થઇ ગયુ છે, એટલે તેને માટે કાંઇ ઇલાજ નથી બેન લતિકાને પાતાળમા હશે તો ત્યાથી પણ મૃદુસિંહ લઇ આવશે હવે આપણે જે કરવાનુ છે તે રાજ્યના સરક્ષણ માટે તાત્કાળિક બદોબસ્ત કરી દેવાનો છે"

"કેમ ! રાજ્યપર હુમલો થયાનો સભવ છે !" રાણીએ પ્રશ્ન કર્યો

"હા મૃદુસિંહે જણાવ્યુ છે કે પ્રમાદ તથા રાજા કેશરીસિંહે મહારાણાનુ મૃત્યુ થતા રાજ્યમાં અશાંતિ ઉપસ્થિત થાય, તે તકનો લાભ લઇ અણુચિતવ્યો હુમલો કરવાની તૈયારી કરવા માંડી છે. કયે સમયે તે છાપો મારશે તે કહી શકાય નહિ માટે આપણા

પ્રધાનજીને ખબર આપી આપણુ લશ્કર પણ તૈયાર રખાવવાની ખાસ આવશ્યકતા છે." રાધેશ્વરીએ મૃદુએ આપેલી સુચનાનુસાર તમામ હકીકત નિવેદન કરી.

પ્રમાદે રચેલા પ્રપંચની પ્રસ્તાવના શ્રવણ કરતા રાણીના શોચ અને ચિંતાની સીમા રહી નહિ. સ્વામિનુ અકાળ મૃત્યુ, એકની એક વ્હાલી પુત્રીનુ હરણ અને તેજ સમયે રાજ્યપર આવી પડનાર આપત્તિ ખરેખર ! ગમે તેવા શુરવીર અને ધૈર્યવાન પુરૂષને પણ ગભરાવે, તો બુદ્ધિમતી જેવી અબળાને સખત આઘાત થાય અને તે ગભરાઇ ઉઠે એમા શુ આશ્ચર્ય ! સ્વામિ પાછળ સતી થઇ બળી નહી માટે તે પશ્ચાત્તાપ કરવા લાગી. રાધેશ્વરીએ તેને મહા પરાકાષ્ટાએ આશ્વાસન આપી શાંત કરી અને રાજ્યને બચાવ કરવાની પ્રધાનને યોગ્ય સુચના આપવા તેને વિનવવા લાગી રાણીએ હૈયુ ખાલી કરી જરા સ્વસ્થ થતાં પ્રધાનને તેડવા મા' મોકલ્યુ

અગાઉ જણાવ્યા મુજબ પ્રધાન પણ ચિંતાગ્રસ્ત હતો તેના મનમા થતી વ્યથા જેમ તેમ દબાવી તે તેની ફરજ બજાવતો હતો બુદ્ધિમતીનુ આમંત્રણ આવતા તે તરત તેની પાસે ગયો, અને રાધેશ્વરીના મુખે તમામ થઇ ગયેલા અને થનાર પ્રપંચોથી વાકેફ થતા તેનું લોહી ઉકળી આવ્યુ પ્રાણાંતે પણ રાજ્યનુ રક્ષણ કરવાનુ ગણીને વચન આપી, તે ઝાઝો સમય ત્યા ન રોકાતા લશ્કરની તૈયારી કરવા ચાલ્યો ગયો સેનાપતિ વિગેરે લશ્કરી અધિકારી મડળને તાત્કાળિક એકત્ર કરી, રાજ્ય પર આવી પડનાર આપત્તિથી તેમને વાકેફ કર્યા, અને સિપાઇઓને રાજ્યનુ રક્ષણ કરવા માટે તઇયાર રહેવ આજ્ઞા કરી

ચ પાલતીના તમામ નોકરો વફાદાર, કાર્યકુશળ અને બહાદુર હતા. પ્રધાનની આજ્ઞા થતાજ સર્વ સૌ પોતપોતાની ફરજ બજાવવા તઇયાર થયા, એટલામાંજ નગરમા કોલાહલ શરૂ થયો "નગરને ઘેરો ઘલાયો છે બચાવો! બચાવો!" એવા પોકાર કરતા લોકોના ટોળા પ્રધાન પાસે આવવા લાગ્યાં પ્રધાને તેમને શાંત કરી જણાવ્યુ "ભાઇઓ! તમે લેશ પણ ગભરાશો નહિ રાજનગરના રાજા કેશરીસિંહે કાવતરૂ રચી આપણા પૂજ્યપાદ મહારાણા શુરસેનજીનુ ખુન કરાવી, રાજકુવરી સૌંદર્યપ્રતિભાનુ હરણ કરાવ્યુ છે અને રાજ્યપર અણુચિતપણે હુમલો કરવાનુ નીચ પગલુ પણ તેણેજ લીધુ છે થોડા સમય પૂર્વે તેના છેલ્લા કાવત્રાની મને ખબર મળી હતી, અને લશ્કર તઇયાર કરવાની ગોઠવણ થઇ ચુકી છે ભાઇઓ! આ સમય મહૂર્મ મહારાણાશ્રી શુરસેનજીની કીર્તિ અમર કરવાનો, અને રાજ્ય પ્રત્યેની પૂર્ણ વફાદારી બતાવી આપવાનો છે, માટે જે રાજભકત લડાઇમાં ઉતરી શકે તેમ હોય તેણે પોતાના દેશનો બચાવ કરવા તત્પર થવુ તમે જાણો છો કે દેશાભિમાન રાખી દેશની ઉન્નતિ કરનાર મનુષ્યજ મનુષ્યની ગણત્રીમાં લેખાય છે. અન્ય મનુષ્યોએ આ અવનિપર જન્મ લેવો પણ નિરર્થક હોય છે મને સંપૂર્ણ આશા છે કે મહૂર્મ 'મહારાણા શુરસેનની વફાદાર પ્રજા નગરમા શાંતિ જાળવી, દુષ્મનોનો સંહાર કરવામાજ તેમનુ કર્તવ્ય સમાયેલુ છે એમ સમજી, નગરનો બચાવ કરશે. ભાઇઓ! સમય કટોકટીનો છે, અને ગુમાવવા જેવો નથી. માટે હવે વિલંબ ન કરતાં નગરનો બચાવ કરવા તરફ તમારૂ લક્ષ દોડાવો અને શાંતિ જાળવો"

પ્રધાનના ઉપરોકત ટુંક ભાષણથી લોકો શાંત થઇ ગયા,

અને જે શુરવીરો હતા તે નગરનો બચાવ કરવા તઇયાર થયા. લોકોની આ વફાદારી જોઇ પ્રધાનને આનંદ થયો તે ત્યાંથી નીકળી જ્યાં લશ્કર તઇયાર થતું હતુ ત્યાં ગયો, અને લશ્કરી સિપાઇઓને પણ અહુંમ રાજા શુરસેનના આશ્રય નીચે ભોગવેલી ઝાહોઝલાલી યાદ કરાવી, તેની કીર્તિ અમર કરવા અને રાજ્યને વફાદાર રહેવા સુચના કરાવી શુરા લડાયકોને વિશેષ કહેવાની જરૂર નહોતી. જોતજોતામા તે સર્વ સજ્જ બધ્ધ થયા સેનાપતિએ પણ વિલબ ન કરતાં તમામ ટુકડીઓ ત્વરાથી યોગ્ય સ્થળે પૃથક પૃથક ગોઠવી દીધી

---

## પ્રકરણ ૪૫ મુ.

---

### પ્રમાદની અધમ વૃત્તિ.

ગત પ્રકરણમાં રાધેશ્વરીએ ચંપાવતીમા રાણી બુદ્ધિમતીને કહેલી હકીકત ઉપરથી આપણે જાણી ગયા છીએ, કે અજબને ત્યાથી નીકળેલો મૃદુ પ્રથમ મહાત્માની પર્ણકુટી તરફ ગયો હનો ડોક્ટર અજબે કહેલી તમામ હકીકત મહાત્માને તથા રાધેશ્વરીને વિદિત કરી, ચંપાવતીનુ રક્ષણ કરવાનુ કાર્ય તેમને સોપી, પોતે અજબે બતાવેલ માર્ગે સુલભને મુકત કરી લાવવા નીકળી પડયો હતો તે ત્યા પહોંચે તે પહેલા ત્યા પડેલા કેદીઓની શુ સ્થિતિ છે તેનુ જરા આપણે અવલોકન કરીએ

રાજનગરના એ ગુપ્ત કારાગ્રહમા બિચારો સુલભ એકલો કેદીની અવસ્થા ભોગવતો હતો, પરંતુ હવે પાપી પ્રમાદના પંઝામાં સપડાયલા બીજા બે કેદીઓનો વધારો થયો હતો તે કનક તથા લતિકા હતા આપણે આગળ જાણી ગયા છીએ કે એ બન્ને અબળાઓને બેશુદ્ધાવસ્થામા પ્રમાદ એ કારાગ્રહમાં મુકી આવ્યો હતો સૂર્યોદય થઇ થોડો દિવસ ચઢતાં કનકને બેહોશીની દવાની થયેલી અસર ઉડી ગઈ, અને તે આળસ મરડી બેઠી થઇ આસપાસ નજર કરતા તે આશ્ચર્યચકિત થઇ તેને લાગ્યુ કે તે એક ઓરડીમા પુરાયલી હતી લતિકા જાણે ભરનિદ્રામા પડી હોય એવી સ્થિતિમા જમીન પર પડેલી હતી આ દશ્ય નિહાળતાં ભ્રમિત જેવી થયેલી કનક આત્મગત વિચાર કરવા લાગી "શુ ! ગત રાત્રિએ આવેલુ સ્વપ્ન સત્ય ઠર્યું, કે એ સ્વપ્નવસ્થ સ્થિતિની મને ભ્રાતિ થાય છે ! " તેણે બે ચારવાર આખો ચાળી ફરીફરીને જોયુ છતાં એનુ એજ દશ્ય નજરે પડયુ તેને ખાત્રી ગઇ કે તે અને લતિકા બન્ને કારાગ્રહમા પુરાયલા હતા લતિકાને ઢઢોળી જાગૃત કરવા તેણે પ્રયત્ન કર્યો પણ તે નિરર્થક ગયો કનક મુઝાવા લાગી શુ કરવુ તેની તેને સુઝ પડી નહિ માથે હાથ મૂકી તે બેઠી બેઠી અશ્રુપાત કરવા લાગી પોતાના કરતા લતિકાની ચિંતા તેને વિશેષ થતી હતી તેને એમજ થતું કે લતિકાને કોઇ દુષ્ટે મારી નાંખી છે. આથી રડતી કકળતી તે તેને ઉઠાડવા ફરીફરીને પ્રયત્ન કરવા લાગી. "લતિકા ! બેન ! કેમ બોલતા નથી ! હાય ! પાપી પ્રમાદે તમારી આ સ્થિતિ કરી ! અરે દુષ્ટ ! આ બિચારી કોમળ કળીને મરડી નાંખતા તેને દયા ન આવી ! હાય ! બ્હેન ! હુ અહીંથી છુટીશ તો

બુદ્ધિમતી બાને શું જવાબ દઇશ ! અરે ! તે બિચારા તમને ન જોતા અત્યારે કેટલુ આક્રંદ કરતાં હશે !"

થોડો સમય જતાં લતિકા શુદ્ધિમા આવવા લાગી અને કનકને ધૈર્યતા આવી તેના વસ્ત્રના પાલવથી પવન નાખી, તેને પૂર્ણ શુદ્ધિમા લાવવા હવે તેણે પ્રયત્ન કરવા માંડયો અને તે સફળ થયો અલ્પ સમયમાજ લતિકા શુદ્ધિમા આવી અને ગભરાયલી બૂમ પાડી ઉઠી "બ્હેન ! આ શુ ! આપણે અહીં કયાથી ? કોણ લાવ્યુ ?" તે દ્વાર તરફ દોડી અને તે ઉઘાડવા પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફળ જતા તેણે ચીત્કાર કર્યો "હાય ! દેવી ! આ તો કારાગૃહ છે."

લતિકાના ઉદ્ગારો સાંભળતાં કનકના હૃદયમા વજ્રઘાત થયો. તેણે એક દીર્ઘ નિ શ્વાસ નાખી લતિકાને સાત્વન આપતાં પોતાની ઓદમા દબાવી કહ્યુ "બ્હેન ! અકળાશો નહિ હુ ધારૂ છુ કે દુષ્ટ પ્રમાદ આપણને બેશુદ્ધ કરી અહીં લઇ આવ્યો છે તમારા પિતાશ્રીને ખબર પડી હશે અને હમણાજ તેઓ આવી આપણને મુક્ત કરશે "

કનકની ગોદમાં પડી પડી લતિકા અશ્રુપાત કર્યા કરતી હતી. કોમળ કુમારિકા સ્વપ્નમા પણ દુ ખ જેણે જોએલુ નહિ, અને સપૂર્ણ લાડમા ઉછરેલી તેનાથી કારાગૃહનુ દુ ખ કેમ જોઇ કે સહન કરી શકાય ! કનકે તેને ભિન્ન ભિન્ન પ્રકારે સાત્વન આપવા પ્રયત્ન કર્યો, પણ તે શાંત થઇ નહિ. કલ્પાત કરતી કરતી તે મૂર્છાગત થઇ પડી. કનકનુ ધૈર્ય પણ ઘટવા લાગ્યુ લતિકાનુ મસ્તક ખોળામાં મુકી તે પ્રમાદને ધિક્કારતી, શ્રાપ દેતી, મૃદુ તથા સુલભનું

સ્મરણ કરતી આક્રંદ કરવા લાગી એટલામાં તેના કર્ણ પર કોઇ મનુષ્યના પગલાંનો અવાજ અથડાયો તે સાવધ થઇ અને આવનાર મનુષ્ય કોણ છે તે જાણવા ઉત્સુક થઇ જે મનુષ્યનાં પગલાંનો ધ્વનિ સભળાયો હતો તે જોત જોતામા કારાગૃહના દ્વાર સમીપ આવી પહોંચ્યો તેને નિહાળતાંજ કનકે તેના પ્રતિ તિરસ્કારયુક્ત દૃષ્ટિપાત કરી, નીચુ જોઇ તેના ખોળામા બેશુદ્ધ થઇ પડેલી લતિકાના કપોલ પ્રદેશ પર હાથ ફેરવવા લાગી

વાંચક ! એ આવનાર મનુષ્ય તે પ્રમાદ હતો થોડો સમય તે કનકને નિહાળતો સ્તબ્ધ થઇ દ્વાર આગળ ઉભો રહ્યો, અને પછી કટાક્ષમા કહ્યુ "કેમ કનક ! શા વિચારમા લુબ્ધ થયા છો ! તમારા મૃદુને સહાય કરવાનુ મુકી આમ નિરાશ વદને કેમ બેસી રહ્યા છો ?"

કનક પ્રત્યુત્તર ન આપતા શાંત થઇ બેસી રહી એટલે પ્રમાદે વધુ કટાક્ષ કરતાં કહ્યુ "કેમ કાંઇ બોલતા નથી ? મૃદુના મનાવ્યા મનાશો કે તમારા સુલભનાં ? લતિકાને ખોળામા કેમ સુવાડી મુકી છે ? જાઓ ! તેના મૃદુને સોપી આવો !"

પ્રમાદના આ કટાક્ષયુક્ત વચનો કનક ઝાઝો સમય મહન કરી શકી નહિ. તેણે ધિક્કાર દર્શાવતા કહ્યુ "બસ કર નરપિશાચ ! તારી અધમ વૃત્તિઓનુ ફળ તને મળશે તુ એમ ન ધારતો કે કારાગૃહમાં અમને પુરી દમનનીતિ ચલાવવાથી તુ લતિકાને પ્રાપ્ત કરી શકીશ ? તે તો મૃદુને માટેજ નિમાણ થઇ છે અને તેનીજ થશે !"

"કનક ! એ સૌ ફાંફાં છે અલ્પ સમયમાજ તુ જાણશે કે

ચંપાવતીના રાજ્ય સિંહાસનને પ્રમાદ દીપાવનાર છે, અને મૃદુ દુનિયામાં હતો ન હતો થઇ જનાર છે તારા સુશભના પણ એજ હાલ થવાના છે તે લક્ષમાં રાખજે " પ્રમાદે જણાવ્યું

" કેવળ અસંભવિત ! તારા જેવો પાપાત્મા તે ચંપવતી નગરીનો નૃપતિ ! કદી બનેજ નહિ શુ મહારાજા શુરસેન તારા જેવા અધમનો સત્કાર કરશે !" કનક પ્રમાદના કહેવાનો જુદો અર્થ કરતાં કહ્યુ.

" તારી ભૂલ થાય છે શુરસેન મારો શુ સત્કાર કરવાનો હતો ! તે તો કયારનો યમસદન પહોચી ગયો છે, અને રાજા કેશરીનુ લશ્કર ચંપાવતીને ઘેરો ઘાલવા નીકળી પડ્યુ છે પ્રમાદની સુબેદારી નીચે ચંપાવતી સર કરવામા આવનાર છે, અને તે થયા બાદ એ રાજ્યના માલીક થવાનો મારો કેશરી સાથે કોલકરાર છે માટે બોલ હવે શુ વિચાર છે ? લતિકાને સમજાવી આનદથી મારો પ્રેમ સ્વીકરાવવો છે, કે છેવટે બળાત્કારનો જ પ્રસગ લાવવો છે ?" પ્રમાદે કહ્યું

શુરસેનના મૃત્યુના તથા ચંપાવતી રાજ્ય પર થનાર હુમલાના સમાચાર સાભળતાં કનક કપી ઉઠી. " શુ પ્રમાદ કહે છે તે સત્ય હશે ! × × × ખરેખર ! એનો દેખાવ તો એ વાત સત્ય હોવાનુ સુચવે છે ! તે સંગ્રામમાં જવા માટે આયુધોથી સજ્જ થઈ આવેલો છે × × × હવે શુ કરવુ ?" પ્રમાદને કોઇ ઉત્તર ન આપતા કનક આમ આત્મગત વિચાર કરવા લાગી

' કેમ ! હજુ કયા સુધી વિચાર કર્યા કરવી છે ? અત્યારે

મારૂ શરણુ સ્વીકારવામાજ તારૂ હિત સમાયલુ છે તે ધ્યાનમ રાખજે ' કનક નિરૂત્તર રહેવાથી પ્રમાદે કહ્યુ

" પ્રમાદસિંહ ! શુ તમે કહો છો તે તમામ સત્ય છે ? રાજા શુરસેનજી દેવલોક પામ્યા ?" કનકે નમ્રતાથી પુછ્યુ

" ત્યારે શુ હુ કહુ છુ તે અસત્ય છે ? તમે અત્રે આવ્યા ( અગાઉ શુરસેન પરલોકગમન કરી ગયો છે તુ પણુ ત ર' હ નાહ છોડે, તો તારી પણુ રાણી બુદ્ધિમતી જેવીજ દશા થશે પ્રમાદે કહ્યુ

' એટલે ?" આશ્ચર્યચકિત થતાં કનકે પુછ્યુ

" એટલે એજ કે આ જ કારાગૃહમા પુરાએલા તારા સુલભ ને પણુ શુરસેનનો સાથી બનાવી તને વૈધવ્યતાનો આનદ આપવા મા આવશે સમજી !" પ્રમાદે જરા જોરમાં કહ્યું.

" શુ તે અહીજ છે ? પ્રમાદ ! ભાઇ ! હુ તમારે પગે પ છુ. મને એક વખત તેમના દર્શન કરાવવાની કૃપા બતાવ ' સુલભનુ નામ સાભળી પ્રમાદની અન્ય બાબત પર લક્ષ આપત કનક તેને વિનવવા લાગી

કનકને નમ્ર થતી જોઇ તે તેનું શરણુ સ્વીકારશે એમ પ્રમાદને લાગ્યુ અને તે આશામા તેણે તેની અધમ વૃત્તિ પ્રદર્શિત કરત કહ્યુ " કનક ! સુલભ અત્રેજ છે જો તુ મૃદુ પ્રત્યેનો તારો પ્રેમ ખેચી લઇ તે મને સમર્પિત કરે, અને મારા પક્ષમાં રહી લલિતાનુ લગ્ન મારી સાથે કરાવી આપે, તો તારો નહિ કે માત્ર સુલભ સાથે આ ક્ષણેજ મેળાપ કરાવી આપુ, પણુ તમને બન્નેને સદાને માટે આ કારાગૃહના દુખમાંથી મુક્ત પણુ કરી શકુ તેમ છુ "

કનકને શુ કરવુ તેની સુઝ પડી નહિ એક તરફ સ્વામિ દર્શનની અભિલાષા તીવ્ર થતી જતી હતી, અને બીજી તરફ પાપ નો પક્ષ સ્વીકારી લતિકાને તેને સોપવાનો વિચાર તેના હૃદય કપાવતો હતો વિચાર કરતી તે નીચુ ધાલી નિરૂત્તર બેસી રહ થોડો સમય જતા વળી પ્રમાદે તેને પ્રશ્ન કર્યો " કનક ! બો હવે તારો શુ વિચાર છે ?"

' ભાઇ પ્રમાદસિહ ! તમે જાણો છો કે તમારા અને અમા કુટુબ વચ્ચે લાબા કાળનો સબધ છે, અને તે સબધને લઇને જે રીતે હુ મૃદુસિહને મારા ભ્રાતા સમાન ગણી તેમના પ્રત્યે ભગિનીસ્નેહ બતાવુ છુ, તેવોજ તમારા પ્રત્યે પણ મારા અતર સ્નેહ હતો, પરતુ તમારા દુષ્કૃત્યોને લીધે જેટલો સ્નેહ હતો તેટ ધિક્કાર ઉત્પન્ન થયો છે છતા તમે નીતિમાર્ગ ગ્રહણ કરો તો ન કે માત્ર હું પણ મૃદુ તથા સુલભ પણ તમારા પ્રત્યે સપુર્ણ મા મમતા તથા સ્નેહ બતાવશે ભાઇ ! મને ખાત્રી છે કે તમા હૃદયમા હવે નીતિ અને ધર્મનો વાસ થશે, એટલે લતિકા સબધનો જે દુરાગ્રહ તમે કરી રહ્યા છો તે સ્વાભાવિકજ છો દેશો." કનકે પ્રમાદને સન્માર્ગ બતાવતા કહ્યુ

" એ બધી તારી ધર્મનીતિ તારી પાસે રહેવા દે મારે ક વતવુ અને કયો માર્ગ ગ્રહણ કરવો તે હું સમજી છુ તારા ભ ષણો સાભળવાની મને જરૂર નથી, તેમ તે સાંભળવાનો મને અ કાશ પણ નથી લતિકાને મેળવવામા હુ કેટલે દરજ્જે ફતેહ થયો છુ, તે દેખીતુ છે અને તેના સોદર્યનો ભોક્તા હુ થવાનો પણ નિશ્ચક છે તારી કે સુલભની મદદની હવે મને કાઇ આ

શ્યકતા નથી છતાં તે માંગવામાં મારો જુદોજ હેતુ છે માટે લતિ-કાની બાબત હવે પડતી મુકી સત્વર જણાવ કે તારો પોતાનો શો વિચાર છે !" પ્રમાદે તેનો હેતુ પરોક્ષ રીતે જણાવતાં કહ્યું !

"મારો વિચાર ! શી બાબતમાં !" કનકે કાંઇક આશ્ચર્ય પામતાં પૂછ્યું

"શી બાબતમા ! તું જાણે છે છતા મને પ્રશ્ન કરે છે ! ઠીક તો હું તને જણાવું છું કે તારા પોતાના સૌંદર્યપર પણ હું મો-હિત થયો છું, અને તારા પ્રેમનો તરસ્યો થઇ રહ્યો છું માટે જો તારા અને સુલભના છૂટકારાની ઇચ્છા હોય તો મૃદુના શુષ્ક પ્રેમનો ત્યાગ કરી પ્રમાદને.. "

"બસ કર ! પ્રમાદ ! તારી દુષ્ટ વાસના જાહેર કરી મારા પવિત્ર કર્ણો અપવિત્ર ન કર મૃદુ સાથેનો મારો સબંધ કેવા પ્રકારનો છે તે તું જાણે છે ! નહિ, વિષયવાસનાથી અનુલિપ્ત થયેલું તારૂં પાપી અંતઃકરણ તે કયાંથી જોઇ કે સમજી શકે ! ધિક્કાર છે ! પાપી ! જેને તારી ભગિનિ સમાન ગણવાની છે તેની પાસે પ્રેમ યાચના કરતા તું લજવાતો પણ નથી !" પ્રમાદનો તિરસ્કાર કરતા કનકે કહ્યું

પ્રમાદ ધારતો હતો કે કનક અને મૃદુ વચ્ચે આડો સબંધ છે, અને દુઃખના સમયમાં કનક કદાચિત્ તેને પણ તાબે થઇ જશે, પરંતુ તેણે કરેલા તિરસ્કારથી તે જરા વિચારમાં પડી ગયો. પણ વ્યભિચારી પુરૂષ સ્ત્રીના તિરસ્કારથી કેટલેક પ્રસંગે ઉત્તેજીત થાય છે, અને એમ સમજે છે કે અતરેચ્છા હોવા છતાં તિરસ્કાર કરવો

એ સ્ત્રીઓનો સામાન્ય સ્વભાવ છે. પ્રમાદ પણ વ્યભિચારી પુરૂ-ષોના એ સિદ્ધાંતને માનનારો હતો, એટલે કનકના તિરસ્કારથી તે તેની પાપવાસના છોડી શક્યો નહિ. કારાગ્રહના દ્વાર ઉઘાડી તે કનકની સન્મુખ જઇ ઉભો

પાપીને તેની પાસે આવતો જોઇ કનકનુ સર્વાંગ કંપવા લાગ્યુ કદાચિત્ બળાત્કારે તે શિયળભંગ કરવા તત્પર થશે, એ ભયથી લતિકાનુ માથું ખોળામાથી નીચે મુકી તે પ્રમાદથી દૂર જઇ ઉભી રહી .

"કનક ! કેમ ગભરાય છે ! પ્રમાદે કોઇની પાસે યાચના કરી નથી, અને તારી સમક્ષ ભિક્ષુક થઇ ઉભો છે તેનો તો જરા વિ-ચાર કર" પ્રમાદ જાણે કાલાવાલા કરતો હોય તેવી રીતે કહ્યુ

કનક નિરૂત્તર રહી અને કામાંધ થયેલો પ્રમાદ વિશેષ ઉતે-જીત થતો ગયો ધીરે ધીરે તે કનકની પાસે ગયો અને લાલચો આપતો યાને પ્રેમ દર્શાવતો તેના શરીરને સ્પર્શ કરવા તૈયાર થયો.

---

## પ્રકરણ ૪૬ મું.

---

### શિયળ રક્ષણ.

ઝેરમાં રહેલો કીડો, જેમ ઝેરને ઉત્તમ ગણે છે, તેમ પાપી મનુષ્ય પાપમય જીવનને સુખરૂપ માની તેમાંજ તેનું કલ્યાણ સમજે છે. વળી જેમ જેમ તેના દુષ્યકૃત્યોને ઉતેજન મળતુ જાય છે, તેમ તેમ તેની પાપવાસના એટલી વધતી જાય છે, કે તેમાજ તે અંધ બની સારાસારનો વિચાર કરવાનું પણ ભૂલી જાય છે તેની બુદ્ધિ પણ સદ્વિચારને માટે નષ્ટ થઇ જાય છે. પણ પાપી, એમ જાણતો

નથી કે પાપના શિખર પર્યંત પહોંચતા કુદરત તેને ક્યાં ગબડાવી મુકશે ! જ્યારે એ શિખર પરથી ગબડે છે, ત્યારેજ તેને તેના પાપકર્મનું ભાન થાય છે પરમાત્માને પણ ત્યારેજ તે માનતો થાય છે, અને સર્વ પાપકર્મો તાદશ્ય થતાં તેનો પશ્ચાત્તાપ પાપી તે સમયેજ કરે છે પાપ કર્મના પ્રારંભમાંજ તેનો આત્મા તેને ચેતવણી આપે છે, પણ તેની અવગણના કરી જ્યારે તે આગળ વધ્યો જાય છે ત્યારે છેવટે તે મહા દુર્દશાને પામે છે

પ્રમાદ પણ ધીરે ધીરે તેના પાપ કર્મોની શિખરપર પહોંચતો જતો હતો લતિકાનું હરણ કરી તેનું શિયળ ભંગ કરવાનું દુષ્કૃત્ય તેણે ધારેલું હતું, અને તેમાં કનક ઉપર મોહિત થઇ તેને તાબે કરવાની અધમવૃત્તિ તેને ઉત્પન્ન થઇ

જેવો તે કનકના શરીરને સ્પર્શ કરવા ગયો, કે તરત તે ત્યાંથી સહજ દૂર ખસી ગઇ અને પ્રમાદના કાલાવાલા કરતી કહેવા લાગી

" પ્રમાદ ! કૃપા કરી દૂર જા મારા શરીરને સ્પર્શ કરી તેને નાહક અપવિત્ર બનાવવાનો પ્રયત્ન ન કર જ્હાય તો જીંદગી પર્યંત આ કારાગ્રહમાં રાખ, પણ મારૂં શિયળ નષ્ટ કરવાનો અધમ વિચાર છોડી દે જો હું તારા કાર્યમાં વિઘ્નરૂપ છું, એમ તને લાગતું હોય તો બેલાશક મારો પ્રાણ લે, મૃત્યુની મને પરવાહ નથી. પણ કૃપા કરી મારૂં સતીત્વ નષ્ટ થાય એવો એક પણ શબ્દ ઉચ્ચારીશ નહિ.

" કનક ! હવે એ બધું તારૂં ઔચિત્ય જવા દે અને મારી ઇચ્છાને આધીન થા એમાંજ તારૂં અને તારા સુલભનું બન્નેનું શ્રેય છે હું તને ફરી ફરીને કહું છું કે અત્રે તારૂં કોઇ નથી, અને

હઠ કરી મારી ઇચ્છાનો અનાદર કરશે, તો છેવટ બળાત્કારનો માર્ગ મારે ગ્રહણ કરવો પડશે જે લતિકાને માટે હું આટલું કરી રહ્યો છું, તે અત્યારે મારા તાબામાં હોવા છતા તેની દરકાર કર્યા વિના, હું તારામાં આશક્ત થઇ યાચના કરૂં છુ તેનો તો જરા વિચાર કર !" પ્રમાદે જણાવ્યુ

"પ્રમાદસિંહ ! પરમાત્માનો કાંઇ ડર રાખો અને સમજો મારૂં અહીં કોઇ નથી એમ માનશો નહિ સતીનો સહાયક શ્રીહરિ સર્વ વ્યાપક છે, અને તે મારૂં રક્ષણ કરશે માટે કૃપા કરી તમારી દુષ્ટ મનકામનાનો ત્યાગ કરો, અને સત્યનો માર્ગ ગ્રહણ કરો એમા તમારૂં કલ્યાણ છે આ મળમુત્રથી ભરેલા ગંદા દેહમા શું છે, કે તેનાપર મોહિત થઇ નરકમા જવાનો તમે પ્રયત્ન કરો છો !" કનકે નમ્રતાથી પ્રમાદને સમજાવતા કહ્યુ

"કનક ! એ તારૂં ડહાપણ બધુ તારી પાસે રહેવા દે ભલે તારો પરમાત્મા અત્યારે આવે, મને તેની દરકાર નથી. આટલુ સમજાવવા છતાં તુ માનતી નથી, તો બળાત્કારે પણ તને મારી ઇચ્છાને આધીન કરવાનો મે નિશ્ચય કર્યો છે, અને એ નિશ્ચય કદી પણ ફરવાનો નથી" ઉશ્કેરાયલા પ્રમાદે આટલુ કહી એકદમ કનક તરફ ધસી તેનુ કાંડુ પકડયુ

પ્રમાદના હાથનો સ્પર્શ થતાંજ કનકે એક મોટી ચીસ પાડી, અને દુષ્ટના હાથમાંથી કાંડુ છોડાવવા પ્રયત્ન કરવા લાગી

કનકે કરેલા ચીત્કારથી બેશુદ્ધ થઇ પડેલી લતિકા એકદમ જાગ્રત થઇ પ્રમાદને તેણે ઓળખ્યો, અને કનક ઉપર તેને જુલમ ગુજારતો જોઇ તે ગભરાઇ આસપાસ નિહાળવા લાગી. કાશગ્રહનાં

દ્વાર ઉઘાડાં હતાં, તે તરફ તેની નજર ગઇ ચતુર કુમારિકાએ સમયસૂચકતા વાપરી કાંઇ મદદ મળી આવે તો તે મેળવવા ધીરેથી તે બ્હાર નીકળી ગઇ પ્રમાદની તેના તરફ પીઠ હતી એટલે તેને જાગૃત થયેલી તે જોઇ શકયો નહિ કનકનું ચિત્ત શિયળનુ રક્ષણ કરવા પરત્વે હતુ એટલે તે પણ લતિકાને જોઇ શકી નહી

ઓરડીમાથી બહાર નીકળી આમતેમ નજર કરતા ત્યા નજીકની ઓરડીના દ્વારપર કોઇ કેદીને ઉભેલો તેણે જોયો ત્વરાથી તે ત્યાં ગઇ કેદીની અને લતિકાની દૃષ્ટિ એક થતાં લતિકાના મુખમાથી "કોણ સુલભભાઇ!" અને કેદીના મુખમાથી "કોણ લતિકા!" એ પ્રમાણે ઉદ્દગારો નીકળી પડયા આ અચાનક મેળાપથી લતિકાને આનદ થયો, અને કનકને બચાવવા તે વધારે ઉત્સુક બની. પ્રમાદ કનકપર અત્યાચાર ગુજારી રહયો છે, તે સહજમાં તેણે સુલભને જણાવી દીધુ, અને સુલભને મુકત કેવી રીતે કરવો તેનો વિચાર કરવા લાગી

કુદરતની સહાય હોય છે તો અનાયાસે સાધન પ્રાપ્ત થાય છે લતિકાની નજર તેને જે ઓરડીમા પૂરવામાં આવી હતી તેના દ્વાર તરફ ગઇ અને તેની સાંકળમાં કુચી સાથે લટકતુ તાળુ નિહાળી તે હળવેથી ત્યાં ગઇ. તાળામાથી કુચી કાઢી લીધી અને તે વડે સુલભની ઓરડીનુ તાળુ ઉઘાડી તેને બધનમાંથી મુકત કરી દીધો.

આ તરફ કામાંધ થયેલો પ્રમાદ જોરપર આવતો જતો હતો, અને બિચારી કનક પરમાત્માના આશ્રયનો પોકાર કરતી શિયળ બચાવવા પ્રયત્ન કરતી હતી પણ પ્રમાદ જેવા મજબૂત બાંધાના પુરૂષ આગળ એક અબળાનું શુ ગજુ! તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ

જતા હતા અને પ્રમાદ તેથી વધારે ને વધારે ઉત્તેજીત થતો જતો હતો. સતી કનકનુ શિયળ નષ્ટ થવાનો સમય છેક અણીપર આવી રહ્યો, એટલે સતીઓની દાઝ જાણી તેમને વ્હારે ધાનાર શ્રીહરિએ તેની દાદ સાભળી.

કારાગ્રહમાંથી મુકત થયેલો સુલભ તેજ ક્ષણે ત્યા આવી પહોંચ્યો અને એક વિકાળ સિંહની પેઠે તે પ્રમાદ ઉપર તૂટી પડયો. એક લાત મારી તેને કનકની પાસેથી દૂર ગબડાવી મુકયો, અને કનકનુ રક્ષણ કરતો ઉભો રહી તેને ધિકારવા લાગ્યો

"પાપી ! આખરે આટલી હદ સુધી તુ પહોચ્યો ? અબળાઓ ઉપર બળાત્કાર કરી તેમનુ શિયળ ભગ કરવા તૈયાર થયો ! કુલાગાર ! ધિકાર છે ! તારા જેવા અધમને નરકમા પણ સ્થાન મળવુ કઠિન છે તારામા બાહુબળ કે કાઇ સામર્થ્ય હોય તો તે સામો પડી અજમાવ ! કાયર અને હિચકારો થઇ પ્રપચથી વીરોને કેદ કરી તારી દુષ્ટ વાસનાઓ તૃપ્ત કરવા શા માટે પ્રયત્ન કરે છે !"

સુલભના ભાષણ પ્રત્યે પ્રમાદનુ લક્ષ નહોતુ તે કેવી રીતે છૂટયો તેનો તે વિચાર કરતો હતો, એટલામાં દ્વાર આગળ ઉભેલી લતિકાને તેણે જોઇ "નાદાન છોકરી ! આ દુષ્ટને તુજ મુક્ત કરી લાવી કેમ ? ઠીક છે જોઉ છુ કે એ કેવો તારો બચાવ કરે છે !" આટલુ કહી તે એકદમ લતિકા તરફ ધસ્યો પણ જેવો તેને કમ્મરમાંથી ઉપાડવા જાય છે, કે સમયસૂચકતા વાપરી લતિકાએ "ખબરદાર દુષ્ટ ! સ્પર્શ કર્યો તો !" એમ કહેતાની સાથે તેને ધક્કો મારી દૂર ખસેડયો, અને તેની કમ્મરમાથી કટાર ખેચી લઇ તેના પર ઘા કરવા તઇયાર થઇ

" શાબાશ ! શાબાશ ! " ના ઉદ્દગારો કાઢતા સુલભ તથા
નક ત્યાં ધસી આવ્યાં, અને લતિકા પ્રમાદપર ઘા કરે તે પહેલાં
લભે આવી પ્રમાદની તરવાર મ્યાનમાંથી ખેંચી લીધી અને તેની
ામે થયો.

પ્રમાદે જાણ્યું કે મામલો બદલાઇ ગયો. તેની પાસે રીવોલ્વર
ની, પણ તે ભરી બહાર કરે તે અગાઉ કદાચિત્ સુલભ તેના પર
ા કરી બેસે, એવો ભય લાગવાથી તે એકદમ ત્યાંથી નાઠો. થોડેક
ધી સુલભ તેની પૂંઠે પડયો, પણ એ ગુપ્ત સ્થાનના રસ્તાથી તે
ાહિતગાર ન હોવાથી પ્રમાદ તેની નજર આગળથી અદ્રશ્ય
ઇ ગયો.

## પ્રકરણ ૪૭ મુ.

### કારાગૃહમાં યુદ્ધ

પ્રમાદ દેખાયો નહિ એટલે સુલભ પાછો કનક અને લતિકા-
ાળી ઓરડી આગળ ગયો. લતિકાએ અણીને સમયે જે મદદ કરી
ને માટે તે તથા કનક તેને ધન્યવાદ આપી તેનો ઉપકાર માનવા
ાગ્યા. ત્યારબાદ કનકે તે કેવી રીતે સપડાયા તે હકીકત સુલભને
હી, અને પ્રમાદના મુખે સાંભળેલી રાજા શૂરસેનના મૃત્યુની તથા
પાવતીપર થનાર હુમલાની વાત પણ લતિકાથી છાની જણાવી.
હુ તેની શોધમાં નીકળ્યો છે તે પાછો ફર્યો નથી તે સમાચાર
ણ કહ્યા.

રાજા શુરસેનના મૃત્યુના સમાચાર સાભળી સુલભ મહાન્ વિચારમા પડી ગયો. થોડો સમય ત્રણે જણા મૌન્ય ધારણ કરી બેસી રહ્યા પણ એમ બેસી રહેવાથી કાંઇ સિદ્ધિ નથી એમ ધારી કનકે કહ્યુ

" પ્રાણનાથ ! સમય ઘણો બારીક છે અને આપણે આ સ્થળે વિચાર કરતા બેસી રહેવુ એ વાસ્તવિક નથી. ચપાવતામા સર્વ બેન લતિકાની ચિંતા કરતા હશે, માટે હરકોઇ પ્રકારે હવે અહીંથી બહાર નીકળવાનો માર્ગ શોધવા આપણે પ્રયત્ન કરવો જોઇએ "

" સત્ય છે દેવી ! અત્રે બેસી રહેવાથી કાંઇ અર્થ સરે તેમ નથી, માટે ચાલો આ સ્થાનમાથી નીકળી જઇએ " સુલભે ઉભા થતાં થતાં કહ્યુ.

કનક તથા લતિકાને સાથે લઇ આસપાસ નજર ફેરવતાં સુલભે ચાલવા માડયુ કદાચિત્ મૃદુને પણ એ સ્થાનમા કયાય કેદ કરવામાં આવ્યો હોય એમ અનુમાન કરી, જતાં જતા તે કારાગ્રહમાં આવેલી તમામ ઓરડીઓ પણ તપાસવા લાગ્યો પણ તમામ ખાલી માલમ પડી અને નિરાશ થઇ તેણે આગળ ચાલવા માડયુ અને એ ત્રિકોણાકાર મેદાનમા આવી પહોચ્યા. એ સ્થળેથી કયે રસ્તે જવુ તેનો સુલભને વિચાર થયો એક રસ્તો સીધો હતો અને બીજો જમણી બાજુપર વળવાનો હતો. સ્વાભાવિક એ સ્થાન આગળ તે અટકયો, એટલામાં સામેથી પાચેક મનુષ્યો હથીઆરોસહિત જોસબધ આવતા દેખાયા. લતિકા તથા કનકને સાવધ રહેવાની સૂચના કરે એટલામાં તે મનુષ્યોએ આવી તેમને ત્રણેને ઘેરી લીધા.

વાંચક ! આ પુચમહાભૂતોની ટોળીનો અગ્રેસર પ્રમાદ હતો તે જણાવવાની જરૂર રહેતી નથી આવતાંની સાથે તરતજ તેણે સુલભને કેદ કરવા તથા લતિકા અને કનકને ઉપાડી જવા તેના સાથીઓને આજ્ઞા કરી

પ્રમાદની આખી ટોળી શસ્ત્રોથી સજ્જ થયેલી હતી, સુલભ પાસે પ્રમાદની ખૂચવી લીધેલી એક તરવાર તથા લતિકા પાસે કટાર હતી આ સજોગોમાં એ ટોળીની સામે થવુ એ મહાન્ સાહસ ખેડવા જેવુ હતુ. સુલભ એ સમજતો હતો પરતુ પ્રાણાતે પણ લતિકા તથા કનકને દુશ્મનના હાથમા જવા દે તેમ નહોતો ઇશ્વર મા તેને સપૂર્ણ શ્રદ્ધા હતી અને ગમે તેવા સયોગોમાં પણ આખરે સત્યનોજ વિજય છે એ સિદ્ધાંતને તે માનનારો હતો, એટલે જેવો પ્રમાદે તેને કેદ કરવાનો હુકમ ચેર્કો કે તરતજ લતિકા તથા કનકનુ રક્ષણ કરવા તત્પર થયો.

પ્રમાદ પણ ડરી જાય અગર તેની હઠ છોડી દે તેમ નહોતું ક્ષણવારમાં ઝપાઝપી શરૂ થઇ સુલભ મરણીઓ થઇ વિકાળ વાઘની પેઠે દુશ્મનો પર તૂટી પડયો જોતજોતામાં પ્રમાદના ચાર સાથીઓ પૈકી બેને તેણે સ્વધામ પહોચાડી દીધા અને એકને ઘાયલ કરી જમીનપર પછાડી પડયો પોતાના ત્રણ માણસોને જમીનદોસ્ત થયેલાં જોતા પ્રમાદ ઘણો ઉશ્કેરાયો, અને તેના રહેલા એક સાથી સાથે તે સુલભ ઉપર ધસ્યો સુલભે થોડો સમય તેમની સામે ટક્કર ઝીલી, અને તેના અગપર પડતા ઘાની લેશ પણ દરકાર કર્યા વિના રણભૂમિમાં મહાન્ યોદ્ધાઓ સામે કેશરીઓ કરી પડયો હોય તેમ યુદ્ધ કરવા લાગ્યો. પણ તે એકલો અને તેની સામે તેના જેવાજ

બે યોદ્ધાઓ એટલે ઝાઝો સમય તે ટકી શકે એ સર્વથા અસંભવિત હતુ. તેના અંગપર ઘા પણ વિશેષ પડયા હતા અને તેમાંથી થતા રકતશ્રાવને લીધે તેનુ સામર્થ્ય ઘટતુ જતુ હતુ બિચારી કનક તથા લતિકા દૂર ઉભાં ઉભાં સુલભનુ રક્ષણ કરવા પરમાત્માની પ્રાર્થના કર્યા કરતાં હતા

જોતજોતામાં મામલો એટલો વધી ગયો કે સુલભ અર્ધબેહોશ સ્થિતિમાં આવી ગયો. તે કયા તરવાર ફેરવતો હતો અને કોના પર પ્રહાર કરતો હતો તેનુ તેને લેશપણ ભાન નહોતુ દુશ્મનોના તેના પર પ્રહારો ચાલુજ હતા તેની આ સ્થિતિમા પ્રમાદે દાવ જોઇ તેના પર છેવટનો સખત ઘા કરવા તેની તરવાર ઉગામી પોતાના સ્વામિની સ્થિતિ તથા પ્રમાદનો ઇરાદો દૂર ઉભેલી કનક ચેતી ગઇ, અને પોતાના પ્રાણની દરકાર કર્યા વિના તે તરતજ મૃત્યુ પામેલા એક સિપાઇની તરવાર ઉઠાવી પ્રમાદની સામે થઇ સુલભ ઉપર ઉગામેલો ઘા તેણે ચાલાકીથી પોતાની તરવારપર ઝીલી લીધો આ દાવ જતા પ્રમાદ ગુસ્સે થયો અને ક્રોધાવેશમા તેણે કનક ઉપર ઘા કર્યો, પણ એ વીરબાળાએ તે પણ એવી ચાલાકીથી તેની તરવાર પર ઝીલ્યો કે તેને લેશ પણ ઇજા ન થતા પ્રમાદની તરવારના કકડા થઇ ગયા એક અબળાને હાથે પરાજય થતાં પ્રમાદના ગુસ્સાનો પાર રહ્યો નહિ તેના સાથીને સુલભને જમીનદોસ્ત કર દેવાની સૂચના કરતો, તે મરણ પામેલા બીજા સિપાઇની તરવાર ઉપાડી તરત કનકની સામે થયો

કયા કનક અને કયા પ્રમાદ? કનકનું શુ ગજુ કે પ્રમાદ જેવા લડવૈયા સાથે યુદ્ધ કરી શકે છતા ઝનુનમા તે તેનાથી બનતી ટક્કર લઇ પ્રમાદની સાથે લડવા લાગી

એક તરફ કનક અને પ્રમાદ અને બીજી તરફ સુલભ અને પ્રમાદનો સાથી એક બીજા સાથે દારૂણ યુદ્ધ ચલાવી રહ્યાં હતા દૂર ઉભેલી લતિકા ગભરાતી ગભરાતી અતરીક્ષમાથી કાઇ મદદ મોકલવા પરમાત્માની પ્રાર્થના કરતી હતી

સુલભ જો કે આવી રહ્યો હતો પણ સદ્દભાગ્યે તેના કરતા તેનો પ્રતિસ્પર્ધી વિશેષ નિબળ થઇ ગયો હતો, એટલે તે તેની સામે ટકી શકયો હતો વળી લડતા લડતા તેની દૃષ્ટિ કનક અને પ્રમાદ વચ્ચે આવી રહેલા સગ્રામ તરફ પડી, એટલે પ્રમાદના સાથાને પાડી કનકની મદદે જવા માટે તેનામાં વિશેષ ચૈતન્ય તથા સામર્થ્ય આવવા લાગ્યુ પરમાત્માની કૃપાથી એક દાવ એવો આવી ગયો કે સુલભની તરવારના એક ઝપાટાથી તેનો પ્રતિસ્પર્ધી જ મીનપર ઢળી પડયો અને તે ઉઠીને બેઠો થાય તે પહેલા લતિકાએ દોડી આવી તેની પાસેની કટાર તેની છાતીમા ઘોચી દઇ તેને યમ શરણ પહોચાડી દીધો

લતિકાને શાબાશી આપતો સુલભ કનકની મદદમા દોડી પહોચ્યો કનકની સ્થિતિ ઘણી ભયકર હતી તેનુ સકળ અગ રૂધિરથી ભિજાઇ ગયુ હતુ તેની આખે અધારા આવવા માડયા હતા અને એક પળમાજ પ્રમાદની તરવારનો ભોગ થઇ પડવાની તૈયારીમા હતી, એટલામાં સુલભ જઇ પહોચ્યો પ્રમાદનુ લક્ષ કનક તરફથી ખસી સુલભ તરફ ગયુ તેના સાથીને મરણ પામેલો જોઇ તે ગભરાયો નાશી જવાનો તેને વિચાર થયો પણ સુલભને અર્ધ મુવેલા જેવો થઇ ગયેલો જોતા તેને એક ઝપાટે પતાવી દઇ, લતિકા તથા કનકને સહેલાઇથી ઉપાડી જવાના ઇરાદાથી તે તરતજ તેની સામે થયો

મામલો પ્રમાદના ધારવા પ્રમાણેજ હતો, કારાગ્રહના દુ:ખથી સુલભ નિર્બળ તો થયેલો હતોજ, તેમાં તેના શરીરપર એટલા ઘા પડયા હતા કે તેનામા તરવાર ઉપાડવા જેટલુ પણ સામર્થ્ય હવે રહ્યુ નહોતુ પણ સત્યનો બેલી શ્રીરામ કહ્યો છે તે ખોટુ નથી જ્યા પ્રમાદ અને સુલભ ફરીથી એકબીજાની સામે થયા કે તેજ ક્ષણે સામેથી કોઇ મનુષ્ય ઉઘાડી તરવારે બૂમો પાડતો તેમના તરફ દોડતો આવતો જણાયો બન્ને ક્ષણભર લડતા બધ થયા અને એ આવનાર મનુષ્ય તરફ જોઇ રહ્યા જોતજોતામા તે મનુષ્ય તેમની નજદીક આવી પહોચ્યો. તેને જોતાજ પ્રમાદ ગભરાયો, જ્યારે સુલભ એકાએક હર્ષમા આવી જઇ તેને ભેટવા દોડયો.

વાચક ! એ આવનાર વ્યક્તિ તે શિવાલયના ગુપ્ત માર્ગથી સુલભને છોડાવવા આવેલા આપણી નવલકથાનો નાયક મૃદુ હતો. બન્ને મિત્રો એકબીજાને જોતા પરસ્પર ભેટી પડયા તેમના નેત્રો હર્ષાશ્રુથી ભીજાયા આ તકનો લાભ લઇ પ્રમાદ ત્યાથી નાશી ગયો આનદમા આવી ગયેલા મિત્રોમાથી કોઇએ તેના તરફ લક્ષ આપ્યુ નહિ

“ ભાઇ મૃદુ ! પરમાત્માએ તને ખરા અણીના સમયે મોકલી આપ્યો.” આટલુ કહેતા સુલભની આખમાં દુ ખદાશ્રુ ભરાઇ આવ્યાં

‘ ભાઇ ! ગભરાઇશ નહિ. પરમાત્મા સૌ સારાં વાનાં કરશે ” આમ કહેતાં મૃદુ આસપાસ નજર ફેરવવા લાગ્યો અને નિરાશ થઇ બોલી ઉઠયો “ અફસોસ ! સુલભ ! દુશ્મન છટકી ગયો ! એ પ્રમાદ હતો કે ! ” આટલુ કહેતા તેની નજર બીજી તરફ ગઇ અને તેના હૃદયમાથી આશ્ચર્ય અને દુ ખના ઉદ્‌ગારો નીકળી પડ્યા

" અરે ? પણ પેલુ કોણ ! લતિકા ! શુ તે અહીઆંજ છે ! અને પાસે કોણ પડયુ છે ! દેવી ! અરે ! સુલભ ! દેવીની આ સ્થિતિ કોણે કરી ! " તરતજ તે બેહોશ થઇ પડેલી કનક તરફ દોડયો.

વાચક ! અત્રે જણાવવાની આવશ્યકતા નથી કે સુલભ કનકની મદદે ગયો કે તરતજ તે બેહોશ થઇ જમીનપર ઢળી પડી હતી, અને લતિકા પોતાના વસ્ત્રથી તેના શરીરપર પડેલા ઘામાથી નીકળતુ રૂધિર લૂછતી અફસોસ કર્યા કરતી હતી મૃદુને આવતો નિહાળી તેને હિમત આવી હતી, જાણે જો કે સ્થળ અને સમય શોકમય હતાં, છતા તેના અતઃકરણમા આનદ થયાના ચિન્હો તેના મુખપર દેખાતા હતા

લોહીથી તરબોળ ગઇ ગયેલી કનકને જોતાંજ મૃદુ સ્તબ્ધ થઇ ગયો તેની છાતી રૂધાઇ ગઇ અને એક પણ શબ્દ ઉચ્ચારવાની તેનામા શક્તિ રહી નહિ સુલભ જે અત્યાર સુધી હિંમત રાખી લડતો હતો, તેને કનકની સ્થિતિનું ભાન થતાં એક હાય મારી મુર્છાગત થઇ ઢળી પડયો

મૃદુની મુઝવણ અને દુ ખ આથી વધી પડયા તે દિઙ્મૂઢ સરખો બની ગયો શુ કરવુ તેની તેને સઝ પડી નહિ લગભગ પા એક કલાક આમ વીતી ગયો અને લતિકા ગભરાવા લાગી કાંઇક શરમાતા શરમાતા પણ હિમત ધરી તેણે મૃદુને કહ્યું " સરદાર ! આમ વિચાર કર્યે કાંઇ સિદ્ધી નથી સમય જતા દુશ્મન કદાચિત્ પાછો આવી પહોંચશે તો બધાં ફરી સપડાઇ જઇશુ."

લતિકાના આ સબોધનથી મૃદુ જાણે શુદ્ધિમા આવ્યો હોય એમ લાગ્યું અને કહ્યું " સત્ય છે ! દેવી ! પણ આ બન્ને

જણાને પ્રથમ સાવધ કરવાં જોઇએ અને તેમ કરવા માટે અત્રે કાંઇ સાધન જણાતું નથી આ સ્થિતિમા તેમને ઉંચકીને લઇ જવાનુ પણ બને તેમ નથી " જરા વિચાર કરતાં લતિકાને કાંઇક યાદ આવ્યુ અને હિંમત પણ આવી તેણે મૃદુને કહ્યું "સરદાર ! આપ જરા થોભો. બને છે તો હું હમણાજ સાધન લાવુ છુ " આમ કહી તે જે ઓરડીમા સુલભને કેદ કરેલો હતો ત્યાં દોડી ગઇ ખરેખર ! તેની ધારણા સત્ય નીવડી. પાણીનો એક કુંજો ત્યા ભરેલો પડેલો હતો તગતજ તે લઇ જઇ મૃદુ આગળ મુકયો

" શાબાશ ! દેવી ! આ કયાથી ઉઠાવી લાવ્યાં ! આ સ્થાનના તમે ભોમીઆ જણાઓ છો ! " મૃદુએ જરા હાસ્ય કરતા કહ્યુ

લતિકાએ પ્રત્યુત્તરમાં મૃદુહાસ્ય કરી કુંજામાંથી પાણી લઇ તે કનકના મુખપર છાંટવા માંડયુ બીજી તરફ મૃદુએ સુલભને શુદ્ધિમા લાવવા એ પ્રયોગ ચાલુ કર્યો

જળની ઠંડકથી સુલભ થોડી વારમાંજ શુદ્ધિમા આવ્યો, અને મૃદુને વળગી પડી કલ્પાંત કરવા લાગ્યો. " ભાઇ ! શુ દેવી ગઇ ! અરે ! હવે મારૂ શુ થશે ! પાપીએ છેવટે અબળાપર ઘા કર્યો ! "

મૃદુનું હૈયું પણ ભરાઇ આવ્યું, પણ તે હિંમત રાખી સુલભને આશ્વાસન આપતો જેમ બને તેમ ત્વરાથી કારાગ્રહમાંથી બહાર નીકળી જવા માટે તેને સુચના કરવા લાગ્યો

કનક પણ જરા જરા શુદ્ધિમા આવવા લાગી પણ તેનુ મગજ અસ્વસ્થ હતું તે લવારી કર્યા કરતી હતી. મૃદુ તથા લતિકાએ

સુલભને પુરતો સાવધ કરી હિમત આપી અને કનકને બન્ને જ-ણાએ ઉપાડી જે રસ્તેથી મૃદુ આવ્યો હતો તે રસ્તેથી બહાર નીકળી જવા તેમણે બધાએ ચાલવા માડ્યુ

---

## પ્રકરણ ૪૮ મુ.

---

### કનકની ભયકર સ્થિતિ—સુલભની પ્રતિજ્ઞા.

પરમાત્માની ગતિ ગહન છે મૃદુ ધારતો હતો કે સુલભને મુકત કરી લાવી તે તાત્કાળિક ચપાવતીનો બચાવ કરવા જઇ પહોંચશે, પણ સુલભને છોડાવવા જવામા સહજ વિલબ થતાં કનકની આ સ્થિતિ થઇ

શિવાલયને રસ્તે થઇને ઘાયલ થયેલી કનકને લઇને મર્વ ગુપ્ત કારાગ્રહમાંથી બહાર તો નીકળ્યા, પણ કનકને આ સ્થિતિમા ક્યા લઇ જવી તેની મૃદુને ચિતા થવા લાગી તે જાણતો હતો કે ચંપાવતીને ઘેરો ઘાલવાનો છે પ્રમાદને લડાઇમા સજ્જ થયેલો તેણે જોયો હતો, એટલે સૈન્ય રવાના થઇ ગયુ એવી પણ તેને મનમા ખાત્રી થઇ તેણે તમામ હકીકત સુલભને વિદિત કરી અને ચપા-વતી કે રાજનગર બેમાથી એકે સ્થળે જવુ સહીસલામત "નહિ હો વાનું" પણ જણાવ્યુ કનક તથા લતિકાને કોઇ નિર્ભય સ્થાને મુકી આવવાની તથા ચંપાવતીપર દુશ્મનોએ ચઢાઇ કરી હોય તો તેનો બચાવ કરવાની આવશ્યકતા હતી બન્ને મિત્રોએ વિચાર કરતા છેવટે મહાત્માની પર્ણકુટીમાં કનક તથા લતિકાને રાખી, જો રાધે

શ્વરી ચંપાવતીથી પાછી ફરી હોય તો ત્યાંના સમાચાર મેળવી ચંપાવતી જવાનો નિશ્ચય કર્યો.

જેમ બને તેમ ત્વરાથી મહાત્માની પર્ણકુટીમાં તે સર્વ જઈ પહોંચ્યા. મહાત્માએ સંસારનો ત્યાગ કર્યો હતો છતાં મૃદુનો મેળાપ થયા બાદ તેમનામાં કાંઈક માયાનો અંશ પાછો દાખલ થયેલો જણાતો હતો. મૃદુ તથા તેના મિત્ર સુલભને માટે તેમને ચિંતા થયા કરતી હતી. મૃદુને સુલભ સહિત પાછો આવેલો નિહાળી તેમને આનંદ થયો, અને મિત્રની ખરી ફરજ અન્યોઅન્ય બજાવવા માટે તેમણે બન્નેને ધન્યવાદ આપ્યો. પરંતુ કનકની ભયંકર સ્થિતિ જોતાં તેમનાં હૃદયમાં આઘાત થયો. મૃદુ તથા સુલભને મુખે તેની આવી સ્થિતિ શાથી થઈ તેનો ઇતિહાસ શ્રવણ કરતાં પ્રમાદ પ્રત્યેનો તેમનો તિરસ્કાર વધ્યો. કનકને તેનો શિયળવૃત્ત તથા પતિપરાયણતા માટે અંતરથી ધન્યવાદ આપતાં મહાત્માનું હૈયું ભરાઈ આવ્યું, અને તેમનાં નેત્રોમાં દુઃખાશ્રુ ભરાઈ આવ્યાં. એક મહાત્મા પુરુષની પોતાના માટે આટલી બધી લાગણી નિહાળી મૃદુ તથા સુલભનાં હૃદય પણ દ્રવિત થયાં,

પુરુષ વર્ગ જ્યારે આ પ્રમાણે શોક કરી રહ્યો હતો, ત્યારે લતિકા કનકના અંગપર પડેલા ઘામાંથી વહેતું રૂધિર લુછી, તેના પર પાટા બાંધી નેત્રોમાંથી ચોધાર આંસુ પાડી રહી હતી. મૃદુ તથા સુલભ ચંપાવતી ન જતાં કનકને પર્ણકુટીમાં કેમ લઈ આવ્યા હશે એ વિચાર તેને ઉદ્ભવ્યો અને તત્સંબંધી ખુલાસો મેળવવા તેને જીજ્ઞાસા પણ થઈ, પરંતુ મૃદુને કે સુલભને કાંઈ પ્રશ્ન કરતાં તે અંતરમાં શરમાતી હતી.

થોડો સમય શોકાગ્ર સ્થિતિમા મૌન્યપણે પસાર કર્યા બાદ મહાત્માએ કનકના શરીરપર પડેલા ઘા તપાસી જોયા, અને એક દીર્ઘ નિશ્વાસ નાંખતા તેમણે કહ્યુ 'ભાઇ મૃદુ ? સ્થિતિ ઘણી ભયકર છે "

'મહારાજ ! હુ પણ એજ વિચાર કરૂ છુ એમને બચાવવા હવ આપના હાથમાં છે મૃત્યુના પ ઝામાથી જેવો મને આપે ઉગાર્યા તેમ દેવીનો પ્રાણ બચાવી મને તથા મારા મિત્રને આપના વિશેષ ઋણી બનાવશો એવી આશા છે " મૃદુએ કરગરીને કહ્યુ

'હા ! મારી પાસે જે ઔષધી છે તે અજમાવી જોઉ છુ પણ તેનાથા આરામ થશે કે કેમ તે શકાભરેલુ હોવાથીજ સ્થિતિ ભયક હોવાનો મે ઉલ્લેખ કર્યો છે કર્ત્તાહર્ત્તા શ્રીહરિ છે હાવ પેલી ઝોળી આપણાથી બનતા ઉપચાર કરી જોઇએ " મહાત્માએ એક બાજે નિશ્વાસ નાખતા કહ્યુ

મૃદુ ઝોળી લાવ્યો અને મહાત્માએ તેમાથી કાઇ ઔષધી કાઢી કનકને સુવાડી અને બીજીઘા પર ચોપડવા લતિકાને આપી પ્રૂજતે હાથે લતિકા પ્રત્યેક ઘા ઉપર મહાત્માએ આપેલી ઔષધી ચોપડવા લાગી અને મૃદુ તથા સુલભ ચિતાગ્રસ્ત વદને તે નિહાળી રહ્યા

મહાત્માએ સુઘાડેલી દવાની જોતજોતામા અસર થઇ અને કનકમાં ચૈતન્ય આવતું જણાયુ પણ અફસોસ ! ધારવા કરતા જુદા સ્વ પમા એ ચૈતન્ય આવ્યુ તેને સન્નિપાતની અસર થઇ ગઇ હતી, અને તેથી ખરી શુદ્ધિમાં આવવાને બદલે સન્નિપાત બહાર પડયો.

મારો ! મારો ! એ પાપી પ્રમાદનુ લોહી મને ચુસવા દો.

× × × બ્હેન લતિકા ! ગભરાશો નહિ. × × × રાક્ષસ ! યાદ રાખ તારો પ્રાણ લઇશ × × × અરે ! અરે ! બચાવો ! બચાવો ! બ્હેન લતિકા ! મને જવા દો મારા નાથના પ્રાણ હાય !.. નહિ. નહિ. હુ એને મારીશ પ્રાણાતે પણ મારા નાથને બચાવીશ " આમ લવારી કરતી કનક ચિત્તભ્રમ અવસ્થામાં ઉઠી ઉઠીને નાસવા લાગી.

મહાત્માએ બીજી દવા કાઢી અને તે કનકની આખમા સહજ આંજી આપી આ દવાની અસર થતાં તે લવારો કરતી શાત થઇ ગઇ, પણ તેનું ચિત્ત સ્થિર કે શાંત ન થયુ નેત્રો ફાડી તે બ્હાવરી જેવી આસપાસ જોવા લાગી સમય જતા એ બહાવરાટ પણ ઓછો થવા લાગ્યો, અને પાસે બેઠેલા મૃદુ તથા સુલભ તરફ તે વખતોવખત આંખ ઠેરવવા લાગી મહાત્માએ ફરીથી પાછી તેના ચક્ષુઓમા દવા આંજી અસર જરા વધારે સારી થઇ તેથી આસપાસ બેઠેલા મનુષ્યોને તે હવે ઓળખી શકી તેને બોલવાની ઇચ્છા ઘણી થતી હતી પણ તેનો કઠ રૂધાઇ ગયો હતો મહાપરાકાષ્ટાએ તે થોડુ થોડુ બોલી શકતી હતી મૃદુને તેણે પોતાની પાસે ઇશારતથી બોલાવ્યો અને ધીરે સ્વરે તુટક શબ્દોમા કહ્યુ

" ભાઇ મૃદુસિહ ! મા રે। અવ...સાન સમય હવે . નજીક આવ ..તો જણાય છે ખેર મૃત્યુનો મને...ભય નથી ...પણ... . અફસોસ મા .ત્ર એજ થા...ય છે કે પા પીની તરવારે...હું...મરૂં છુ તમારા...ભા.. ઇની ફીકર રાખજો. હાય ! ... આ...ર વિના તે મુઝાશે. " આટલુ બોલતાં તે શ્રમિત થઇ અને તેનુ હૈયુ ભરાઇ આવ્યુ.

વળી થોડીવાર રહી કહ્યુ " ભા...ઇ ! ત. મારૂ કલ્યાણ.. વાઓ. પ્ર માદને તેના કર્મ નો બદલો પર માત્મા આપશે, છતા તમને તથા ત મારા ભાઇને મા રી વિનતિ છે કે એ દુષ્ટને જી વતો રાખ શો નહિ મારૂ વે ર અવશ્ય લેજો"

ફરી તે બેશુદ્ધ થઇ ગઇ થોડીવારે વળી તેણે આખ ઉઘાડી પણ તેનાથી બોલી શકાયુ નહિ

મૃદુએ ગદ્ગદિત કંઠે તેને નિશ્ચિત રહેવા સૂચવ્યુ સુલભ પણ અશ્રુપૂર્ણ નેત્રે કનકના પવિત્ર અને તેજસ્વી મુખારવિંદ તરફ જોઇ રહ્યો તેની પતિપરાયણતા અને તેનો નૈસર્ગીય પ્રેમ તેની નજર આગળ તરી આવ્યો તેનો આત્મા અદરથી કલ્પાત કરી રહ્યો હતો, છતા હિમત રાખી મનને દઢ કરી તે તેની પ્રિયતમાના અત સમયના શબ્દોનુ શ્રવણ કરી રહ્યો હતો તેનો પ્રત્યેક શબ્દ પ્રમાદ ઉપર વેર લેવા ઉશ્કેરતો હતો અને એ ઉશ્કેરાયલી સ્થિતિમા તેણે પ્રતિજ્ઞા લેતા કહ્યુ " દેવી ! તારૂ વેર લઇ, જેવી તારી સ્થિતિ પાપી પ્રમાદે કરી છે, તેથી અધમ સ્થિતિ તેની ના કરૂ અને મારા મિત્રને તેની લતિકા ન લાવી આપુ, ત્યા સુધી હુ પ્રતિજ્ઞા કરૂ છુ કે શય્યા પર સુવુ મારે હરામ છે "

સુલભની પ્રતિજ્ઞા સાભળી કનકને જાણે શાતિ થઇ હોય એમ દેખાવા લાગ્યુ થોડીવારે નેત્રો ઉઘાડી તેણે સર્વેને પ્રણામ કર્યા. લતિકાને તેની પાસે બોલાવી, તેના માથે હાથ મુકી આશિષ આપી. વળી થોડો સમય વીત્યા બાદ તેણે મૃદુને મહાપરાકાષ્ટાએ કહ્યુ ભાઇ ! એકવાર ફરીથી કહું છુ કે તમારા ભાઇની સભાળ રાખજો. મારી ખોટ પૂરી પડે એવી ગોઠવણ કરી આપજો.

મૃદુએ ફરીથી જણાવ્યુ "દેવી ! નિશ્ચિત રહો તમારી આ સ્થિતિનું મુળ હુજ છુ તમારો તેમજ મારા મિત્રનો હું ઋણી છુ તે હુ કદાપિ ભૂલીશ નહિ." મૃદુનુ હૈયુ ભરાઇ આવ્યુ, તે વધુ બોલી શકયો નહિ

કનક શાંત થતી જણાઇ જોતજોતામા તેની આખો સ્થિર થતી ગઇ શ્વાસોશ્વાસ મદ પડતો ગયો અને અલ્પ સમયમાં તેનો આત્મા દેહ છોડી પરલોક ગમન કરી ગયો

કનકનુ અવસાન થતાં લલિતા ઘણી ગભરાવા લાગી, પરંતુ મહાત્માએ તેને આશ્વાસન આપી શાંત કરી અને સુલભ તથા મૃદુને પણ ધીરજ આપી કનકને અગ્નિસસ્કાર કરવાની તઇયારી કરવા સુચવ્યુ

શુ પરમાત્માની કૃતિ ! સુલભ અને મૃદુની ધૈર્યતા અને મિત્રતાને પણ ધન્ય છે ! આટલી આપત્તિઓ આવવા છતા તેમના પરસ્પરના મિત્ર પ્રેમમા લેશપણ ન્યુનતા આવી નહોતી તેમ ધૈર્ય પણ તેમણે તજ્યુ નહોતું "सत्यमेवजयते" એ સુત્રમાં તેમને અડગ શ્રદ્ધા હતી

---

## પ્રકરણ ૪૯ મુ.

---

### ચપાવતીનો ઘેરા

રાજનગરનુ સૈન્ય ચપાવતી નગરીને ઘેરો ઘાલી પડેલુ હતુ. સેનાપતિ પ્રમોદ તથા રાજા કેશરીસિંહના આગમનની રાહ જોતો

આજ્ઞા મળતાં આખું સૈન્ય નગરમાં લઈ જવા તત્પર થઈ રહ્યો હતો પણ કેશરીસિંહ કે પ્રમાદ એમાંથી કોઇ સમય ઘણો વીતી ગયો છતાં દેખાયું નહિ આ તકનો લાભ ચંપાવતીનગરીને મળ્યો. કેદી ઘલાયાની ખબર પડતાજ પ્રધાને નગરના દરવાજાઓ તાત્કાળિક બંધ કરાવી દીધા. લશ્કરને પણ તઇયારી કરવાનો પૂરતો સમય મળ્યો

કારાગ્રહમાંથી મૃદુ આવી પહોચતા નાઠેલો પ્રમાદ ત્વરાથી રાજા કેશરીસિંહ પાસે જઇ પહોચ્યો ચંપાવતી સર કરી મહાન રાજ્યના માલીક થવાની આશામા રાજા યુદ્ધમાં જવા તઇયાર થઇ પ્રમાદની રાહ જોયા કરતો હતો તેની સહાયથી વિજય થશેજ એવી રાજાની માન્યતા હતી પ્રમાદે આવતાની સાથેજ રાજાને કહ્યું ' મહારાજ ! ત્વરા કરો આપણું સૈન્ય પહોંચી ગયુ હશે અને ચંપાવતીમાં કતલ ચલાવવાનુ કાર્ય શરૂ પણ કરી દીધુ હશે ''

"સરદાર ! હું તમારીજ રાહ જોઇ રહ્યો છુ જાલીમસિંહ સૈન્ય લઈ ક્યારનો પહોંચી ગયો હશે, અને કદાચિત્ તે આપણી રાહ જોઇ રહ્યો હશે '' રાજાએ ઉઠતાં ઉઠતા કહ્યુ

બન્ને જણા અશ્વ પર સ્વાર થઇ તાત્કાળિક નીકળી પડયા. પવનવેગે દોડતા અશ્વો ઝપાટાબંધ લાંબી મજલ કાપતા હતા તે અર્ધરસ્તે પહોંચ્યા એટલામા તેમને સામેથી કોઇ ઘોડેસ્વારને આવતો નિહાળ્યો એ સ્વાર રાજનગરનોજ હશે એમ સ્વાભાવિક તેમણે અનુમાન કર્યું, કારણકે તે જાણતા હતા કે ચંપાવતીના રાજ્યમાંથી કોઇ સ્વાર એ સમયે નગરની બહાર આવી શકે તેમ નહોતુ.

સામેથી આવતા સ્વારે પણ આ બે ઘોડેસ્વારોને જોયા એટલે

તેણે તેમની સન્મુખ ન આવતાં બીજે રસ્તે અશ્વને દોર્યો પ્રમાદને આથી શક પડયો અને જે દિશામાં તે સ્વાર વળ્યો તે તરફ તેણે પોતાનો અશ્વ તેની પાછળ દોડાવ્યો રાજા કેશરીસિંહ પણ પ્રમાદની પાછળ દોરાયો પ્રમાદ અને રાજા કેશરી તેની પાછળ પડેલા જોઇ પેલા સ્વારે તેનો અશ્વ પૂરપાટ છોડી મુકયો તેની ઇચ્છા એમની મુલાકાત લેવાની નહોતી, અને તેથી તે આડે અવળે રસ્તે થઇને જોતજોતામાં તેમની નજર બહાર નીકળી ગયો થોડે સુધી પ્રમાદ તથા કેશરીએ એ સ્વારની પાછળ તેમના અશ્વો દોડાવ્યા કર્યા, પણ જ્યારે તેમણે જોયુ કે તે સ્વાર એ સ્થાનનો ભોમીઓ હોઇ તેમની નજર આગળથી દૂર નીકળી ગયો છે ત્યારે વ્યર્થ સમય ગુમાવવાનુ યોગ્ય ન ધારી તે પાછા ફર્યા અને ચંપાવતીનો માર્ગ પાછો પકડયો

રાત્રિ સમસમાટ કરતી પસાર થતી હતી ચંપાવતી નગરીના દરવાજા પાસે સૈન્ય લઇ પડેલો જાલીમસિંહ પ્રમાદ કે રાજા કેશરીસિંહ નહિ આવવાથી ચિંતા કરતો હતો કિલ્લા બહાર જ્યારે આ સ્થિતિ હતી ત્યારે અંદર લશ્કરની તૈયારીઓ થઇ રહી હતી કિલ્લા પર યોગ્ય સ્થળે તોપો ગોઠવી દેવામાં આવી હતી ચંપાવતીના સૈનિકોની બહાર પડેલા લશ્કર ઉપર મારો ચાલુ કરવા સતત્ ઇચ્છા થઇ હતી, પરંતુ ડાહ્યા પ્રધાને તેમને તેમ કરવાની મના કરી. તે સમજતો હતો કે દુશ્મન શસ્ત્ર ન ઉગામે ત્યાં સુધી મનુષ્ય પ્રાણીની નાહક ખુવારી કરવી એ ધર્મ તેમજ રાજનીતિથી વિરૂદ્ધ હતુ

લગભગ મધ્યરાત્રિ થતા પ્રમાદ તથા કેસરીસિંહ ચંપાવતીના સીમાડામાં જઇ પહોચ્યા દૂરથી મશાલોનો પ્રકાશ જોતાં તેમને

જણાયું કે સૈન્ય નગરમાં પ્રવેશ કરી શક્યું નથી, પણ બહારજ પડેલું છે પ્રમાદ આથી કાંઇક નિરાશ થયો અને મનમાં સેનાપતિ જાલીમસિંહ ઉપર ક્રોધ કરવા લાગ્યો. સૈન્યની પાસે આવતાજ તેણે સેનાપતિને બોલાવી સૈન્ય બહાર કેમ રહ્યું તેનો ખુલાસો પૂછ્યો જાલીમસિંહ પણ રાજા તથા પ્રમાદની ગેરહાજરીને લીધે નગરમાં પેસી જવાની જે તક ગઇ હતી, તેથી પ્રમાદપર ગુસ્સે થઇ રહેલો હતો, એટલે પ્રમાદે પ્રશ્ન કર્યો કે તરતજ ક્રોધાવેશમાં તેણે કઠોરતાથી ઉત્તર આપ્યો, "સરદાર! તમારી ઢીલનુંજ આ પરિણામ છે જો અમારી સાથેજ તમે આવવાની તસ્દી લીધી હોત, અગર મને સમયાનુસાર વર્તવાની સ્વતંત્ર સત્તા આપી હોત, તો ચંપાવતીના અર્ધ સૈન્યનો અત્યારે નાશ કરી આપણો વિજય લગભગ નિશ્ચિત કરી દીધો હોત પણ મને તમારા આવતાં સુધી ઘેરો ઘાલી મુકામ કરવાનીજ સુચના હતી, અને તમને આવતા ઘણો વિલંબ થયો એટલે ચંપાવતીના સૈન્યને તઇયાર થવાનો તથા આપણા સૈન્યને નગરમાં જતા અટકાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો."

સેનાપતિના ખુલાસાથી રાજા કેશરીને તથા પ્રમાદને ઘણો અસંતોષ થયો, અને અંતરમાં બન્ને જણા તેના પર સમયસુચકતાના વાપરવાથી કોપાયમાન થયા રાજા પ્રમાદ પર પણ તેણે કરેલી ઢીલ માટે ચીડાવા લાગ્યો, તેમ પ્રમાદને પણ તેની ભૂલ માટે અંતરમાં પસ્તાવો થવા લાગ્યો પણ સમય એવો હતો કે એકબીજાથી કોઇને કાંઇ કહી શકાય તેમ નહોતું એટલે સેનાપતિના અપમાનયુક્ત વચનો મુંગે મોઢે સહન કરી પ્રમાદે કીલ્લા તરફ નજર ફેરવી, અને કાંઇક વિચાર કરી સેનાપતિ તથા રાજાને હિંમત આપતો તે કહેવા લાગ્યો, "હરકત નહિ જાલીમસિંહજી! જોકે તમારે સમયસુચકતા

વાપરી સૈન્ય નગરમાં લઇ જવાની સામાન્ય બુદ્ધિ અજમાવવી જોઇતી હતી, પણ તમે તેમ કરી શક્યા નહિ તેથી નિરાશ થવાનુ કાંઇ પ્રયોજન નથી કીલ્લો તોડવાનો પ્રયત્ન પ્રથમ શરૂ કરો જો તેમા ફત્તેહ મળે છે તો ચિંતા નથી, અને જો તેમ નહીં બની શકે તો બીજો રસ્તો લઇશુ "

જાલીમસિંહજીને કીલ્લો તોડી શકવાની આશા બહુ ઓછી હતી રાજા પ્રમાદના કહ્યા પ્રમાણે ચાલે છે અને પ્રમાદ ગર્વમા તણાય છે, એમ તેને લાગવાથી તેનો ઉત્સાહ મંદ પડી ગયો હતો તેણે મૌન ધારણ કરી પ્રમાદની સુચના પ્રમાણે સૈન્યને રીતસર ગોઠવી કીલ્લો તોડવાનો પ્રયાસ કરવા માડયો

ચંપાવતીનો કીલ્લો તે કાંઇ સામાન્ય કીલ્લો નહોતો કે સહજમાં તૂટી શકે વળી જ્યા કીલ્લો તોડવાના પ્રયત્ન શરૂ થયા કે ઉપર અધીરા થઇ રહેલા ચંપાવતીના સૈનિકોએ મારો ચાલુ કર્યો રાજનગરના સૈન્યને બે કાર્ય કરવાના આવી પડયા કીલ્લો તોડતા જઇ ઉપરથી પડતા મારમાંથી બચવાનો પણ તેમને પ્રયત્ન કરવાનો હતો સુર્યોદય થતા સુધી પૂર્ણ બાહોશીથી રાજનગરના સૈન્યે કીલ્લો તોડવા સતત્ પ્રયાસ કર્યો પરંતુ તે નિષ્ફળ નીવડયો સેના પતિ જાલીમસિંહે જોયુ કે ઝાઝો સમય આવી રીતે ઉપરનો મારો ચાલુ રહશે તો આખુ સૈન્ય અલ્પ સમયમા ખપી જશે રાજનગરનું લુણ ખાધેલુ તે હરામ ન કરવુ એ શુભોદ્દેશથી તેણે અનિચ્છાએ પણ પોતાના વિચારો પ્રમાદ તથા કેશરીસિંહને જણાવ્યા પ્રમાદને પણ લાગ્યુ હતુ કે કીલ્લો તોડવો એ કાર્ય ઘણુ દુર્ઘટ હતું, એટલે જાલીમસિંહની સુચના માન્ય રાખી સુર્યોદય થતાં તેણે રાજનગરના સૈન્યને એકદમ કુચ કરવાની આજ્ઞા કરી.

ચ પાવતીના સેનિકોને લાગ્યુ કે દુશ્મનો નાસે છે એટલે તેમ
તેમની પાછળ પણ મારો ચાલુ રાખ્યો આથી રાજનગરના સૈન્
નો નિરર્થક કેટલોક ઘાણુ નીકળી ગયો

ચ પાવતી પર અણુચિ તવ્યો હુમલો કરવાનો ઇરાદો હોવા
તેમ નગરમા તરતજ પ્રવેશ કરી શકાશે, એવા અનુમાનથી રાજ
નગરના સૈન્ય માટે અગાઉથી છાવણીની કાઇ ગોઠવણ રાખવા
આવી નહોતી પરતુ સૈન્યને બહાર પડેલુ જોયુ એટલે છાવણી
આવશ્યકતા પ્રમાદની ધ્યાનપર આવી હતી, અને જે સમયે લશ્
કીલ્લો તોડવા મચી રહ્યુ હતુ તે સમયે તેણે નગરથી બે ત્રણ કો
દૂર છાવણીની યોગ્ય વ્યવસ્થા કરી દીધી હતી

કીલ્લો તોડવાના પ્રયત્નમાં નિષ્ફળ થઇ તેણે સૈન્યને છાવ
ત૨ફ દોર્યું, અને ત્યાં તમામ સૈનિકોને એકઠા કરી તેમને નિરા
ન થતાં હિમત રાખવા સુચના કરી યુદ્ધમા ખરી વીરતા બતાવના
યોદ્ધાઓની ઉતેજક શબ્દોમા ખોટી પ્રસશા કરી પારિતોષિકની લાલ
પણ બતાવી

પ્રમાદ આ બધુ કરતો હતો પણ "હવે કયે રસ્તે કામ લેવુ
એ વિચાર તેના મનમાં ઘોળાયા કરતો હતો રાજા કેશરીસિહ
તબુમાં સેનાપતિ જાલીમસિહને બોલાવી એ ત્રણે જણાએ એ બ
બતપર મસલત કરવા માંડી કીલ્લો તોડવાનો ફરી પ્રયત્ન કર
એ એક ખોટુ સાહસ ખેડી સૈન્યનો નાશ કરવા જેવુ પગલુ હત
એ તેમણે અનુભવી લીધુ હતુ એટલે ચ પાવતીના સૈનિકોને ભુલથ
આપી, કોઇ રસ્તે નગરમાં પ્રવેશ કરી શકાય અગર ઘેરો ચ
રાખી નગરમા ભુખમરો ઉત્પન્ન કરી શકાય, તોજ વિજયની આ

રાખી શકાય એમ તેમને જણાયું. વધુ વિચાર કરતાં ઘેરો ઘાલીને પડવાનું તેને ઉચિત લાગ્યું, અને તે દરમ્યાન જો કાઇ યુક્તિ હાથ આવી જાય તો થાપ આપી નગરમા પ્રવેશ કરવો એવો તેમણે નિશ્ચય કર્યો.

તે દિવસે રાત્રિ થતા સુધી છાવણીમાજ મુકામ રાખવાની તેમણે ગોઠવણ કરી અરે જાલીમસિહને બીજુ થોડુ લશ્કર રાજનગરથી લઇ આવવાની સૂચના કરી પ્રમાદ તથા કેશરીસિહ આશાઓના તરગોમા ગોથાં ખાતા તણુમા પડી રહ્યા પ્રમાદની મનોદેવી જાણે તેને અતર્ગત કહેતી હોય કે " પ્રમાદ ! ગભરાઇશ નહિ હજુ તારો સિતારો તેજ છે ભાગ્યદેવી તારા પર તુષ્યમાન છે એટલે નિરાશ થવાનું કાઇ પ્રયોજન નથી " એવો તેને ભાસ થયા કરતો હતો, અને તે ઉત્સાહમાં આવી જઇ રાજાને પણ ઉત્સાહી બનાવી આશાના સમુદ્રમા તણાતો હતો

---

## પ્રકરણ ૫૬ મું.

---

### " પ્રજાસત્તાક " રાજયના પોકાર.

વાંચક ! ગત પ્રકરણમા વર્ણવેલી ઘટના સમયે રાજનગરમાં શુ ચાલતું હતુ ! ચાલો તેનુ અવલોકન કરીએ

ચપાવતી પર રાજનગરના રાજા કેશરીસિહ અણુચિતત્યો હુમલો કરવાની તઇયારી કરે છે, એ સમાચાર નગરમાં ફેલાતાં પ્રજાજનોમાં ભારે ખળભળાટ ઉત્પન્ન થયો હતો શ્રીમતોને તેમના

દ્રવ્ય પર રાજ્યની તરાપ પડવાની ધાસ્તી લાગતી હતી, સામા-વર્ગના મનુષ્યો તેમના ધધામા પડનાર અગવડતાઓ તથા અન્ય દુ ખોનો વિચાર કરતા, ભવિષ્યમા કરનો બોજો વધવાની ચિતામા પડયા, જ્યારે ગરીબવર્ગ તેમને લશ્કરમાં ભરતી કરવા મડદાં ઉચકવાનુ કામ કરવા જોરજુલમથી ઘસડી જઇ, મોતની સામે ખડા કરવામા આવશે એ ભયથી ગભરાવા લાગ્યા, સામાન્ય રીતે સર્વ પોતપોતાની સ્થિતિનો વિચાર કરી રહ્યા હતા, અને બદમાશો સ્વતત્રતાથી લૂટફાટ કરવાની આવી મળેલી તકથી આનદ પામવા લાગ્યા

આ ઉપરાત ગામગપાટા પણ વધી ગયા હતા. કોઇ રાજા કેશરીસિહને "ચપાવતી જેવા સબળ રાજ્ય સામે પડવાથી રાજ્યનુ સત્યાનાશ વાળશે" એવા વચનોથી ધિક્કારતા, તો કોઇ ચપાવતી સર થતા ગજનગરની મહત્તા વધશે એમ ગણી કેશરીસિહને તેણે લીધેલા પગલા માટે ધન્યવાદ આપવા લાગ્યા વળી કોઇ એમ પણ કહેવા લાગ્યા કે "રાજા તો કઇ કરી શકે એમ નથી, પણ પ્રમાદસિહ સરદારની મહાયથીજ વિજય મળવાની આશા છે" તો કોઇ એમ પણ કહેતા કે, "દુષ્ટ પ્રમાદજ આ તોફાન ઉપસ્થિત કરી રાજ્યને દુ ખમાં ડુબાડવા તૈયાર થયો છે કોઇ કોઇ સ્થળે એવુ પણ સભળાતુ હતુ કે "લડાઇ થઇ તે ઠીક થયુ ચપાવતીના મહારાણા શુરસેનની છાયા નીચે સુખ થવાનો પ્રસગ પ્રાપ્ત થશે"

આવા આવા અનેક પ્રકારના તરગો લોકો કરતા હતા અને તે માહોમાહી એક બીજાને કહી આખા નગરમાં પ્રસરાવવા

લાગ્યા સત્ય હકીકત શુ છે, મતલબ કે વિગ્રહનું મૂળ ક્યા અને શુ છે, તે તો પ્રમાદના દુષ્કર્મોમા સહાય કરનાર અને તેના સાથીઓજ જાણતા હતા આ સાથીઓમાનો એક ડોક્ટર અજબ પણ હતો. રાધેશ્વરીની ગોળથી ઘાયલ થતાં તે મરણને શરણ થયો હતો, તેમાથી મૃદુએ તેને બચાવેલો આપણે આગળ વાંચી ગયા છીએ મૃદુના અલ્પ સહવાસથી અને તેણે તથા સુલભે અપકાર ઉપર કરેલા ઉપકારથી પ્રમાદની સગતમા રહી તેમને દીધેલાં દુ ખો માટે તેને અનહદ પશ્ચાત્તાપ થતો હતો પ્રમાદને તે ખરેખર ધિક્કારતો હતો જો કે તેને વાગેલી ગોળી પ્રાણઘાતક હતી, પરતુ પ્રમાદના પાપકર્મોમા ભાગીદાર થવા બદલ મૃદુની ક્ષમા મેળવ્યા બાદ, તેમજ પ્રમાદને ધિક્કારી કાઢ્યા બાદ કુદરતી રીતે કહો, કે તેની સ્રી વિમળાની સુશ્રુષાથી કહો પણ તેની સ્થિતિમાં ઘણો સુધારો થતો જતો હતો.

ચપાવતી પર હુમલો કરવા રાજનગરનું સૈન્ય વિદાય થઇ ગયુ છે, અને પ્રજાજનો કેશરીસિહના એ પગલાને મોટે ભાગે ધિક્કારે છે, એ સમાચાર તેને કાને આવી ગયા હતા કોઇ પણ રાજ્ય વિગ્રહમાં ઉતરે ત્યારે તેની પ્રજાને કેવા કેવા દુ ખો સહન કરવાં પડે છે, અને તે દુ ખમાં પ્રજાની રાજ્ય પ્રત્યેની સામાન્ય વૃત્તિઓમાં કેટલો ફેરફાર થાય છે તે અજબ સમજતો હતો. આ તકનો લાભ લઇ પ્રમાદનાં તમામ કાવત્રાં પ્રજા સમક્ષ પ્રદર્શિત કરી, તેની તથા રાજા કેશરીસિહ પ્રત્યે નગરજનોનો તિરસ્કાર વધારવાનો, અને સત્યને અવલબી રહેલાં મૃદુ તથા સુલભનાં શુભાચરણો રજુ કરવાનો વિચાર તેને સ્ફુર્યો તેની પ્રિયતમા

વિમળાને તેણે પોતાનો ઉદ્દેશ જણાવ્યો, અને તેની સાફલ્યતા માટે તેની સલાહ તથા સહાયની યાચના કરી

પોતાના પતિના વિચાર અને વર્તનમાં થતા શુભ ફેરફારથી સતી વિમળાનુ હૃદય આનદથી ઉછળવા લાગ્યુ અજબને તેના સદ્વિચાર માટે ધન્યવાદ આપી તેણે તેને પ્રતિ આપી દઢ બનાવ્યા.

અજબ મુળથીજ સાહસીક પુરૂષ હતો એટલે કોઇ પણ કાર્ય કરવામા તે વિલબ કરતો નહિ તેના વિચારને. અનુમોદન મળતા જ તાત્કાલિક વાહનમા બેસી નગરના આગળ પડતા મહાજનોને મળવા નીકળી પડયો પ્રમાદના દુષ્કૃત્યો જાહેર કરી પ્રત્યેક સ્થળે તેણે મૃદુની પ્રશસા કરવા માંડી પ્રમાદનાં કાવત્રાઓમા પોતે પણ ભાગ લીધો હતો, અને તે માટે તેને અનહદ પશ્ચાત્તાપ થતો હતો, તે પણ વિનાસકોચે જાહેર કરતો હતો આથી લોકોને તેના વચનમા શ્રદ્ધા બેસવા લાગી મહાજનોની સમતી તથા મદદથી તેણે નગરજનોની સભાઓ બોલાવવા ગોઠવણ કરી, અને એ સભાઓમા તેણે રાજનગરની એ સમયની તથા ભવિષ્યની પરિ સ્થિતિનુ વર્ણન કરી, પ્રમાદ તથા કેશરી રાજ્યની પાયમાલી કરવા બેઠા છે, એ વિચાર તેમના મનમાં ખરો ઠસાવી દીધો આ ઉપરાત અધ બની રહેલા નગર જનોના ચક્ષુઓ તેણે પ્રજાસત્તાક રાજ્યના બધારણ અને તેની જરૂરીઆત વિષે વિવેચન કરી ઉઘાડ્યાં વિમળા પણ આજ કાર્ય કરી રહી હતી. તે વિદ્યાર્થી તથા સ્ત્રીવર્ગને રાજ્યની પરિસ્થિતિનુ અવલોકન કરાવતી હતી અલ્પ સમયમાં રાજનગરમા એ દપતીએ ભારે ખળભળાટ મચાવી

મુકયો. અજબની સમતી લઇ રાજ્યની લાગણી ધરાવનાર મનુષ્યો પણ શેરીએ શેરીએ રાજા કેશરીસિંહ તથા પ્રમાદનાં દુષ્કૃત્યો જાહેર કરી, એવા રાજાને પદભ્રષ્ટ કરી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ વાને તૈયારીઓ કરવા લાગ્યા

વિગ્રહને અંગે રાજ્યમાં અધાધુંધી થતા મવાલી બદમાશોનું જોર ન વધે અને પ્રજા હેરાન ન થાય, તે માટે સ્વયંસેવકો પણ અજબે તૈયાર કરી દીધા એ સ્વયંસેવકો નહિ કે માત્ર પ્રજાના જાનમાલને બદમાશોથી થતા નુકશાનમાથી બચાવતા હતા પણ એ બદમાશોને તેમનાજ રાજ્યમા તેમનાજ ભાઇ બ્હેનોને લૂંટી તે પૈસે મઝાહ કરવાના દુષ્કૃત્યથી દૂર રહેવા સદુપદેશ કરતા હતા

નગરજનોના "પ્રજાસત્તાક રાજ્યના' પોકાર રાજ્ય મંત્રીના કર્ણે પહોચ્યા, અને તેને અંગે ચાલી રહેલી પ્રવૃત્તિઓ જોતા તેને ચિંતા થવા લાગી. એ ચળવળ અટકાવવા માટે શું પગલા લેવા તેની તેને ભારે મુઝવણુ થઇ પડી એક તરફ બલિષ્ટ રાજ્ય સાથે વિગ્રહ ચાલુ હતો અને બીજી તરફ રાજ્યમા ખળભળાટ ઉત્પન્ન થયો, એટલે રાજા કેશરીસિંહનો અંત આવી રહ્યો હોય એવો તેને ભાસ થયો લોકોને શાંત કરવા તેણે રાજ્ય કર્મચારીઓને આજ્ઞા કરી, અને પોતે પણ વિગ્રહનો અંત આવતા સુધી લોકોને શાંતિ જાળવવા સમજાવવા લાગ્યો પરંતુ રાજ્યના નોકરોના કૃત્યોના ત્રાસથી લોકો એટલા કાયર થઇ ગયા હતા, કે તેમણે મંત્રી કે કોઇ રાજ્યકર્મચારીના કહેવા પ્રત્યે કાંઇ લક્ષ આપ્યુંજ નહિ. તેમનામાં તેમને લેશ પણ વિશ્વાસ નહોતો. બધાજ નોકરોને લોકો રાજા કેશરી તથા પ્રમાદના જેવા પાપી અને પ્રપંચી પૂતળાં જેવા માનવા લાગ્યા.

આ ઘટના ચાલી રહી હતી. તે અરસામા ચપાવતીથી વધુ લશ્કર લેવા જાલીમસિહ નગરમા આવી પહોચ્યો. નગરજનોના "પ્રજાસત્તાક રાજ્યના" ઉદ્ગારો સાંભળી તે આશ્ચર્યચકિત થયો

"રાજનગરની ગરીબડી પ્રજા એકાએક આટલુ ધાધલ મચાવી મૂકે એ શુ !" એ વિચારે તેને દિડ-મુઢ બનાવી દીધો તેનાથી રાજનગરમા વધુ સમય થોભાય તેમ નહોતુ છતા રાજ્યમત્રીને મળી તે તમામ હકીકતથી વાકેફ થયો રાજા કેશરીસિહને નગરના સમાચાર પહોંચાડવા મત્રીએ એક અનુચર તૈયાર કર્યો હતો, પણ એટલામા જાલીમસિહ આવી પહોચવાથી તેની મારફતજ તેણે રાજાને સદેશો મોકલવાની ગોઠવણ કરી દીધી

"રાજા કેશરીસિહને દુષ્ટપ્રમાદની સગતના કડવા ફળ ચાખવાનો પ્રસગ આવી પહોચ્યો લાગે છે, નહિતો પ્રજા અને તે પણ રાજનગરની પ્રજા રાજાને દેવ સમાન માનનારી પ્રજા-તેની સામે ઉશ્કેરાય અને સ્વતત્રતાના પોકાર કરે !" આમ આત્મગત વિચાર કરતો જાલીમસિહ અમાત્યનો સદેશો તથા જોઈતુ વધુ લશ્કર લઇ ચપાવતી પાછો જવા નીકળી પડયો

ડોક્ટર અજબ તેના ધાર્યા પ્રમાણે નગરજનોને દોરી શકવાથી મૃદુ તથા સુલભે તેના ઉપર કરેલા ઉપકારોનો યત્કિચિત પણ બદલો વાળી કૃતકૃતાર્થ થયો છે, એમ માની અતરમા આનદ પામતો હતો તેની સ્ત્રી વિમળા પણ તેના સ્વામિના કાર્યમા ઉલ્લાસથી ભાગ લેતી હતી પરતુ તેમણે લીધેલી આગેવાનીના સમાચાર કેશરીસિહ તથા પ્રમાદના જાણવામા આવતાં, તેમની શુ સ્થિતિ થશે તેનો એ દપતીએ વિચાર કર્યો નહોતો

---

## પ્રકરણ ૫૨ મું.

### લતિકા ને મહાત્મા.

મહાત્માની પર્ણકુટીનું શોકમય દીગ્દર્શન આપણે અગાઉ કરી ગયા છીએ વિપત્તિમા પણ ધૈર્ય ધારણ કરી બન્ને મિત્રો સુલભ તથા મૃદુ–કનકના શબને ઉપાડી પર્ણકુટીથી થોડે દૂર અગ્નિસસ્કાર કરવા લઇ ગયા પર્ણકુટીમા અધ્યયનાર્થે રહેતા બે શિષ્યો જગલમાથી કાષ્ટ ભેગા કરી મૃદુ તથા સુલભને ચિતા ખડકવામાં મદદરૂપ થઇ પડયા હતા

પ્રિય પત્નિના થયેલા સદાના વિયોગથી, ઘડીકમા શોકાગ્ર સ્થિતિમા દેહનું પણ ભાન ભૂલી જતા, અને ઘડીકમાં વૈરાગ્નિથી પ્રજ્વલિત થતા સ્વજને મહાપરાક્રાષ્ટાએ કનકને અગ્નિસસ્કાર કર્યો જોતજોતામા અગ્નિની પ્રચડ જ્વાળામાં કનકનો દેહ ભસ્મિભૂત થવા લાગ્યો નિરાશ ચિત્તે અને ભગ્નહૃદયે બન્ને મિત્રોએ બળતા દેહને નિહાળી નેત્રોમાથી ચોધાર અશ્રુ શ્રવિત કરવા લાગ્યા

લતિકા પણ તેના પ્રિય મૃદુ તથા તેના મિત્ર સુલભના દુખે દુખી થતી, પર્ણકુટીની ઓસરીમા, પ્રમાદને શ્રાપ આપતી અને કનકના નિસ્વાર્થ અને અતીમ સ્નેહને યાદ કરતી, તેના પવિત્ર આત્માને શાંતિ અર્પવા, પરમાત્માની પ્રાર્થના કરી રહી હતી કનકના સર્વ સદ્ગુણો તેના હૃદયમા રમણ કરવા લાગ્યા, અને દુખમાં પણ તેના પ્રિય મૃદુના સદ્ગુણો, સરળ તથા પતિપરાયણ અર્ધાંગના થઇ રહેવાના વિચારો તેના નિષ્પાપ હૃદયમા ઉછાળા મારવા લાગ્યા.

આવા વિચારોથી લતિકાના મુખપર થતા અવનવા ફેરફારો મહાત્મા ધ્યાન પૂર્વક નિહાળી રહ્યા હતા સંસારની મોહજાળમાંથી તે વિમુખ થયા હતા, છતાં મુકુંદ, સુલક્ષ, કનક તથા લતિકાને નિહાળતાં, જાણે તેમને પૂર્વ સ્થિતિનું કાંઈ સ્મરણ થતું હોય, તેથી વા એ છોકરાઓ પ્રત્યે તેમને કાંઇ કુદરતી અનુરાગ ઉત્પન્ન થતો હોય તેથી, પણ માયા અને મમતા તેમના હૃદયમાં ફરી સ્થાન મેળવતાં હોય, એવો તેમના વર્તનપરથી સ્પષ્ટ ભાસ થતો હતો. કનકના અવસાનથી તેમના હૃદયમાં ભારે આઘાત થયો હતો એ તે સંયમી પુરૂષ હોવા છતાં તેમના ચ્હેરાપરથી કળી શકાતું હતું પરંતુ લતિકાને ધ્યાન પૂર્વક નિહાળતાં તેમની હૃદયવેદનાનો ઘડીભર લોપ થયો, અને તે આત્મગત કહેવા લાગ્યા "અહાહા! પ્રેમ! અને વળી દંપતિ પ્રેમ શું દૃઢ છે! રાજમહેલમાં માતાપિતાના સંપૂર્ણ લાડમાં ઉછરી, તેમની સ્નેહપૂર્ણ છાયામાં રહેનારી બાળા, દુઃખમાં પણ માતપિતાનું કે ભોગવેલા સુખનું સ્મરણ ન કરતાં પ્રેમીના વિચારમાંજ તલ્લીન થઇ રહી છે! ધન્ય છે આર્ય મહિલાઓ! ધન્ય છે! તમારી પતિ ભક્તિને! ધન્ય છે તમારા અચળ પ્રેમને!"

આ પ્રમાણે લતિકાની તથા સમસ્ત આર્ય નારીઓની પ્રશંસા કરતા મહાત્મા ઉઠયા, અને લતિકાને પાસે જઇ તેને કહ્યું "બ્હેન! જાઓ. આ પાસેના ઓરડામાં જઇ શયન કરો ઘણું અથડાયા છો અને ઉજાગરો કરશો તો શરીર બગડશે."

મહાત્માને એકાએક તેની સમીપ આવેલા જોતાં લતિકાની વિચારમાળા તૂટી તેણે સત્વર ઉભા થઇ મહાત્માને પ્રણામ કર્યાં

અને વિનય પૂર્વક કહ્યું ' મહારાજ ! કનક બ્હેને મારે માટે ઘણા ઉજાગરા વેઠયા, અને આજે તેમણે સદાને માટે નિદ્રા સ્વીકારી છે, તો તેમને માટે એક ઉજાગરો વેઠી, તેમના પવિત્ર આત્માની શાંતિ માટે પરમકૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરવી એ મારૂં કર્તવ્ય છે. ખરેખર ! સુલભભાઇની સ્નેહાળ સહચારિણી ગઇ અને મે પણ મારી એક અંતરની વ્હાલી સખીને ગુમાવી " આટલું કહેતા લતિકાનું હૈયું ભરાઇ આવ્યુ

મહાત્માએ તેને આશ્વાસન આપતાં કહ્યું " બ્હેન ! આમ શોચ કરવાથી શુ વળવાનું છે ! મનુષ્ય માત્રને માટે મૃત્યુ નિર્માણ છે. કોઇને વહેલુ અને કોઇને મોડુ એટલોજ માત્ર ફેર છે કનકના જેવુ જેનુ મૃત્યુ થાય તેતો મહા ભાગ્યશાળી લેખાય માટે બ્હેન ! હવે શોચ કરવો છોડી દઇ, આરામ લો. મૃદુ તથા સુમતી હમણાં આવી પહોંચશે અને હું તમને સત્વર ચંપાવતી મોકલવાની વ્યવસ્થા કરીશ. "

" મહાત્મન ! અવિનય માટે ક્ષમા ચાહું છુ. જોકે માતપિતાને મળવાની અંતરમાં જીજ્ઞાસા તો થાય છે, પરંતુ મારા પ્રિય મૃદુને તથા તેના દુખી મિત્રને દુખમા રાખી, ચંપાવતી જવાની મારે લેશ પણ ઇચ્છા નથી મારી પ્રિય સખી કનકે અમારા સુખને માટે તેનો પ્રાણ અર્પણ કર્યો છે, તો મહાન્ પ્રતાપી શુરસેન અને તેની વીર પત્નિ બુદ્ધિમતીની તનયા કનકનો પ્રાણ લેનાર પાપીનું નિકંદન કાઢ્યા વિના કદી પણ શાંતિ ભોગવશે નહિ " લતિકાએ તેના હૃદયના અંતીમ ઉદ્દગારો નિર્ભયતાથી બહાર કાઢતા કહ્યું.

" ધન્ય છે ! આર્ય મહિલા ! ધન્ય છે ! તારા જેવીજ વીર

ાળાઓ આ અવનિપર જન્મ ધારણ કરે તો મૃત્યુલોકમાંથી પાપ ર્મનો પ્રલય થાય અને મૃત્યભૂમિ તે દેવભૂમિ લેખાય પણ બહેન ! ંપાવતીમાં અત્યારે શુ ચાલી રહ્યુ છે તે તમે જાણો છો ?" હાત્માએ પૂછ્યુ

"ના, મહારાજ ! મને તથા કનક બ્હેનને દુષ્ટ પ્રમાદ મમારા શયનભુવનમાંથી બેશુદ્ધ કરી ઉપાડી ગયો હતો, અને એની ષ્ટ વાસનાઓ તૃપ્ત કરવાના ઉદ્દેશથી એક કારાગ્રહમા પરી મુકયા તા ત્યાંથી સુલક્ષભાઇના પ્રતાપે આપને તેમણે વિદિત કરેલાં ઓ સહન કરતાં અમે અત્રે આવી પહોચ્યા, એટલે ચંપાવતીના ાઇ પણ સમાચાર મારી જાણમાં નથી, તેમ એ બાબત અદ્યાપિ ાઇને મે પુછ્યુ પણ નથી " લતિકાએ ખુલાસો કર્યો

રાજા શૂરસેનનુ ખૂન કરી ચંપાવતી સર કરવા રચાયેલા ્પ્રપંચથી લતિકા અજ્ઞાત હોવાનુ મહાત્માએ જાણ્યુ, એટલે તેમને ામામ હકીકત કહેવી કે કેમ તેનો તે વિચાર કરવા લાગ્યા થોડીક ારે લતિકાએ તેમને વિનતી કરતા પૂછ્યુ "મહારાજ ! આપ ંપાવતીના કાંઇ સમાચાર જાણતા હો તો તે જણાવવા કૃપા રશો, અગર મારા વ્હાલા માતપિતા જે મારા વિયોગે ઝુરી મરતા શે તેમને હુ આપના શરણમા રહી મારા પ્રિય મૃદુના દુખની ભાગીની થઇ છુ, એ શુભ સમાચાર પહોચાડી આપે કરેલા ાનહદ ઉપકારોમા એકનો વધારો કરશો "

બ્હેન ! ચંપાવતીના શુ સમાચાર કહું ! પણ તમારો સંદેશો ાવશ્ય ત્યાં પહોંચાડવાની હુ ગોઠવણ કરીશ " મહાત્માએ ચંપા- તીના સમાચાર નહી કહેવાનુ યોગ્ય ધારી કહ્યુ

ચાલાક લતિકા ચેતી ગઇ કે ચ પાવતીના કાંઇ માઠા સમાચાર છે, અને તે મહાત્મા પ્રદર્શીત કરતા નથી. તેણે તે જાણવાનો દુરાગ્રહ કર્યો નહી.

આ પ્રમાણે તેઓ વાતો કરતા ઉભાં હતા એટલામાં એક સ્ત્રી વ્યક્તિ ઝપાટાબ ધ દ્વારમાંથી તેમના તરફ આવતી તેમણે જોઇ તેને જોતાજ ' એ કોણ હશે ! ' એ વિચારથી લતિકા સહજ ગભરાઇ, પણ જ્યા તે આવનાર વ્યક્તિની નજર સાથે તેની નજર મળી કે બન્ને જણા ત્વરાથી એક બીજા તરફ દોડી પરસ્પર ભેટી પડયાં

" દેવી ! તમે ઠીક મળી ગયા, ખરેખર ! આ પર્ણકુટીમા મહાત્માશ્રીનો સાથેજ તમારો નિવાસ હોવાની મને વિસ્મૃતિ થઇ ગઇ હતી " લતિકાએ તેની ભુલ પ્રદર્શીત કરતાં કહ્યુ

હરકત નહિ બ્હેન ! તમે પણ અહીજ મળી ગયાં એ સારૂ થયુ. ચાલો મહાત્માજી પાસે જઇએ " આમ કહી આવનાર વ્યક્તિ લતિકાને સાથે લઇ મહાત્માની પાસે આવી પહોંચી

વાચક ! આ વ્યક્તિ કોણ હતી તે સમજી તો ગયાજ હશો ચ પાવતી પર અણુચિતવ્યો હુમલો થવાના સમાચાર આપવા ગયેલી રાધેશ્વરી ત્યાંથી ગુપ્ત માર્ગે પાછી ફરી હતી રસ્તામાં પ્રમાદ અને રાજા કેશરીને થાપ આપી આડેઅવળે રસ્તે પસાર થઇ ગયેલો સ્વાર અન્ય કોઇ નહી પણ રાધેશ્વરીજ હતી

રાધેશ્વરી મહાત્માને પ્રણામ કરી, તેમની પાસે બેઠી અને લતિકાને પૂછવા લાગી " બ્હેન ! તમે કયારના અહી આવ્યાછો ! કનક બ્હેન કયાં છે ! "

કનકનું નામ સાંભળતાંજ લતિકાનું કોમળ હૈયું ભરાય આવ્યું, અને તે અશ્રુપાત કરવા લાગી આથી રાધેશ્વરીએ કાંઇ માઠા સમાચાર હોવાનું અનુમાન કરી મહાત્મા તરફ આતુરતાથી જોયું મહાત્માએ કનકના મૃત્યુના સમાચાર તેને કહ્યા અને તે શ્રવણ કરતાંજ તેનાં હૃદયમાં પણ આઘાત થયો. લતિકા સાથે એણે પણ રૂદન કરવા માંડ્યું મહાત્માએ તે બન્નેને આશ્વાસન આપી શાંત પાડ્યાં, અને ચંપાવતી ના સમાચાર જાણવાની જીજ્ઞાસા બતાવી રાધેશ્વરી જરા સ્વસ્થ થઇ ચંપાવતીના સમાચાર કહે છે એટલામાં મૃદુ તથા સુલભ ત્યાં આવી પહોંચ્યા

બન્નેના અંતઃકરણ તે શુરવીરો હોવા છતાં નમ્ર થઇ ગયા હતાં. તેમના ગાત્રો શીથીલ થઇ ગયા હતા, બન્ને જણાં દીર્ઘ નિશ્વાસ નાખી મહાત્મા તથા રાધેશ્વરીને પ્રણામ કરી બેઠાં તેમના મન એટલા વ્યગ્ર થયેલાં અને શોકથી છવાઇ ગયેલા હતાં કે થોડો સમય કોઇ કાંઇ બોલ્યું નહી, અને મૌન ધારણ કરી બેસી રહ્યા છેવટે મહાત્માએ કહ્યું " ભાઇ સુલભ ! તું તથા મૃદુ બન્ને સમજુછો તમારા બન્નેમાં દૈવી અંશ છે અને તમારા સંસ્કારો ઉત્તમ છે. એટલે મૃત મનુષ્યનો શોચ કરવો નિરર્થક છે એ તમને જણાવવાની આવશ્યકતા રહેતી નથી. સમય થયે સૌ કોઇ જાય છે અને જવાના છે માટે જે બની ગયું છે તેનો વ્યર્થ શોચ કરવો છોડી દઇ, હવે શું કરવાનું છે તેનો વિચાર કરો. રાધેશ્વરી મૃદુનો સંદેશો લઇ ચંપાવતી ગએલાં તે આવી પહોંચ્યાં છે ત્યાંના સમાચાર સાંભળી અને પાપીઓને તેમના પાપની શિક્ષા કરવા તત્પર થાઓ " મહાત્માએ આશ્વાસન તેમ ધીરજ આપતાં કહ્યું

સુલભ સુમતી તથા મૃદુએ સ્વસ્થ થઇ કહ્યું "મહારાજ ! આપની આજ્ઞાને આધીન છીએ. કહો દેવી ! ચંપાવતીના શું ખબર છે ?
" ચંપાવતીમાં મારા જતાં પૂર્વે રાજા શુરસેનનું ખૂન કરી બેન લતિકાનું હરણ કરવાનું કાર્ય પાપી સિદ્ધ કરી ચૂકયો હતો. "
રાધેશ્વરીએ આટલું કહ્યું એટલામાં " શું મારા પિતાશ્રીનું ખૂન ! કોણે કર્યું ? પાપી પ્રમાદે " આમ કહેતી લતિકા જાણે કોઇ દેવી પ્રચંડરૂપ ધારણ કરી દુશ્મનનો પરાજય કરવા તત્પર થઇ હોય તેમ ગર્જી ઉઠી "તેનાં ચળકતા નેત્રોમાંથી ક્રોધાગ્નિની જવાળા નીકળવા લાગી જો પ્રમાદ આ સમયે હાજર હોત તો એ વીરબાળા તેનો પ્રાણ લીધા વીના રહેત નહિ એવું વિકાળ સ્વરૂપ તેણે ધારણ કર્યુ હતું.

મહાત્માએ તેને શાંત્વન આપ્યું અને આપત્તિ સમયે ધૈર્ય ધારણ કરવા સમજાવી તેના મસ્તકપર રાધેશ્વરીએ થોડુંક જળ સીંચન કર્યું એટલે તે શાંત પડી, અને થોડીવારે સ્વસ્થ થતાંજ ચંપાવતીના વધુ સમાચાર જણાવવા તેણે રાધેશ્વરીને વિનતી કરી.

રાજનગરનું સૈન્ય નગરને ઘેરો ઘાલી પડયું છે અને રાજા કેશરી તથા પ્રમાદ ચંપાવતી જઇ પહોંચ્યા છે એ હકીકત રાધેશ્વરીએ નિવેદન કરી. વળી વધારામાં ચંપાવતીનું લશ્કર લગભગ તૈયાર થવાના તથા નગરજનોની વફાદારીના સમાચાર પણ તેણે જણાવ્યા.

થોડીવાર વિચાર કર્યા બાદ મહાત્માએ મૃદુને કહ્યું " ભાઇ " તમારે તથા સુલભે હવે બનતી ત્વરાએ ચંપાવતી જઇ સૈન્ય હાથ પર લઇ દુશ્મનોનો પરાજય કરવામાં ચિત્ત પરોવવાનું છે આ વિચ-

હમાંજ સર્વ વિપત્તિઓનો અંત આવી જશે, અને પરમાત્માની કૃપાથી વિજય પણ તમારોજ થશે એ નિશ્ચય છે, માટે રાત્રિ થતા અગાઉ ચંપાવતી પહોંચી જવાય તેવી તૈયારી કરો

રાજનગરનુ સૈન્ય નગરના દરવાજા આગળ પડેલું છે એટલે તે રસ્તે તમારાથી ત્યા જઈ શકાશે નહી, માટે રાધેશ્વરી તમારી સાથે આવશે અને તેણે જોયેલા ગુપ્ત માર્ગે તમને નગરમાં લઇ જશે

બન્ને મીત્રોએ ઉભા થઈ મહાત્માને નમન કરી તેમની આશિષ લીધી લતિકાને માટે શુ કરવુ તેની મૃદુને ચિંતા થવ લાગી મહાત્મા મૃદુની ચિંતા કળી ગયા અને તેમણે લતિકાને પુછ્યુ "કેમ બ્હેન ! તમારો શુ વિચાર છે ! વિગ્રહનો અંત આવતા સુધી અત્રેજ રહો તો સારૂ છે ' " મહારાજ ! આપની આજ્ઞા હશે તો હુ અત્રેજ રહીશ પરંતુ મારી ઇચ્છાતો સધા સાથે ચંપાવતી જઇ દુશ્મનોને મરતા જોવાની થઇ રહી છે " લતિકાએ વિનય પુર્વક તેની ઇચ્છા પ્રદર્શીત કરતા કહ્યુ

' ભલે ! ભાઇ મૃદુસિંહ ! લતિકાને પણ તમારી સાથ લેતા જાઓ " મહાત્માએ જરા વિચાર કરી કહ્યુ

સુર્યોદય થઇ ગયો હતો એટલે દંત ધાવન ઇત્યાદી કર્મ કરવા સર્વ છુટા પડયા, મધ્યાન્હ થયા બાદ મૃદુ, સુલભ, લતિકા રાધેશ્વરી મહાત્માને પ્રણામ કરી ચંપાવતી જવા માટે રવાના થઇ ગયા,

---

# પ્રકરણ પર મું.

## અરણ્યમાં ભેદ

રવિદેવ અસ્તાચળ પર્વત પ્રતિ પ્રયાણ કરી રહ્યા હતા પક્ષીઓ પોતપોતાના માળા તરફ જતા આકાશમા દષ્ટિગોચર થતા હતા ધધા ારીયો તથા કૃષિકારોને પણ આખા દિવસનો શ્રમ ઉતારવા પોતપોતાના સ્થાનકે જવાનો સમય થયો હતો, પરતુ ચપાવતીમા કોઇ જતું આવતુ નજરે પડતુ નહતુ નગરથી થોડે દૂર રાજનગરના સૈન્યની છાવણીમા સૈનીકો માત્ર ગમે તેમ હરતા ફરતા દેખાતા હતા કોઇ આમતેમ લટાર મારતા હતા તો કેટલાક ટોળુ વળી એક સ્થાને બેઠા બેઠા ગપાટા મારતા વા રાગડા ખેચતા નજરે પડતા હતા વળી કેટલાક રસોઇપાણીની તજવીજ કરી રહ્યા હતા, તો કેટલાક હથિયારો દુરસ્ત કરવામા મશગુલ થઇ રહ્યા હતા

છાવણીના તબુમાં રાજા કેશરીસિંહ તથા પ્રમાદ ગમગીન ચ્હેરે સેનાપતિ જાલીમસિહની રાહ જોઇ રહ્યા હતા, એટલામાં છાવણીની સામેની દિશા તરફ થોડે દુર ધુળ ઉડતી પ્રમાદની નજરે પડી સેનાપતિ જાલીમસિંહ આવતો હશે એવી તેણે પ્રથમ કલ્પના કરી, પરતુ થોડો સમય જતાં તેને લાગ્યુ કે સૈન્યની ટુકડી જેટલાં મનુષ્યો આવતા હોય એટલી ધુળ ઉડતી જણાતી નથી, આ શકા ઉપસ્થીત થતાજ તેણે તેની પાસે પડેલા દુરબીનથી ધ્યાન પૂર્વક જોયુ તો માત્ર બેચાર મનુષ્યોજ અશ્વપર આવતા તેણે જોયા. તરતજ સજ્જ થઇ તે આવનાર મનુષ્યોની તપાસ કરવા અશ્વપર સ્વાર થઇ નીકળી પડયો.

આવતા મનુષ્યોની સન્મુખ ન જતા આડે રસ્તે થઇ તેમની પાછળ રહી તપાસ કરવા તેણે મન સાથે નિશ્ચય કર્યો, અને પોતાનો અશ્વ બીજે રસ્તે પૂરપાટ દોડાવી મુક્યો. જોત જોતામા તેણે જોયેલા અશ્વની પાછળ થોડે દુર તે જઇ પહોચ્યો અશ્વની લગામ ખેંચી, તેને ધીરે પાડી કોઇ તેને જોઇ ન શકે અગર તેના અશ્વના ચાલવાનો અવાજ સાંભળી ન શકે તેમ આગળ જતા સ્વારોની પાછળ જવા લાગ્યો

સૂર્યાસ્ત થયો અને નિશાએ અધકાર પ્રસરાવવા માડયો, એટલે પ્રમાદ તેની આગળ જતાં મનુષ્યો પૈકી કોઇને ઓળખી શકયો નહિ

થોડીવારે આગળ જતા અશ્વો અમુક સ્થાને અટકયા હોય એમ તેને લાગ્યુ તેણે પોતાના અશ્વને અટકાવી એક વૃક્ષ સાથે બાધી દીધો અને લપાતો છુપાતો પગે ચાલતો આગળ વધવા લાગ્યો થોડે જતા બે ત્રણ વૃક્ષોની ઘમઘોર ઘટા સમીપ તે જઇ પહોચ્યો એ ઘટામાથી ત્રણ અશ્વને છુટા બહાર નીકળતા તેણે જોયા અને તે ઉપરથી તેણે જોયેલા મનુષ્યો નજીકમાજ હોવા જોઇએ એમ તેણે અનુમાન કર્યું તે એ વૃક્ષની ઘટામાં ધીરેથી પેઠો. આમતેમ નજર કરતાં ત્યાથી થોડે દુર દીપકનો ઝાંખો પ્રકાશ અને તેમાં ઉભેલા ચાર મનુષ્યો તેણે નિહાળ્યા

રાત્રિના સમયે એ મનુષ્યો અરણ્યમા કેમ આવ્યા હશે તે પ્રમાદ કળી શકયો નહી અરણ્ય અને તેમા તિમિર અધકાર સાથે વૃક્ષની ઘટાઓમાં ઝાડી સ્વાભાવિક ધૈર્યવાન મનુષ્યને પણ ડરાવે તા પ્રમાદને એ સ્થાનમા ઉભા રહેતા સહજ ભયની કપારી છુટે

તો તેમાં કંઈ આશ્ચર્ય જેવું નહોતું " આ મનુષ્યો કોઇ ચોર કે લુટારા હોવા જોઇએ અને અત્રે તેમનો ખજાનો છુપાવવાનું અથવા તેમને પોતાને છુપાઇ રહેવાનું સ્થાન હોવું જોઇએ અને જો તેમ ન હોય તો કોઇનું ખુન કરી તે છુપાવવા અત્રે તેમના કોઇ ગુપ્ત સ્થાનમાં આવેલા હોવા જોઇએ " આમ પ્રમાદ તેના કૃત્યોની તેના મનપર છવાએલી છાયાનુસાર આત્મગત વિચાર કરવા લાગ્યો. વળી એ ચારે મનુષ્યો ઉપર એકાએક હુમલો કરવાનો તેને વિચાર સ્ફૂર્યો પણ તે જરા નાહિમત થઇ ગયો. તેનુ હૃદય ધડકવા લાગ્યુ તેનો મિત્ર ડોકટર અજબ તેને યાદ આવ્યો જો તે મદદમાં હોત તો એ મનુષ્યો કોણ છે તે જાણવુ સહેલ થઇ પડત પણ તેજ ક્ષણે અજબની બદલાઇ ગયેલી વૃત્તિઓની તથા તેણે છેલ્લી મુલાકાત વખતે કરેલા તીરસ્કારની તેને સ્મૃતિ થઇ એટલે તે અંતરમાં તેને ધિક્કારવા લાગ્યો તેના પર વેર લેવાનો જુસ્સો પ્રદિપ્ત થયો

પ્રમાદ ઉભો ઉભો આવા વિચારો કરતો હતો એટલામા જે પ્રકાશ તે જોતો હતો તે દેખાતો બંધ થયો ચારે મનુષ્યો પણ અદ્રશ્ય થઇ ગયાં. માત્ર ' ધન " કરતો એક ભયાનક અવાજ તેના કર્ણપર અથડાયો

ક્ષણભર પ્રમાદના નેત્ર મીચાય ગયા તે જ્યા ઉભો હતો ત્યાંજ સ્થિર થઇ ગયો. તેનુ મગજ ભમવા લાગ્યુ જાણે તેનો આત્મા તેના દેહમાંથી ઉડી જતો હોય એવો તેને ભાસ થવા લાગ્યો "હીહીવા" એ. અશ્વના ખોખારવાને. અવાજ તેના કર્ણપર પડ્યો, અને તે પાછો જાગૃત સ્થિતિમાં આવ્યો હોય એમ તેને લાગ્યું જે સ્થાને પેલા મનુષ્યોને ઉભેલા જોયાં હતાં ત્યાં ફરી દ્રષ્ટી

ફરી પણ અંધકાર સિવાય કાંઇ તે જોઇ શક્યો નહી. તેના મનની નિર્બળતા ઉપર તેને તિરસ્કાર છૂટયો ધીર્યતાની ખામી માટે મનમા શરમાવા લાગ્યો અને અદ્રશ્ય થઇ ગયેલા મનુષ્યોને તે પકડી શક્યો નહિ, વા તેમને પુરા નિહાળી શક્યો નહિં તે માટે પશ્ચાતાપ કરવા લાગ્યો

થોડો સમયજતા પાછી તેને હિમત આવી ગજવામાંથી દિવાસળીની પેટી કાઢી એક પછી એ દવાસળી સળગાવતો તેના પ્રકાશમા જે સ્થાને પેલા મનુષ્યોને ઉભેલા જોયાં હતા ત્યા ગયો. એક મોટી શીલા ત્યાં તેની નજરે પડી શિલા જબરજસ્ત હતી તેની એક બાજુપર લોખડનુ કડુ હતુ ક્ષણભર વિચાર કરી કડાની મદદથી શિલા ઉપાડવા તેણે હિમત કરી પણ ફાવ્યો નહી જમીનથી સહજ પણ તે શિલા ઉચી કરી શક્યો નહી

પ્રમાદ નિરાશ થયો રાત્રિના વધતા જતા અંધકારથી અરણ્ય મહા ભયાનક દેખાવા લાગ્યુ તેણે પાછા ફરવાનો નિશ્ચય કર્યો વળી દિવાસળી સળગાવતો તેના પ્રકાશની મદદથી પાછો વૃક્ષની ઘટામા આવી પહોચ્યો ઘટામાથી બહાર નિકળી તેણે આસપાસ જોયુ તો જે ત્રણ અશ્વો તેણે જોયા હતા તેમાનો એકપણ ત્યા દેખાયો નહિ

ખરેખર,! આમા કાઇ ભયકર ભેદ સમાએલો જણાય છે મનુષ્યો ચાર જણાતા હતાં અને અશ્વો ત્રણ હતા વળી ત્રણે અશ્વોને છુટા મુકી દઇ શિલા નીચે એ સર્વ મનુષ્યો અદ્રશ્ય થઇ ગયા એ શુ ! શિલા ઉપાડી કેવીરીતે હશે ! ચારે જણાએ તેમનુ સામર્થ્ય એકત્ર કરી ઉપાડી હોય ! પરતુ તેમ કરવા ચારે નીચા

નમતા જેમ નજરે નહિ પડયા ! આ ભેદની તપાસ અવશ્ય કરવી જોઇએ એ કોઇ છૂપો માર્ગ કેમ ન હોય ! આમ કરતો જે વૃક્ષ સાથે તેણે બાંધ્યો હતો તે તરફ જવા લાગ્યો, એટલામા વનચર પ્રાણીઓના ભયાનક અવાજો તેના કર્ણપર અથડાવા લાગ્યા તે સહજ થડ્યો. રાત્રી અરણ્યમાંજ પસાર કરવી, કે તીમીર અંધકારમા છાવણી તરફ જવાનો પ્રયત્ન કરવો તેનો તે વીચાર કરવા લાગ્યો અરણ્યમા રાત્રી પસાર કરવી એ કઠીન અને ભય ભરેલુ હતુ તેમ અંધકારમાં મુસાફરી કરવી એ પણ એટલુજ દુર્ઘટ અને ધાસ્તી ભરેલુ હતુ વીચાર કરતા છેવટે તેણે ગમે તે જોખમે પણ છાવણી તરફ જવાનો નીશ્ચય કર્યો, અને અશ્વપર સ્વાર થઇ અડસટ્ટે તેણે આગળ જવા માંડયુ

જેમ જેમ રાત્રી વધતી ગઇ તેમ તેમ વનચર પશુઓના ભયાનક અવાજો પણ વધારે અને વધારે સંભળાવા લાગ્યા પ્રમાદ ગભરાયો. અપરિચિત મનુષ્યોને જોવાની જીજ્ઞાસા માટે ઉપાડેલા સાહસ માટે તેને પશ્ચાતાપ થવા લાગ્યો કર્મ સંયોગે તે એવે રસ્તે ચઢી ગયો હતો કે જેનો અંતજ આવતો નહોતો જંગલમા રખડતા ભખડતા આમ રાત્રિ વ્યતીત થવા લાગી, પણ તેને સરળ માર્ગ હાથ લાગ્યો નહિ તેની મુઝવણ વધતી ગઇ જંગલનાં પ્રાણીઓના ભડકાથી તેનો અશ્વ પણ ચોકી ગયો હતો તેની ગતી મંદ થતી જતી હતી અને અંધકારમા તે વારવાર ઠોકરતો પણ હતો ભયભીત થયેલા પ્રમાદને જરા કોઇ અવાજ થતો, કે કોઇ હિંસક પ્રાણીના આવવનો ભાસ થતો એટલે તેના હૃદયમા ધ્રાસકો પડતો આ સ્થિતમા વધુ સમય અથડાયા કરવાનુ તેને યોગ્ય લાગ્યું નહિ. અશ્વને છૂટો મુકી કોઇ વૃક્ષ પર રાત્રી પુરી કરવાનું હવે

તેને સલાહ ...વું લાગ્યું, અને એક વૃક્ષ નજરે પડતાં તેણે અશ્વને થોભાવ્યો. પોતે ઉતરી પડી તેને છૂટો મુકી દેવાની તૈયારી કરતો હતો એટલામાં થોડે દૂર તેને કાંઇ પ્રકાશ દેખાયો. ઘડીભર તે દેખાતા પ્રકાશ તરફ જોઇ રહ્યો. તેનો નિશ્ચય ફર્યો. અશ્વપર તે પાછો સ્વાર થયો અને જે તરફ પ્રકાશ દેખાતો હતો તે તરફ તેને દોર્યો

પ્રમાદનો સતારો હજુ પણ તેજ હતો પરમાત્મા એના પર કોણ જાણે કેમ હજુ કોપ્યો નહોતો. સંકટ સમયે પાપીને પણ તાત્કાલિક સહાય મળી આવતી હતી જે પ્રકાશ તેણે જોયો હતો તે મસાલોનો હતો સેનાપતિ જાલીમસિંહ મસાલો સહિત સૈન્યની ટુકડી લઇ રાજનગરથી આવતો હતો.

થોડી વારમાજ એ આવનાર ટુકડીની અને તેના સેનાપતિની સમક્ષ પ્રમાદ જઇ પહોચ્યો પ્રમાદને અરણ્યમાં રાત્રિના સમયે એકલો જોતાં સેનાપતિએ આશ્ચર્ય પામી સવાલ કર્યો, “મરહાર ! આપ અહીં કયાંથી !”

“જાલીમસિંહ ! તમારી રાહ જોતો હું તંબુમાં બેઠો હતો ત્યાંથી કોઇ મનુષ્યોને આવતાં નિહાળી તેમને જોવાનું કૌતુક થતા હું આ તરફ નીકળી પડયો હતો તમારો મેળાપ થઇ ગયો એ પણ ઠીક થયું ” પ્રમાદે કહ્યુ

“એવાં તે કોણ મનુષ્યો હતા કે તેમને નિહાળવાનુ તમને કૌતુક થયુ ! ’ જાલીમે પુછ્યુ.

“જાલીમસિંહ ! એનો ખુલાસો હું તમને કરૂ છુ વારૂ ! પણ આપણી છાવણી અહેથી કેટલી દૂર હશે !” પ્રમાદે પુછ્યુ.

"આપણે તેની નજીકમાંજ આવી પહોંચ્યા છીએ, અહીંથી એકાદેક કોસ જેટલું અંતર હવે બાકી છે" જાલીમે ખુલાસો કર્યો.

"ઠીક, ત્યારે પ્રથમ આપણે છાવણીમાંજ ચાલો. ત્યાં ગયા બાદ આપણે વાત કરીશું" પ્રમાદે જરા વિચાર કરી કહ્યું.

રસ્તે ચાલતાં પ્રમાદે સ્વાભાવિકજ જાલીમસિંહને પ્રશ્ન કર્યો "કેમ જાલીમસિંહ! રાજનગરના કાંઇ ખાસ સમાચાર છે કે!"

"રાજનગરના બીજા તો એવા કાંઇ સમાચાર નથી પરંતુ આપના મિત્ર અજબરાયના સમાચાર રાજ્યમંત્રીએ કહાવ્યા છે" જાલીમસિંહે જરા મશ્કરીમાં કહ્યું.

"એના વળી શું સમાચાર છે! મરી ગયાના કે કાંઇ બીજા" પ્રમાદે અજબને ઘાયલ થઇ મરણ પથારીએ પડેલો જોયો હતો, એટલે તેના મૃત્યુનાજ સમાચાર જાલીમસિંહ લાવ્યો હશે એમ ધારી કહ્યું "ના. સરદાર! એના મૃત્યુના સમાચાર નથી પરંતુ આપણા મોતની તે કેવી તૈયારીઓ કરી રહ્યો છે તે સમાચાર જણાવવાના છે" જાલીમસિંહે કહ્યું.

"આપણા મોતની તૈયારી! અને તે અજબ કરી રહ્યો છે! કેવી રીતે!" પ્રમાદે આશ્ચર્યચકિત થતાં પુછ્યું.

"સરદાર! આખા રાજનગરમાં એણે તથા એની સ્ત્રી વિમળાએ ખળભળાટ કરી મુકયો છે 'પ્રજાસત્તાક રાજ્ય' ની ભાવના તમામ નગરજનોના મગજમાં તેમણે ધુમાડી દીધી છે, અને તેને લીધે લોકો ઘણા ઉશ્કેરાઇ ગયા છે. ચંપાવતી પર આક્રમણ કરવાનું આપણે જે પગલું લીધું છે તેથી લોકો નારાજ થયા છે, અને રાજા કેસરીસિંહને પદભ્રષ્ટ કરવાની તડયારીઓ રાજનગરમાં

આવી રહી છે.” જાલીમસિંહે ખુલાસો કર્યો.

“ જાલીમ ! શુ એ બેવફા મિત્રે નગરજનોને એટલા બધા વશ કરી લીધા છે ! અલ્પ સમયમાં આ શો ફેરફાર ! ” પ્રમાદે કાંઇ આશ્ચર્ય પામતાં અને કાંઇક ગભરાતાં કહ્યું.

“ રાજ્ય મંત્રી તથા તમામ રાજકર્મચારીઓ લોકોને શાંત કરવા તેમનાથી બનતુ કરી રહ્યા છે, પરંતુ તાત્કાલિક શાંતિ થાય એમ મને તો લાગતુ નથી. ” જાલીમે પોતાનો અભિપ્રાય જણાવતાં કહ્યું

આ નવિન સમાચારથી પ્રમાદની ચિંતામાં વધારો થયો અજબને ધિક્કારતો તે તેના પર આત્મગત ક્રોધ કરવા લાગ્યો, “ એ દુષ્ટ મિત્ર છેવટે સ્વાર્થી અને બેવફા નીવડયો ! જેનુ લૂણ ખાધું તેનુજ નિકંદન કાઢવા તૈયાર થયો ! હરકત નહિ ! અજબ ! તારી પણ ખબર લઉં છુ તું એમ ન ધારતો કે પ્રમાદને છંછેડી તું માર કાઢશે ! ”

---

## પ્રકરણ ૫૩ મું.

---

### કેશરીસિંહનો હુકમ.

છાવણીના તંબુમાં રાજા કેશરીસિંહ એક વિરામાસન પર પડયો પડયો વિચાર કર્યા કરતો હતો, એટલામા પ્રમાદ તથા જાલીમસિંહ ત્યા આવી પહોંચ્યો “ પ્રમાદને જોતાંજ રાજાએ પ્રશ્ન કર્યો “ પ્રમાદસિંહ ! તમે ‘ આવુ છું ’ કહીને ગયા તે ક્યાં ચાલ્યા ગયા હતા ! ”

" મહારાજ ! અત્રે નજદીકના અરણ્યમાં ... વિચિત્ર દશ્ય નિહાળી રહ્યો હતો અને તેથી વિલબ થયો " પ્રમાદે રાજા સમીપ બેસતા કહ્યુ,

જાલીમસિંહ પણ પ્રમાદની પાછળ આવી રાજાને નમન કરી ત્યાં બેઠો.

" પ્રમાદસિંહ ! એવુ તે અરણ્યમાં શુ હતુ કે તે જોવામાં આટલો બધો સમય નીકળી ગયો ! " રાજાએ પુછ્યુ

" મહારાજ ! એ હું આપને વિદિત કરૂ તે પુર્વે રાજનગરથી આપણા મંત્રીનો સંદેશો જાલીમસીંહ લાવ્યા છે, તે સાભળી તેનો બંદોબસ્ત કરવાની આવશ્યક્તા છે. " પ્રમાદે જણાવ્યુ

" કેમ રાજનગરનુ વળી શુ છે ! " રાજાએ જાલીમસીંહને પુછ્યુ

જે સમાચાર જાલીમસિંહે પ્રમાદને કહ્યા હતા તે રાજાને સવીસ્તર કહી સંભળાવ્યા નગરમાં ઉપસ્થિત થયેલા ઉત્પાતથી રાજાની ગભરામણ તથા ચીંતા વધી નીર્બળ મનનો રાજા શું કરી શકે ! તે ઘડીમાં પ્રમાદ સામુ અને ઘડીકમાં જાલીમસીંહ સામું જોતો વિચાર કરવા લાગ્યો પ્રમાદ તેની મુંઝવણ સમજી ગયો અને તેની નિર્બળતા માટે મનમા હસવા લાગ્યો, જ્યા જાલીમસિંહ રાજનગરના આવા નાલાયક રાજકર્ત્તાને નિહાળી અંતરમાં બળવા લાગ્યો

થોડીવારે પ્રમાદે પૂછ્યુ " કેમ મહારાજ ! રાજનગરમાં શાંતિ કરવા માટે આપ શુ નિર્ણય કરો છો ! "

"પ્રભુ ! મને તો કાંઇ સૂઝ પડતી નથી આ ચંપાવતી સર કરવામાં પણ આપણે કાંઇ ફળીભૂત થઇએ એમ મને તો લાગતુ નથી કદાચિત્ રાજનગર પણ ખોઇ બેસીશુ એવો મને ભય લાગ્યા કરે છે માટે હવે ચંપાવતી મેળવવાનો વિચાર છોડી દઇ રાજનગર પાછા ચાલ્યા જવુ એજ મને તો શ્રેયકર લાગે છે. અલબત્ત તમારો મિત્ર હોવા છતા તેણે આવુ તોફાન શરૂ કર્યું એ મને આશ્ચર્ય જેવુ લાગે છે" રાજાએ નિરાશ થતાં કહ્યુ.

રાજાનું ધારવુ વાસ્તવિક હતુ પરંતુ પ્રમાદને તે રૂચીકર નહોતું તેની આશા અને અભિલાષા ભારે હતી ચંપાવતી કબજે થાય તો રાજા કેસરીનો કોઇ પ્રકારે ઘાટ ઘડી રાજનગર તથા ચંપાવતી ઉભય રાજ્યના માલીક થવાની તેની અંતરેચ્છા સબળ હતી થોડીવાર વિચાર કરી તેણે કહ્યુ "મહારાજ ! હાલની પરીસ્થિતીમાં કદાચિત આપને નિષ્ફળતા ભાસતી હશે, પરંતુ મારૂ તો એમ માનવુ છે કે મોડા વ્હેલા પણ ચંપાવતીને આપણુ શરણુ કબુલ કરવુજ પડશે. જો કોઇ રસ્તે આપણને નગરમા પ્રવેશ કરવાનું બની શકે તો આપણો વિજય નિશંક છે કદાચિત તેમ ન થાય તો પણ ઘેરો કાયમ રાખવાથી નગરમાં ભૂખમરો ઉત્પન્ન થશે, અને તેને અંગે છેવટે ચંપાવતીને નમ્યુ આવ્યા વિના ચાલશેજ નહિ. વળી આમ હતાશ થઇ પાછા ફરવુ એ શરવીરોને માટે અઘટીત અને નામોશી ભરેલુ લેખાય, અને આપણી એ નિર્બળતા જોઇ રાજનગર પર મોડા વ્હેલા આક્રમણ કરવાની ચંપાવતી તૈયારી કરે એ પણ બનવા યોગ્ય છે માટે મારો અભિપ્રાય તો આપણા મૂળ સંકલ્પમાજ દૃઢ રહેવાનો છે"

પ્રમાદનું કથન કેટલેક અંશે રાજાને વાસ્તવિક લાગ્યું અને નિરાશામાં પાછાં તેને આશાનાં ચિન્હો દેખાવા લાગ્યાં વળી પ્રમાદના ચાતુર્યપર તેને સંપુર્ણ વિશ્વાસ હતો, એટલે તેની સલાહ માન્ય રાખવાની તેની ઇચ્છા થઇ, પરંતુ રાજનગરનું શું કરવું તેને માટે તે અંતરમાં મુઝાવા લાગ્યો થોડીવારે કાંઇ નિશ્ચયપર આવતાં તેણે પ્રમાદને પુછ્યું "વારૂ ત્યારે રાજનગરને માટે શું પગલાં લેવાં તમને વાસ્તવિક લાગે છે!"

"હા, એ વિચાર કરવા જેવું છે પણ કાંઇ ગભરાવા જેવું નથી. આપણી પ્રજા રાંક છે અજબ અને તેની સ્ત્રીની ઉશ્કેરણીથી સાધારણ ઉત્પાત તેમણે મચાવ્યો હશે, પણ તે સહજમાં દબાવી શકાશે આગેવાનોને પકડી પરહેજ કરવાથીજ કેટલેક અંશે શાંતિ થવાનો સંભવ છે, અને તે ન થાય તો આપણો ગોળીબ્હારનો લશ્કરી કાયદો અમલમાં મૂકયો, કે સર્વ શાંત પડી જશે એમ મારૂ તો માનવું છે અજબ મારો મિત્ર હોવા છતાં કૃતઘ્ન નિવડ્યો છે, અને દુશ્મનો સાથે મળી જઇ તેણે આપણને હેરાન કરવા આ પગલું ભર્યું છે તેને પણ તેની કૃતઘ્નતાનો બદલો મળવો જોઇએ" પ્રમાદે પોતાના વિચારો જણાવતાં કહ્યું

રાજા કેશરીએ પણ નેતાઓને કેદ કરવાનોજ મનમાં નિશ્ચય કર્યો હતો, અને તેમાં પ્રમાદનો પણ એજ મત થયો એટલે તાત્કાળિક અજબ તથા તેની સ્ત્રી વિમળાને તથા અન્ય રાજદ્રોહી અગ્રેસરોને કેદ કરવાનો રાજ્યમંત્રીપર હુકમ લખવામાં આવ્યો નેતાઓને પરહેજ કર્યા છતાં પણ લોકો શાંત ન થાય તો લશ્કરી કાયદો અમલમાં મુકવાની પણ હુકમમાં સૂચના કરવામાં આવી

આ હુકમ રાજનગર લઇ જવા માટે મીઆ જમાલને પસંદ કરવામાં આવ્યો તેને બોલાવી પ્રમાદે હુકમ આપ્યો અને બીજી પણ કાંઇક ગુપ્ત સુચના કરી તેને તાત્કાળીક રવાના કરી દીધો મીઆં જમાલને રાજનગર જવાનુ થયુ એટલે તે મનમાં આનંદ પામવા લાગ્યો મુળથીજ મીઆ જરા ડરકણ હતા અને સૈન્યની સાથે આવવાની તેની અંતરેચ્છા નહોતી, પણ પ્રમાદના ધાકથી તે આવ્યો હતો તેમાંથી અણધાર્યો તેનો છૂટકારો થતા તે આનંદીત થઇ ખુદાની પ્રાર્થના કરતો, અશ્વપર સ્વાર થઇ રાજનગર જવા નીકળી પડયો

મીઆ જમાલ વિદાય થયો એટલે રાજાના મનનો ભાર કાંઇક ઓછો થયો, અને તેણે પ્રમાદને તેણે અરણ્યમાં નિહાળેલી વિચિત્ર ઘટનાનું વર્ણન કરવા સૂચના કરી

પ્રમાદ પોતે શા ઉદ્દેશથી એકાએક તંબુ છોડી ગયો હતો. અને તેણે જોયેલા મનુષ્યો શિલા નીચે અદશ્ય થતાં તેને પાછા ફરતાં કેટલી મુશીબત પડી તેનુ વર્ણન કર્યું.

રાજા તેમજ જાલીમસિંહ પ્રમાદે વર્ણવેલી હકીકત સાંભળી ચકિત થયા શિલા નીચે કાંઇ ભયંકર ભેદ હોવાનું તેમને પણ જણાયુ અને ત્રણે જણાએ હરકોઇ પ્રકારે એ ભેદની તપાસ કરવાનો નિશ્ચય કર્યો



# પ્રકરણ ૫૪ મુ.

## ભેદની તપાસ.

ચંપાવતી જવા નીકળેલા મૃદુ, સુલભ, રાધેશ્વરી તથા લતિકા નિર્વિઘ્ને ત્યા પહોચી ગયા હતાં તેમને નિહાળતા રાણી બુદ્ધિમતી તથા ચંદ્રિકાને રાજા સૂરસેનના મૃત્યુથી, તથા ચાલી રહેલી વિગ્રહની ખટપટથી થએલા શોકમા કાંઇક હર્ષનો ઉદ્‌ભવ થયો, પરંતુ કનકના અવસાનના દુ:ખીત સમાચાર જાણુતા તે યત્કિંચિત્ હર્ષનો પણ નાશ થયો, અને શોકની વૃદ્ધિ થઇ બિચારી ચંદ્રિકા તેનુ સ્મરણ કરી છાતી ફાટ રડવા લાગી, અને પ્રમાદને અંતરમા વારંવાર શ્રાપ દેવા લાગી આ સમયે લતિકા તેને મહાત્માએ કરેલો સદુપદેશ યથાર્થ સમજાવી સાંત્વન આપતી હતી, તેમ રાધેશ્વરી પણ તેને આશ્વાસન આપી, ધૈર્ય ધારણ કરવા સમજાવતી હતી,

મૃદુ તથા સુલભ રાણી બુદ્ધિમતીની ઇચ્છાનુસાર ચંપાવતીનુ રક્ષણ કરવાના કાર્યમાં રોકાયા હતા પ્રધાનને મળી તેણે કરેલી વ્યવસ્થા તેમણે ધ્યાનપુર્વક નિહાળી લીધી, અને જો યુદ્ધ થાય તો સૈન્યની રચના કેવા પ્રકારની રાખવી તેનો પણ નિર્ણય કરી દીધો છે દુશ્મનો ઘેરો ઉઠાવી નાશી ગયા છે એ સમાચાર તેમને મળ્યા હતા, પરંતુ પ્રમાદ કપટી છે તે મૃદુ તથા સુલભ સારી રીતે જાણતા હોવાથી, ગફલત ન ખાતા સાવધ રહેવાની તેમણે પ્રધાનને તથા સેનાપતિઓને સૂચના કરી દીધી.

પ્રભાત થવાની તૈયારી હતી છતા મૃદુ તથા સુલભને બે રા-

ત્રિના ઉજાગરાને લીધે તેમ મુસાફરીના શ્રમને લીધે આરામ લેવાની જરૂરીઆત જણાઇ. તત્સમયે દુશ્મન તરફથી હુમલો થવાની વકી ન જણાવવાથી બન્ને મિત્રો એક ઓરડામા ભૂમિપર આરામ લેવા જરા આડા પડયા

આ સમય રાજનગરના સૈન્યની છાવણીમા રાજા કેશરીસિહ, પ્રમાદ તથા જાલીમસિહ ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે અરણ્યમા શિલા નીચે છુપાએલા ભેદની તપાસ કરવાની તૈયારી કરી રહ્યા હતા ત્રણે જણા પોતપોતાના અશ્વપર સ્વાર થઈ શિલા નીચે અદશ્ય થયેલાં મનુષ્યોને જે દિશા તરફથી આવતા પ્રમાદે પ્રથમ જોયાં હતાં તે તરફ નીકળી પડયા

સૂર્યોદય થયો હતો એટલે ગત રાત્રિની પેઠે પ્રમાદને રસ્તો શોધવાની મુઝવણુ પડી નહિ જોત જોતામાં તેઓ પેલા વૃક્ષોની ઘટા આગળ જઇ પહોંચ્યા અને અશ્વપરથી ઉતરી એમને વૃક્ષ સાથે બાંધી, પગે ચાલતા આગળ વધવા લાગ્યા

પ્રમાદ હર્ષભેર સૌથી આગળ રહી તેના સાથીઓને પોતાની પાછળ દોરતો હતો ગત રાત્રિએ અનુભવેલી ચોર, લૂટારાની શકાઓનો અંશ 'પણુ' તેના હ્રદયમા અત્યારે નહોતો. પત્થરની જબરજસ્ત શિલા પાસે જતાં તે થોભ્યો, અને રાજાને તે બતાવતાં કહ્યુ

" મહારાજ ! આ શિલા અને એની નીચે મે જોયેલા ચાર મનુષ્યો અદશ્ય થઇ ગયાં"

વળી જાલીમસિહને ઉદ્દેશી તેણે કહ્યુ " ચાલો, સેનાપતિજી ! અજમાવો તમારૂં સામર્થ્ય અને આ શિલા ઉપાડો "

જાલીમસિંહે શિલાની ચારે બાજુ તપાસી જોઇ અને તેના ઉપર જે કડુ હતું તે પકડી શિલા ઉઠાવવા જોર કર્યું, પણ તે ઉપડી નહિ. રાજા કેશરીસિંહને કાંઇક આશ્ચર્ય લાગ્યુ અને તેણે પ્રમાદને કહ્યુ "ચાલો આપણે ત્રણે જણા આપણુ બળ અજમાવી જોઇએ"

પ્રમાદ તૈયાર થયો અને ત્રણે જણાએ એકી સાથે તેમનુ તમામ જોર એકત્ર કરી શિલા ઉંચકાવવા પ્રયત્ન કર્યો પણ તે સહજ પણ ડગી નહિ.

" મહારાજ ! શિલાની નીચે જેવો ભેદ છે તેવો શિલા ઉપાડવામા ભેદ છે, એમ મને તો લાગે છે " આમ કહેતો જાલીમસિંહે જે કડાની મદદથી તેઓ શિલા ઉપાડવા પ્રયત્ન કરતા હતા તેને ધ્યાનપૂર્વક તપાસવા લાગ્યો તપાસતાં તપાસતાં તેણે જોરથી એ કડાને આમતેમ ફેરવવા માડ્યુ, એટલે તેને લાગ્યુ કે તે ગોળ ફરી શકે છે, અને તે શિલા સાથે મજબુત જડી દેવામા આવ્યુ નથી પણ તેને પેચ રાખવામા આવ્યો છે તેણે જરા વિશેષ બળ કરી તે કડાનો પેચ ફેરવવા માંડયો ખરેખર ! તેનુ ધારવુ ખરૂ પડ્યુ જેમ જેમ તે કડુ પેચ ફેરવી બહાર કાઢતો ગયો તેમ તેમ શિલા જમીનમા દબાતી ગઇ પ્રમાદ તથા રાજા કેશરીને એ આશ્ચર્ય જેવુ લાગ્યું, અને જાલીમસિંહની તર્કશક્તિને ધન્યવાદ આપતા કડુ કયારે બધુ બહાર નીકળે અને શિલા નીચે પડતા અદરનો ભેદ જણાય તે પાછીજ આતુરતાથી નિહાળવા લાગ્યા.

આમલગ પોણા ભાગનું કડુ બહાર નીકળતા શિલા નીચે જમીનમાં પાછી ઉતરી પડી, અને એચાર આટા વધારે ફેરવતા કડા સાથે તે એક બાજુપર લટકી પડી.

આ પ્રમાણે શિલા ખસી જતાં નીચે એક ઉંડો ખાડો અને તેમાં ઉતરવા માટે એક છોબંધ સીડી તેમની નજરે પડયાં વિલંબ કર્યા વિના ત્રણે જણા એક પછી એક તે ખાડામા ઉતરવા લાગ્યા પ્રમાદ અને રાજા કેશરી આગળ હતા અને જાલીમસિંહ તેમની પાછળ હતો તે એકેક પગથીયુ ઉતરતાં ઉપર લટકી રહેલી શિલા તરફ નજર કર્યા કરતો હતો તે જાણતો હતો કે એ શિલા પાછી એની મેળેજ બંધ થઇ જાય એવી કરામત બનાવનારે અવશ્ય ગોઠવેલી હોવી જોઇએ, અને તેથી જો બેદરકારીથી તેઓ ચાલ્યા જાય અને શિલા બંધ થઇ જાય તો બહાર નીકળવાનું મહા મુશ્કેલ પડે તેની અટકળ ખરી હતી સીડીના નીચેથી ગણતા ત્રીજે પગથીએ સૌથી આગળ રહેતા પ્રમાદનો જ્યાં પગ પડયો કે શિલા ઉચકાતી જાલીમસિંહે જોઇ તરતજ તેણે બૂમ મારી "સબૂર પ્રમાદસિંહ ! આગળ વધશો નહિ "

પ્રમાદ તેમ રાજા કેશરી જાલીમસિંહની બૂમથી ચોંકયા અને તેમણે પાછળ જોયું એટલે જાલીમસિંહે ઊંચકાતી શિલા બતાવતાં કહ્યું. "મહારાજ ! ઉતાવળે આંબા પાકતા નથી. એકેક પગથીઉ પાછા ચઢો પેલી શિલા ઉંચકાય છે અને આપણે બધાં પગથીઆ ઉતરી રહીશુ એટલે તે જેમ હતી તેમ બંધ થઇ જશે અને આપણે અંત્રેજ ફસાઇ પડીશુ "

પ્રમાદ તથા રાજા બન્નેને ખાત્રી થતા તરતજ તે એકેક પગથીઉ ઉપર ચઢી ગયા, એટલે શિલા પાછી હતી તેમ લટકી પડી

"શાબાશ ! જાલીમસિંહ ! તમે ઠીક અક્કલ દોડાવી નહિ તે અહીં ખરેખરા ફસાઇ જાત, હું ધારૂં છુ કે એ શિલા પાછી અદ

રથી કેવી રીતે ઉઘાડી શકાય તે આપણે પ્રથમ નક્કી કરી લઇએ" પ્રમાદે કહ્યુ

"સરદાર! અનુભવ વિના એ શિલા અંદરથી કેવી રીતે ઉઘાડાય છે તે જાણવુ મુશ્કીલ છે માટે મારો તો એ અભિપ્રાય છે કે એ શિલા સાથે પગથીઆનુ જે જોડાણ હોય તે બને તો દૂર કરી દેવુ, કે જેથી તે ફરી બંધ કરવાની કે ઉઘાડવાની કડાકુટજ મટી જાય," જાલીમસિંહે કહ્યુ

"બરાબર છે પ્રમાદસિંહ! જાલીમનુ કહેવુ વાસ્તવિક છે માટે ચાલો એ શિલા અને પગથીઆનુ જોડાણ તપાસી પ્રથમ તેનો નિકાલ કરીએ" રાજાએ જાલીમસિંહના મતને મળતાં કહ્યુ

ત્રણે જણા પાછા ઉપર ચઢયા, અને શિલા સાથે પગથીઆનુ કેવી રીતે જોડાણ કરવામા આવ્યુ છે તે તપાસવા લાગ્યા જરા બારીકીથી તપાસતાં તેમને જણાયુ કે શિના ઉપરના કડાના અગ્ર ભાગપરથી એક સ્પ્રીંગ ઠેઠ છેલ્લા પગથીઆ સુધી ઉતારવામા આવી હતી બહારથી કડુ ફેરવતા એ સ્પ્રીંગનો છેડો કડાના અગ્ર ભાગથી ખમતો ખસતો કડુ લગભગ પોણા ભાગ જેટલું ફેરવાઇ બહાર નીકળે, એટલે તેનાથી જુદો પડી જતો હતો અને તેમ થતાં તેના આધાર પર રહેલી શિલા લટકી પડતી હતી એવીજ રીતે નીચેથી ગણતા ત્રીજે પગથીએ દબાણ થતા સ્પ્રીંગ પાછી ખસીને કડાના અગ્ર ભાગ સાથે જોડાઇ જતી હતી, અને બાકીના બે પગથીઆપર દબાણ થતાં તે બહાર નીકળેલા કડાને આખી શિલા ઉચકી લેતી હતી અંદરથી આવનાર મનુષ્યને એ શિલા ઉઘાડવાની અને પાછી બંધ કરવાની કરામત જુદી હતી, પણ તે પ્રમાદ કે

જાલમ કાઇ શોધી શક્યુ નહિ, અને તે શોધવાનો તેમને અવકાશ પણ નહોતો તેમણે જે સ્પ્રીંગ તેમની નજરે પડી તેનું સઘાણુ તોડી નાંખ્યુ અને પગથીઆં ઉતરતા શિલા પાછી ઉચકાય છે કે કેમ તેની ખાત્રી કરી જોઇ ત્રીજે પગથીએ અને બીજે પગથીએ જતા પણ શિલા જેમની તેમ પડી રહેલી તેમણે જોઇ, એટલે નિર્ભય થઇ બાકી રહેલુ એક પગથીઉ પણ ઉતરી પડી તેમણે આગળ ચાલવા માડયુ

પચીસેક કદમ આગળ જતા એક મજબૂત લોખડી દ્વાર તેમની નજરે પડયુ તે કેવી રીતે ઉઘાડવુ તેની તેમણે તપાસ કરવા માડી પ્રમાદ તથા જાલીમ તેના પ્રત્યેક કડા ફેરવી ફેરવીને જોવા લાગ્યા તેમને ઝાઝી તપાસ કરવી પડી નહિ દરેક કડુ તપાસતાં સહજવારમાં દ્વારની ગુપ્ત ચાવી તેમના હાથમા આવી મધ્ય ભાગનું કડુ ફેરવતાં દ્વાર ઉઘડી ગયા, અને અદર નજર કતા તેમને લાગ્યુ કે એ ગુપ્ત ભોયરામાથી મોટી સુરગ ખોદી કાઢવામા આવી હતી

ત્રણે જણા હિમત ધરી સુરગમા પેઠા અને લગભગ એકાદ કોશ જેટલે અતરે ગયા એટલે તેના છેડા પરનુ દ્વાર તેમની નજરે પડયુ દ્વાર બધ હતુ તે ઉઘાડવા પ્રયત્ન કરવો કે કેમ તેનો ત્રણે જણા વિચાર કરવા લાગ્યા

"જરૂર આ સુરગ ચપાવતી નગરમાં જતી હોવી જોઇએ, અને એના જાણભેદુઓજ એ રસ્તેથી નગરમા ગયેલા હોવા જો ઇએ" પ્રમાદે કહ્યુ

"સરદાર! આપનું ધારવુ બરાબર છે પણ એની ખાત્રી કરવી

જોઈએ આ દ્વાર ઉઘાડીએ તો જણાય કે આ સુરગ ચપાવતી નગરમાંજ જાય છે કે અન્ય સ્થળે નીકળે છે " જાલીમસિંહે જણાવ્યુ

" એ ખરૂ પરતુ આ દ્વાર ઉઘાડવા પ્રયત્ન કરવો એ જોખમ ભરેલુ છે, કારણ કે જો સુરગને પહેરો હોય તો આપણે તરત પકડાઇ જઇએ અને મહેનત વ્યર્થ જાય " પ્રમાદે કહ્યુ

જાલીમસિંહે થોડો વખત વિચાર કર્યા બાદ જણાવ્યુ "સત્ય છે, સરદાર! તમે જણાવો છો તેમ એ જોખમ ખેડવુ સલાહ ભરેલુ નથી. ચાલો આપણે પાછા ફરીએ અને બહારથી એ સુરગ ક્યાં જાય છે તેની ખાત્રી કરીએ "

જાલીમનુ કહેવુ પ્રમાદને રૂચ્યુ તેમ રાજા કેશરીસિહને પણ વ્યાજબી લાગ્યુ, એટલે ત્રણે જણા આવ્યા હતા તે રસ્તે પાછા સુરગની બહાર નીકળી પડયા

બહાર આવી જે દિશા તરફ સુરગ હતી અને જેટલા અંતરે હતી, તે તરફ તેમણે તપાસ કરવા માંડી તો તેમને તે ચપાવતી નગરમાંજ જતી હોવાથી ખાત્રી થઇ તેમના આનદનો પાર રહ્યો નહિ સુરગને રસ્તેથી નગરમા પ્રવેશ કરવાનો તેમણે નિશ્ચય કર્યો. તરતજ છાવણી તરફ પાછા ફર્યા.

મધ્યાન્હ થયા બાદ થોડીક તોપો તથા સિપાઇઓ લઇ પ્રમાદ તથા જાલીમસિંહ પાછા એ સુરગ આગળ ગયા સિપાઇઓની મદદથી સુરગના છેડાપરના દ્વાર પાસે અને તેનાથી થોડે દૂર તોપો ગોઠવી તે બહારથી સળગાવાય એવી વ્યવસ્થા કરી સધ્યા સમયે તે પાછા છાવણીમાં ગયા સૈન્યને સજ્જ થઇ રહેવાનો પ્રમાદે હુકમ

કર્યો અને તેની બે ટુકડી પાડી, એક ચપાવતી નગરના દરવાજા આગળ રાખવા તૈયાર કરી, અને બીજીને સુરંગ તરફ કુચ કરવા આજ્ઞા કરી રાજા કેશરીસિંહને નગરના દરવાજા આગળ રહેનારી ટુકડીની સાથે જવા પ્રમાદે સૂચના કરી, અને પોતે જાલીમસિંહ સાથે રાત્રી પડતાં બીજી ટુકડી સાથે સુરંગ તરફ જવા નીકળી પડયો

---

## પ્રકરણ ૫૫ મું.

### સ્વપ્નવસ્થ મિત્રો

મૃદુ તથા સુલભને મહેલના એક ઓરડામાં આરામ લેતા આપણે જોઈ ગયા છીએ બન્ને જણા અતિ શ્રમીત થયેલા હોવાથી અલ્પ સમયમાજ નિદ્રાધીન થઈ ગયા હતા, પરંતુ તેમના મન અસ્થિર હતાં નિદ્રામા પણ તેમની વિચારમાળા તુટી નહોતી મૃદુના મનમા વિગ્રહના વિચારો રમણ કરી રહ્યા હતા, અને તેનુ સ્વપ્ન નિહાળી રહ્યો હતો, જયારે સુલભ તેની હૃદય દેવી કનકના પવિત્ર મુખારવિંદના સ્વપ્નમા દર્શન કરી રહ્યો હતો,

મધ્યાન્હ થઇ ગયા છતાં મૃદુ કે સુલભ ઉભયમાંથી કોઇ ભોજન કરવા પણ ગયુ નહિ, એટલે રાણી બુદ્ધિમતીને ચિંતા થઇ એક અનુચરદ્વારા તેણે પ્રધાન પાસે તેમની ખબર કઢાવી, પણ ત્યાંથી તેમનો કાંઇ ચોકસ પત્તો મળ્યો નહિ રાણીની ચિંતા વધી અને તે જાતેજ મહેલમાં તપાસ કરવા નીકળી તપાસ કરતા કરતાં જે ઓરડીમાં એ બન્ને મિત્રો સ્વપ્નવત સ્થિતિમા શયન કરી ગયા હતા

જ્યાં તે જઈ પહોંચી ઓરડીનું દ્વાર અર્ધ ઉઘાડુ હતુ એટલે મૃદુ તથા સુલભ તરતજ તેની દૃષ્ટિએ પડ્યા. ધીમેથી દ્વાર ઉઘાડી જોયુ તો બન્નેને ભૂમિપર નિદ્રાધીન થયેલા તેણે નિહાળ્યા. રાણીના કોમળ હૃદયમાં સ્વાભાવિક વાત્સલ્ય પ્રેમ ઉદ્‌ભવ્યો. ભવિષ્યના જામાત્ર અને ચંપાવતીના થનાર માલીક તથા તેના મિત્રને આવી સ્થિતિમાં પડેલા જોઇ તેમને શોચ થયો તેમને માટે યોગ્ય બંદોબસ્ત નહીં કરાવવાની તેની થયેલી ભૂલ માટે તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો.

એટલામાં બન્ને મિત્રો જાણે તેઓ અનુભવતા સ્વપ્નનુ દીગ-દર્શન રાણીને ન કરાવતા હોય તેમ એક પછી એક નિદ્રામાં લવારી કરવા લાગ્યા. મૃદુના મુખમાંથી નીકળતા ભાગ્યા તૂટ્યા, "મારો, કાપો—નહિ, નહિ,—દેવી! જવા દો ક્ષમા કરો ગમે તેવો પણ—એ—મારો બંધુ છે "ઇત્યાદિ ઉદ્‌ગારો નીકળતા હતા, જ્યારે સુલભ ઘડીકમાં "આવો, આવો, દેવી! દૂર કેમ ઉભા રહ્યા છો! આવો, એવા ઉદ્‌ગારો કાઢતો, તો ઘડીકમાં દેવી દેવલોકમાં વિરાજે છે તે યાદ આવતાં આક્રંદ કરતો, અને ઘડીકમાં તેનો પ્રાણ લેનાર દુશ્મનપર વૈર લેવાની પ્રતિજ્ઞા લેતો જણાતો હતો

એ બન્ને મિત્રોના ઉદ્‌ગારો શ્રવણ કરતાં રાણીએ તેમની સ્વપ્નવત્ સ્થિતિનુ અનુમાન કરી લીધુ વધુ સમય એ સ્થિતિમાં તેમને પડી રહેવા દેવા ઉચિત ન લાગવાથી તેણે અંદર જઇ જોર થી દ્વાર બંધ કર્યાં.

દ્વારના ખખડાટથી બન્ને મિત્રોની સ્વપ્ન માળા તૂટી. તેમના નેત્રો ઉઘડી ગયા. રાણી બુદ્ધિમતીને તેમની સમીપ ઉભેલી જોતાં તેમણે ઉભા થઇ તેને નમન કર્યું.

"ભાઇ આમ ભૂમિપર શામાટે પડી રહ્યા! ભોજન પણ તમે હજુ કર્યું નથી." રાણીએ વાત્સલ્ય પ્રેમ બતાવી બન્નેના મસ્તકપર હાથ મુકતાં કહ્યુ

"માતા, સહજ આરામ લેવા જતાં, શ્રમને લીધે નિદ્રાધીન થઇ જવાયુ" સુલભે તેણે શય્યામાં નહિ સુવાની લીધેલી પ્રતિજ્ઞા છુપાવતાં કહ્યું

"ચાલો, ફીકર નહિ તમે સ્નાન કરી ભોજન કરી લો" રાણીએ તેમને આગળ ચાલવાની ઇશારત કરતાં કહ્યુ

રાણીના સ્નેહયુક્ત અને વિનયપૂર્ણ વચનોથી મૃદુ તથા સુલભની તેના પ્રત્યેની માનની લાગણી ઘણી વધી તેમણે રાણીને નમન કરી સ્નાનગૃહ તરફ ચાલવા માડયું. રાણીએ તેમનો શ્રમ ઉતરે તેવી રીતે મર્દન કરી સ્નાન કરાવવા નોકરોને આજ્ઞા કરી, અને ભોજનશાળામાં તેમને માટે ખાસ રસોઇ તૈયાર કરાવી

સ્નાન તથા ભોજન વિધિ પૂર્ણ થયા બાદ બન્ને મિત્રો સજ્જ થઇ રાણીની આજ્ઞા લઇ, સંધ્યા સમય થતાં પ્રધાન પાસે ગયા

---

## પ્રકરણ ૫૬ મુ.

---

### સુરંગ તુટી–યુદ્ધના શરૂઆત.

રાજનગરનુ સૈન્ય વિદાય થયુ નથી પણ છાવણી નાખી પડેલુ છે, તે બાતમી પ્રધાને મેળવી હતી, મૃદુ તથા સુલભને તેણે એ હકીકતથી વાકેફ કર્યા, અને જો તેમની સલાહ હોય તો છાવણીપર

અણુચિન્તવ્યો હુમલો કરી, ચંપાવતીને એક મોટા ભયમાંથી મુક્ત કરવાની તેની ઇચ્છા દર્શાવી.

મૃદુ તથા સુલભને એ વાત રૂચીકર ન લાગી યુદ્ધ કરી અસંખ્ય મનુષ્યોના પ્રાણના બળિદાન આપવાના-વિચારશીલજ તે મૂળ વિરૂદ્ધ હતા તેમાં દુશ્મની જાણ બહાર અણુચિન્તવ્યો હુમલો કરવાનું અઘટીત કાર્ય કરવા બન્નેમાંથી એક પણ તૈયાર થાય એ અસંભવિત હતુ મૃદુએ વિનયપૂર્વક પ્રધાનને કહ્યુ, "પ્રધાનજી, આપ કહો છો તેમ કરી શકાય, પરંતુ તેમ કરવુ એ શૂરવીરોનુ ભૂષણ નથી. વળી એવુ અઘટીત પગલુ લેવાથી ચંપાવતી જેવા બળિષ્ટ રાજ્યના માનની પણ હાની થવા સંભવ છે હજુ આપણી પ્રજા કોઇ રીતે હેરાન થતી નથી અન્ન જળ મળી શકે છે તો પછી ઉતાવળ કરવાની શુ જરૂર છે!"

"અને હજુ જુઓ તો ખરા! કેટલો વખત કેશરીસિંહ છાવણી નાખી પડી રહે છે!" સુલભે મૃદુના વિચારને અનુમોદન આપતાં કહ્યુ

પ્રધાને બન્નેનું કહેવુ માન્ય રાખી પોતાનો વિચાર માંડી વાળ્યો, અને ત્રણે જણા સૈન્યની જે રચના કરવામાં આવી છે, તે અનુકૂળ થઇ પડશે કે કેમ તેનો વિચાર કરવા લાગ્યા; એટલામાં એક સૈનીક ત્યાં આવી પહોંચ્યો અને કહેવા લાગ્યો. "પ્રધાનજી, દુશ્મનનુ લશ્કર ઉત્તર દિશા તરફ જતુ અને થોડુ નગર તરફ આવતું દેખાય છે."

આ સમાચાર સાંભળતાંજ મૃદુ તથા સુલભ સૈન્યમાં જોડાવા તત્પર થયા આવેલા સૈનિકને વિદાય કરી, પ્રધાને મૃદુ તથા સુલ-

અને કહ્યુ. ' ખબરદાર, આમાં દુશ્મનો કાંઇ કાવત્રુ રચતા હોય એમ જણાય છે, નહિ તો ઉત્તર દિશા તરફ લશ્કર મોકલવાનું શુ પ્રયોજન ! ”

મૃદુ તથા સુલભ પણ વિચારમાં પડી ગયા થોડો સમય જતા પ્રધાનને કાંઇ યાદ આવ્યુ, અને તેની ધારણા ખરીજ એવો નિશ્ચય કરતા તેણે કહ્યુ. "મૃદુસિંહ, મને લાગે છે કે જે માર્ગે તમે આવ્યા તે માર્ગ દુશ્મનોના જાણવામા આવ્યો હોવો જોઇએ, અને આપણને નગર તરફ આવતી ટુકડી સામે રોકી'તે રસ્તેથી થોડુ લશ્કર નગરમાં લાવવા તેમણે યુક્તિ કરેલી હોવી જોઇએ માટે હવે વિલબ કર્યા વિના સુરગના મુખ આગળ પ્રથમ એક ટુકડી ગોઠવી દેવી જોઇએ ”

પ્રધાનની ધારણા મૃદુ તથા સુલભને વાસ્તવિક લાગી ત્રણે જણા સાથી લશ્કરની વ્યવસ્થા કરવા નીકળી પડયા

વાંચક ! અત્રે હવે જણાવી દેવાની જરૂર છે કે જે ચાર મનુ ષ્યોને શિલા નીચે અદશ્ય થયેલા પ્રમાદે જોયા હતાં, તે અન્ય કોઇ નહિ, પરતુ મહાત્માની પર્ણકુટીમાથી ચપાવતી આવવા નીકળેલા મૃદુ, સુલભ રાઘેશ્વરી તથા લતિકા હતા મૃદુ તથા સુલભ તેમના પોતાના અશ્વપર સ્વાર થયેલા હતા અને રાઘેશ્વરીના અશ્વપર રાઘેશ્વરી તથા લતિકા બેઠા હતા, અને તેથીજ ચાર મનુષ્યો અને ત્રણ અશ્વો કેવી રીતે ! ” એ શકા પ્રમાદને ઉદ્‌ભવી હતી. સુરગનો ગુપ્ત માર્ગ તથા તે ઉઘાડવા તથા બધ કરવાની ચાવી રાઘેશ્વરીને પ્રધાને મૃદુ તથા લતિકાને નગરમાં લાવવા બતાવી હતી, અને તે ચપાવતીથી પર્ણકુટીમાં એજ માર્ગે ગઇ હતી

મૃદુ તથા સુલભે સૈન્યની જે મોટી ટુકડી નગરના દરવાજા પર રાખવામાં આવી હતી, તેના બે વિભાગ પાડી, એકને ત્યાં રહેવા દીધી, અને બીજીને સુરંગ તરફ રવાના કરી દીધી દરવાજા આગળની ટુકડીના મધ્યમાં સુલભ રહ્યો, અને સુરંગ તરફ જતી ટુકડીની આગેવાની મૃદુએ લીધી પ્રધાનને તમામ ટુકડીઓની અવર નવર મુલાકાત લેવા છૂટા રાખવામાં આવ્યા

નગર તરફ આવતુ રાજનગરનુ સૈન્ય દરવાજા સમીપ આવી પહોંચ્યું, એટલે સુલભની આજ્ઞાનુસાર કીલ્લાપરથી તેના પર પ્રહાર શરૂ થવા માંડ્યા મૃદુ સુરંગ તરફ ટુકડી લઇ રવાના થયો, ત્યારે એ સૈન્ય ઘણું નજીક આવી પહોંચેલુ તેણે જોયુ હતું, અને તેથી તે તેની ટુકડ ને ઘણું જ ત્વરાથી સુરંગ તરફ દોડાવી રહ્યો હતો પરંતુ કર્મ સયોગે અર્ધ રસ્તે તે પહોચ્યો એટલામાં એક સામટી ચાર પાંચ તોપો ફૂટવાનો અવાજ તેના કર્ણે પડયો "દુશ્મનોએ સુરંગ ફોડી લાગે છે" એ વિચાર તરતજ તેને ઉદ્ભભવ્યો, અને તના સૈન્યને ઘણીજ ત્વરાથી આગળ વધવાની તેણે સૂચના કરી

ખરેખર, હતું પણ તેમજ પ્રમાદ તથા જાલીમસિંહ સૈન્ય સાથે તેમણે કરેલા ગોઠવણ પ્રમાણે મૃદુ સુરંગ તરફ જવા નીકળ્યો, તે પહેલાં પહોચી ગયા હતા રાત્રી પડી ચુકી હતી અને પ્રમાદે રાત્રીએજ લડવાનો નિશ્ચય કરેલો હતો, એટલે સુરંગ આગળ પહોંચ્યા બાદ વિલંબ કર્યા વિના દિવસે ગોઠવી મુકેલી તોપો ફોડી, સુરંગના દરવાજા તથા સુરંગ આખી તેણે તોડી નાખી. સુરંગ તૂટતા ચપાવતી નગરમા જવાનો માર્ગ ખુલ્લો થઈ ગયો પ્રમાદના આનંદની એ સમયે અવધિ નહોતી સુરંગ તૂટવાથી ઉડેલી ધુળ,

ફાકરી ઇત્યાદિ ...ગ સમાઇ ગયા કે તરતજ તેણે આખા સૈન્ય સાથે નગરમા પ્રવેશ કર્યો

સૂ.. તૂટવાથી થયેલા ભયંકર અવાજનો સ્વર નગરમાં ફેલાતા તમામ નગ..નાને પણ દુશ્મનના નગરમાં આવ્યાની શકા થઇ જે બ્હીકણ હતા તે ઘરમાં ગમે ત્યા સતાઇ જવાની તૈયારી કરવા લાગ્યા, જ્યારે ધૈર્યવાન તથા બહાદુરો સ્ત્રી વર્ગની રક્ષા કરવા તત્પર થયા

પ્રમાદના નિષ્ઠુર સૈનીકો નગરમા લૂટફાટ ચલાવતા આગળ વધ્યા જતા હતા ત્યાં માર્ગમાજ મૃદુના સૈન્યનો તેમને ભેટો થયો એક વિકાળ સિહની માફક ગર્જના કરી સૈનીકોને દુશ્મનોપર તૂટી પડવાની આજ્ઞા આપતો મૃદુ પોતાની સમશેર ઘુમાવતો જે જે પ્રતિપક્ષી વચમા આવતો તેને ઘાયલ કરવા લાગ્યો

થોડા વખતમાજ પ્રમાદે જોયુ કે મૃદુનું લડાયક સૈન્ય તેના લશ્કરને વધુ સમય ટકવા નહી દે, અને જો નગરના દરવાજાપર રહેલુ સૈન્ય નગરમાં ન આવી શકતા ત્યાંનુ ત્યાંજ ખપી જશે તો પાયમાલી થશે તેણે લડતાં લડતા પણ સૈન્યને નગરના દરવાજા તરફ જેમ બને તેમ ધસડી જવા જાલીમસિહને સૂચના કરી

પ્રમાદનો ઉદ્દેશ જાલીમસિહ સમજી ગયો અને તેની સુચના મુજબ વર્તવાનું વાસ્તવિક લાગવાથી તેણે મૃદુના સૈન્યની સામે પડવાને બદલે માત્ર પોતાના સૈન્યનો બચાવ કરતા આગળ વધવા માંડયુ

આ વાત મૃદુના જાણવામાં કે સમજવામાં આવી નહિ, એટલે તેનું સૈન્ આગળ છતા જાલીમસિહ એ સૈન્યમાંથી પોતાનું લશ્કર

આગળ ધસાવી ગયો સામા પક્ષનુ સૈન્ય બધુ આગળ નીકળી ગયું ત્યારે મૃદુને જણાયુ કે તેણે થાપ ખાધી, પરતુ નગરના દરવાજા સમીપ સુલભ એક ટુકડી સાથે ઉભેલો હતો, એટલે તેણે નિર્ભય થઇ જેમ જેમ દુશ્મનો આગળ વધતા ગયા તેમ તેમ તે પણ તેમની પાછળ કતલ ચલાવતો તેનુ સૈન્ય ધસાવતો ગયો

આ સગ્રામના સમાચાર અલ્પ સમયમા સર્વત્ર પ્રસરી ગયા સુલભ તથા પ્રધાનના કર્ણે પણ તેના ભણુકારા પહોચ્યા, અને તેમણે તાત્કાલિક એક ટુકડી મૃદુની મદદે રવાના કરી. પરતુ જે માર્ગે દુશ્મનનુ સૈન્ય આગળ આવતુ હતુ, તે માર્ગે ન જતા એ ટુકડી બીજે માર્ગે જવાથી તે મૃદુના સૈન્ય સાથે જોડાય એટલામાં દુશ્મનો નગરના દરવાજા આગળ પહોચી ગયા

તમામ ટુકડીઓ દરવાજા આગળ એકત્ર થઇ અને દુશ્મનો ઉપર ચપાવતીના લશ્કરે ભારે ધમારો કર્યો જાલીમસિહ પણ તેના સૈન્યને ઉશ્કેરતો સામા પક્ષપર તુટી પડયો ઉભય પક્ષના યોદ્ધાઓ સળગતી મસાલોના પ્રકાશમાં રણઘેલા થઈ યુદ્ધમા ઘુમી રહ્યા હતા આ તકનો લાભ લઇ પ્રમાદે થોડાક સૈનિકો સાથે એકદમ દરવાજા પર ધસારો કર્યો અને તે ઉઘાડી નાંખ્યા. દરવાજા ઉઘડતાજ કેશરીસિહ બહાર રહેલી ટુકડી સાથે નગરમાં પેઠો સામલો ઘણો વધી ગયો. પ્રમાદ તથા કેશરીસિહ પણ સામા પક્ષમાં કતલ ચલાવવા લાગ્યા ઉભય સૈન્યો ત્રણ વિભાગોમાં વહેચાઇ ગયાં હતા એક તરફ મૃદુ અને તેની સામે જાલીમસિહ હતો, બીજી તરફ સુલભ અને તેની સામે પ્રમાદ પડયો હતો, અને ત્રીજી તરફ ચપાવતીના પ્રધાન અને રાજા કેશરીસિહ સમશેરો ચમકાવી રહ્યા હતા. જેટલું

સૈન્ય દરવાજાની અંદર રહી શક્યું તેટલું અંદર અને બાકીનું દરવાજાની બહાર રહી યુદ્ધમાં ભાગ લેતું હતું

સૂર્યોદય થઇ ગયો, નગરજનો ચિંતાતુર ચ્હેરે કોઇ અગાશીમાંથી તો કોઇ છાપરે ચઢીને નગરના દરવાજા સમીપ મચી રહેલા ભયંકર યુદ્ધનું નિરીક્ષણ કરવા લાગ્યા રાણી બુદ્ધિમતી, લતિકા, ચંદ્રિકા તથા રાધેશ્વરી પણ રાજમહેલની અગાશીમાંથી ચંપાવતીના સૈનીકો કેટલી વીરતાથી રાજનગરના સૈન્યમાં કતલ ચલાવતા હતા તે નિહાળી રહ્યા હતા નિમેષ માત્રમાં રણભૂમિમાં મૃત્યુવશ થઇ પડતા મનુષ્યોને નિહાળી લતિકા તથા ચંદ્રિકાનાં કોમળ હૃદય અંતરથી ચીત્કાર કરવા લાગ્યાં, અને મૃદુ તથા સુલભને સુખરૂપ વિજય મેળવી પાછા મોકલવા એ બન્ને યુવતીઓ પરમાત્માની પ્રાર્થના કરવા લાગી

સૂર્યદેવ ચઢતા ચઢતા ગગનની મધ્યમાં પહોંચ્યાં છતાં યુદ્ધ જેમનું તેમ ચાલુજ રહ્યું ઉભય પક્ષના હજારો લડવૈયા તથા અશ્વો કપાઇ મુઆ ચંપાવતી નગરમાં લોહીની નદી વહી રહી હતી અને તે વહેતી વહેતી નગર બહાર પણ પહોંચી ગઇ સૈનીકોના પોશાક પણ રક્તથી છંટાઇ ગયા હતા ચંપાવતીના યોદ્ધાઓએ આટલા સમયમાં રાજનગરના તમામ સૈન્યને નગર બહાર કાઢયું હતુ, અને મધ્યાન્હ થઇ ગયા બાદ બન્ને પક્ષના લશ્કરો નગર બહાર યુદ્ધ કરી રહ્યા હતા

સંધ્યા સમય થવા આવ્યો અને બન્ને પક્ષના સૈનિકોનું બળ કમી થવા લાગ્યું મનુષ્યોના પ્રાણની હાની પણ એ પ્રમાણમાં ઓછી થઇ સામા પક્ષવાળા માને તો યુદ્ધ બંધ કરી બીજા દિવસ

પર તે મુલતવી રાખવાની મૃદુને ઇચ્છા થઇ  રાજનગરનું સૈન્ય યુદ્ધના નિયમોથી વિરૂદ્ધ વર્તતું હતુ, એટલે તે માન્ય કરશે કે કેમ તેની તેને શંકા હતી, છતા તેણે પોતાના સૈન્યમાં યુદ્ધ બંધ કરવાની આજ્ઞાનુ રણશીંગડુ વગડાવ્યુ  મૃદુની સામે જાલીમસિંહ હતો અને તે એક મહાન્ યોદ્ધો હતો, એટલે યુદ્ધના નિયમાનુસાર મૃદુના સૈન્યમાં રણશીંગડુ ફુંકાયુ કે તેણે પણ તેના સૈન્યમા યુદ્ધ બંધ કરવાની સંજ્ઞા કરી

રાજા કેશરીસિંહ અકળાયો હતો એટલે જાલીમસિંહના સૈન્યમાં યુદ્ધ બંધ થયુ કે તરતજ તેણે પણ યુદ્ધ બંધ કર્યું તેની સામે રહેલા ચંપાવતીના પ્રધાને પણ તેનુ અનુકરણ કર્યું

સુલભ અને પ્રમાદની ટુકડીઓમાં હજુ યુદ્ધ ચાલ્યા કરતુ હતુ, પરંતુ જ્યારે બીજી બન્ને ટુકડીઓએ યુદ્ધ બંધ કરેલું પ્રમાદે જોયુ, એટલે તેને પણ યુદ્ધ બંધ કરવાનુ રણશીંગડુ વગડાવવાની ફરજ પડી પ્રમાદના સૈન્યમાં રણશીંગડુ ફુંકાયુ કે તે સાથે સુલભના સૈન્યે પણ યુદ્ધ બંધ કર્યું, અને રાત્રિ પડતાં રાજનગરનું જીવતું રહેલું લશ્કર છાવણી તરફ વિદાય થઇ ગયું

ચંપાવતીના સૈન્યે નગર બહાર છાવણી નાખી અને નગરના દરવાજા બંધ કરાવી દીધા

---

# પ્રકરણ ૫૭ મું.

---

## જાલીમસિંહની પ્રતિજ્ઞા.

યુદ્ધ બંધ કરવાનું રણશીંગડું પ્રમાદને તેના સૈન્યમાં અણુ-છુટકે વગાડવું પડયું હતું, તેની આપણે ગત પ્રકરણમાં ઝાંખી કરી ગયા છીએ. યુદ્ધ મુલતવી રાખવાની તેની લેશ પણ ઇચ્છા નહોતી. સામા પક્ષવાળા યુદ્ધ બંધ કરે કે એકદમ તેમનાપર મારો ચલા-વવો એવો તેનો વિચાર હતો, પરંતુ જાલીમસિંહ તથા રાજા કેશ-રીસિંહે યુદ્ધ બંધ કરી દીધું, એટલે તે તેનો વિચાર અમલમાં મૂકી કે મુકાવી શકયો નહિ, અને અંતરમાં જાલીમસિંહ પર ક્રોધ કરવા લાગ્યો.

છાવણીમાં પાછા ફર્યા બાદ પણ તેનો ક્રોધ સમ્યો નહોતો. તેના મનમાં એમજ થઇ રહ્યું હતું કે વિજયની બીજી તક જાલીમ-સિંહે ગુમાવડાવી.

યુદ્ધમાં મૃત્યુ પામેલા તથા ઘાયલ થયેલા સૈનીકોનો અંદાજ કાઢી જાલીમસિંહ રાજા કેશરીસિંહ પાસે તંબુમાં ગયો કે તરતજ ત્યાં બેઠેલા પ્રમાદે તેને કટાક્ષમાં કહ્યું, "કેમ જાલીમસિંહજી, પૂરા ચોવીશ કલાક થયા નહોતા એટલામાં થાકી ગયા કે યુદ્ધ બંધ કરવાનું રણશીંગડું વગડાવી બેઠા !"

પ્રમાદના આ કટુ ભાષણથી જાલીમસિંહને ગુસ્સો તો ઉત્પન્ન થયો, પણ તે સહનશીલ અને ડાહ્યા સેનાપતિએ તે તેના મનમાંજ સમાવી દેતાં ઉત્તર આપ્યો "સરદાર, રણભૂમિમાં ભ્રમીત થવાનો

સવાલ હોતોજ નથી, પરતુ નીતિ અને અનીતિનો સવાલ તો રહે છે સામા પક્ષે યુદ્ધ બધ કર્યું એટલે આપણે પણ તેમ કરવુજ જોઇએ, અને તેમ કરીએ તેજ યુદ્ધ નીતિ કહેવાય."

"સમજ્યા તમારી યુદ્ધનીતિ, મારૂ પ્રથમથીજ કહેવુ હતુ કે રાજનગરના સૈન્યમાં સમયસૂચકતા વાપરી કાર્ય કરનાર એક પણ યોદ્ધો કે સેનાપતિ નથી હાથપર આવેલો વિજય તમે આજે હડ સેલી મૂકયો છે" પ્રમાદે ગુસ્સામા કહ્યુ.

આ અનીતિના અભિપ્રાયથી જાલીમસિંહ તેના મનપર કાબુ રાખી શકયો નહિ, અને ક્રોધાવેશમાંજ બોલી ઉઠયો 'ત્યારે શુ તમે યુદ્ધનીતિની વિરૂદ્ધજ સર્વ કાર્ય કરાવવા માગો છો ! એક વીર યોદ્ધો તે કદી પણ કરશે નહિ પ્રથમથીજ તમારી યોજના નીતિ વિરૂદ્ધની હતી. દુશ્મનને ચેતાવ્યા સિવાય અચાનક હુમલો કર્યો, દિવસને બદલે રાત્રિના સમયે યુદ્ધ કર્યું, અને યુદ્ધ ચાલુ થયા પછી પણ તમે કાવત્રુ કરી સામા પક્ષપર વિજય મેળવવાની ઇચ્છા રાખો છો ! ખરા શુરવીરોને એ છાજતુ નથી તમારી આવી યુદ્ધ નીતિ સમસ્ત રાજનગરના સૈન્યને શરમાવે છે અત્યાર સુધીનાં તમારાં નીતિ વિરૂદ્ધનાં કાર્યોમાં માત્ર એકજ વિચારથી કે રાજ નગરનું લૂણ ખાધુ છે તે હરામ ન કરવુ તેથી ભાગ લીધે, પરતુ રણ-ભૂમિપર પણ તમે અનીતિથી વર્તવા માગતા હશો, તો તેમાં જાલીમસિંહ કદી પણ ભાગ લેશે નહિ મહારાજાની આજ્ઞા હશે તો સેવક છૂટો થઇ જવા તૈયાર છે" છેલ્લુ વાકય બોલતા તે રાજા કેશરીસિંહ તરફ ફર્યો

રાજા કેશરી પ્રમાદપર ગુસ્સે થઇ રહ્યો હતો, પણ તેને કાંઇ કહેતા

તે અચકાતો હતો વળી તેની સ્થિતિ એવી હતી કે જાલીમસિંહ કે પ્રમાદ બન્નેમાંથી એકને છોડે અગર ગુસ્સે કરે, તો તેથી તે તેના પગ પરજ કુહાડો મારવા જેવુ હતું આથી તેણે નમ્ર સ્વરે જાલીમસિંહને કહ્યુ " જાલીમ, આમ ક્રોધ કરવાનું કાંઇ પ્રયોજન નથી અમુક કાર્ય પ્રમાદની ઇચ્છાનુસાર ન થયુ અને તેથી તેમના ક્રોધી સ્વભાવને અંગે બે શબ્દ કહ્યા, તો તે સમય જાઇ ગળી જવા આપણે યુદ્ધ કરી વિજય મેળવવા આવ્યા છીએ ત્યાં આમ અન્યો અન્યજ જયારે લડી પડીએ, તો પછી દુશ્મનો શું ધારે અને આપણો વિજય કેટલો દૂર જાય તેનો આપણે વિચાર કરવો જોઇએ. તમે ખરી બહાદુરીથી યુદ્ધ કર્યું છે, અને મારી તમને બન્નેને એજ વિનતી છે, કે આવી મતભેદની તકરારમાં ન ઉતરતાં તમે એકત્ર રહી કાર્ય કરો મારા વિજયની આશા એમાજ સમાયેલી છે માટે ભાઇ ! શાંત થાઓ અને જે કાર્ય હાથપર લીધુ છે તેને પાર ઉતારો "

રાજાના આ નમ્ર વચનોથી જાલીમસિંહ શાંત થયો બીજી તરફ પ્રમાદને પણ ભાન થયુ કે જાલીમસિંહ જેવુ રત્ન ગુમાવવાનો એ સમયનહોતો એટલે તેનો ક્રોધ પણ ઓછો થયો

થોડીવારે રાજાએ પૂછ્યુ " કહો ! જાલીમસિંહ, આપણા સૈન્યના શું સમાચાર છે ! "

" મહારાજ, સૈનીકોએ યુદ્ધમાં જરા પણ પાછી પાની કરી નથી, ચંપાવતીના પ્રબળ સૈન્ય સામે લાગલગટ વીશ કલાક યુદ્ધ કરવા છતાં આપણા સૈન્યનો ઝાઝો નાશ થયો નથી ત્રીશેક ટકા જેટલું લશ્કર ખપી ગયુ છે, અને ત્રણસોએક સૈનીકો ઘાયલ થયા

છે એમાના અર્ધા તો આવતી કાલના યુદ્ધમાં દાખલ થઇ શકે તેવા છે " જાલીમસિહે તેણે કાઢેલો અદાજ રજુ કર્યો

"આ હિસાબે આપણા સૈન્યનો નાશ ઘણો થયો હોય એમ લાગતું નથી, અને આવતી કાલના યુદ્ધમા જો આજના જેવુજ કૌશલ્ય અને વીરતા આપણા સૈનીકો બતાવે તો આપણા વિજયની સપૂર્ણ આશા રાખી શકાય " પ્રમાદ વચમા બોલી ઉઠયો

"મને પણ એમજ ભાસે છે જાલીમસિહ, મને આશા છે કે તમે તથા પ્રમાદસિહ આવતી કાલે વિજય ડકો વગાડતા ચપાન્તી નગરમા પ્રવેશ કરશો." પ્રમાદ બતાવેલી આશાથી જરા આનદમા આવી જતાં રાજાએ કહ્યુ

'મહારાજ, વિજય આપવો ન આપવા એ પરમાત્માના હાથમા છે, પરતુ આજે મારાપર મુકવામા આવેલા અભિપ્રાયથી મે તો નિશ્ચય કર્યો છે, કે આવતી કાલ મ્હાય તો વિજય થાઓ અગર જાલીમસિહનો દેહ રણભૂમીમાં પડો. મહારાજ, એટલી ખાત્રી રાખજો કે જાલીમસિહ કદી નિમકહરામી થયો નથી, અને થશે પણ નહિ " જાલીમે મનમાં લીધેલી પ્રતિજ્ઞા જાહેર કરી અને રાજાને નમન કરી તેના તબુમાં ચાલ્યો ગયો

તેના ગયા બાદ રાજા કેશરી તેની વીરતા અને વફાદારીની મનમા પ્રશસા કરવા લાગ્યો, દુષ્ટ પ્રમાદના બદલે પ્રથમથી તેની સલાહ નહીં લેવા માટે તેને અતરમાં પશ્ચાત્તાપ થવા લાગ્યો

જાલીમસિહની પ્રતિજ્ઞાથી પ્રમાદ ઝાંખો પડી ગયો હતો તે અતરમા તેના પર બળવા લાગ્યો, અને દાવ આવેથી તેને હાથ બતાવવાનો મનમાં નિશ્ચય કરી, રાજા કેશરીને મોઢે તેની પ્રશસા

કરતો તેને જે કટુ વચનો કહ્યાં હતાં તેને માટે ખોટો પ્રશ્ચાતાપ કરવા લાગ્યો

"ચાલો, જે થવાનું હતુ તે થઇ ગયુ હવે તેના વિચારો કરવા છોડી દઇ, ઉત્સાહપૂર્વક આવતી કાલના યુદ્ધમાં વિજય મેળવો એટલે બસ" આમ કહી રાજા કેશરીસિંહ શયન કરવા ઉઠયો. પ્રમાદ પણ ત્યાથી ઉઠી તેના તંબુમાં ચાલ્યો ગયો

ત્રણેમાથી એકેને નિદ્રા આવતી નહોતી જાલીમ પ્રમાદને ધિક્કારતો બીજા દિવસના યુદ્ધમા પોતાની પ્રતિજ્ઞા પુર્ણ કરવાના વિચાર કરી રહ્યો હતો યુદ્ધમાં તેણે જોયેલુ મૃદુનું શૌર્ય અને તેની યુદ્ધ ચાપલ્યતા તેની નજર આગળ ખડા થતાં તે અંતરથી તેની પ્રશસા કરતો હતો, અને જો વિજય ન મળે તો મૃદુ જેવા વીર નરના હાથે રણભૂમિપર મરવામા તે આનદ માનવા લાગ્યો

પ્રમાદ શય્યામાં પડયો પડયો બીજા દિવસના યુદ્ધમ. સુલભને સ્વધામ પહોંચાડી દેવાના વિચારોમા મશગુલ હતો, જ્યારે રાજા કેશરીસિંહ આમરદમથી ચિંતામા નિમગ્ન થઇ રહ્યો હતો જો યુદ્ધમાં પરાજય થયો તો ચંપાવતી લેવા જતા રાજનગર પણ જશે અને પોતાની ગાદી વલે થશે, એ ચિંતા બીજી ચિંતાઓ કરતા તેના હૃદયને રાત્રિ દિવસ કોર્યા કરતી હતી

રાજનગરનું સૈન્ય જ્યારે આરામ લેતુ હતુ અને તેના આગેવાનો આરામ લતા લેતા વિચારમગ્ન થઈ રહ્યા હતા, ત્યારે ચંપાવતીના સૈનીકો મૃત્યુ પામેલા સિપાઇઓના નગરમા તેમ નગર બહાર પડેલાં મુડદાં ઉઠાવી, ગાડાઓમા નાખી સ્મશાન ભૂમિ તરફ રવાના કરી રહ્યા હતા મૃદુ તથા સુલભ બીજા દિવસના યુદ્ધમાં વ્યુહ

રચના કેવા પ્રકારની રાખવી, તેની ગોઠવણ કરી રહ્યા હતા, અને ચંપાવતીના પ્રધાન કદાચિત્ દુશ્મનો રાત્રે છાપો મારે, તો બચાવ કરવા એક લશ્કરની ટુકડી તૈયાર રાખી, ચોમરદમ નજર રાખી રહ્યા હતા

રાજમહેલમાં સ્ત્રી વર્ગ તમામ ચિંતાતુર હતો રાણી બુદ્ધિમતી તથા રાજેશ્વરી અન્યો અન્ય એક બીજાને આશ્વાસન અને ધૈર્ય આપતાં હતાં, અને લતિકા તથા ચંદ્રિકા, મૃદુ અને સુલભનું રક્ષણ કરવા ઇશ્વરની આરાધના કરી રહ્યાં હતાં નિદ્રાદેવીએ તેમની પાસેથી પણ રજા લીધી હતી

---

## પ્રકરણ ૫૮ મું.

### યુદ્ધનો બીજો દિવસ—વિજય

સૂર્યોદય પૂર્વ દિશામાંથી પ્રગટ થતા પૃથ્વીપર ઝાંખો પ્રકાશ નાખી રહ્યા હતા, તે સમયે રાજનગરના તેમ ચંપાવતીના યોદ્ધાઓ પોશાક સજી, હથીઆરો દુરસ્ત કરી રહ્યા હતા રાજા કેશરીસિંહ, પ્રમાદ તથા જાલીમસિંહ પણ સજ્જ થઇ તંબુમાંથી બહાર નીકળ્યા આજના યુદ્ધમાં વિજય કે પરાજય એમાંથી એક નક્કી કરવાનો જાલીમસિંહે તેના મનમાં ઠરાવ કર્યો હતો, અને તેથી તે તેના હાથ નીચે મુકાએલી સૈન્યની ટુકડીમાં જઇ તેના સૈનીકોને પોતાની પ્રતિજ્ઞા જાહેર કરી, તેમનું યુદ્ધ ચાતુર્ય અને વીરતા પુરેપૂરાં બતાવવા સમજુત કરી રહ્યો હતો પ્રમાદ તથા રાજા કેશરીસિંહ પણ

પોતપોતાની ટુકડીના યોદ્ધાઓને આગલે દિવસે તેમણે બતાવેલી વીરતાની પ્રશંસા કરી એથી અધિક શૌર્ય વાપરી શત્રુનો પરાજય કરવા ઉશ્કેરવા લાગ્યા

રાજનગરની છાવણીમા આ પ્રકારની તૈયારીઓ ચાલી રહી હતી, ત્યારે ચંપાવતીનું સૈન્ય સજ્જ થઇ, શત્રુના આવવાની રાહ જોતું ઉભુ હતું આગલા દિવસની પેઠે આજે પણ સૈન્યના ત્રણ વિભાગ પાડી દેવામાં આવ્યા હતા, અને ચંપાવતીના પ્રધાન, મૃદુ તથા સુલભ એકેક ટુકડીના મધ્યસ્થમાં સજ્જ થઇ અશ્વારૂઢ થયેલા હતા

જોતજોતામાં સૂર્ય નારાયણે નભમાથી બહાર નીકળી આવી ચોગરદમ પ્રકાશ ફેલાવી મૂકયો, અને રાજનગરના સૈન્યે રણશીંગડા પુંકતાં કુચ કરવા માંડી ચંપાવતીના સૈન્યમા એ રણશીંગડાનો અવાજ જતાંજ તેમણે પણ રણશીંગડા વગાડવાં ચાલુ કરી, આજે નગરથી દૂર યુદ્ધ કરવાનો તેમણે નિશ્ચય કરેલો હોવાથી આગળ શત્રુની સામે વધવા માંડયુ

અલ્પ સમયમાજ બન્ને સૈન્ય એક વિશાળ મેદાનમાં ભેગા થયાં, અને બન્ને પક્ષમા શુરવીરોને શુરાતન ચઢાવનારા રણશીંગડાના નાદ થવા લાગ્યા ઉભય પક્ષના યોદ્ધાઓ સમશેર ચમકાવતા રણઘેલા થઇ એક બીજા પર તુટી પડયા રાજનગરનુ સૈન્ય મરવા કે મારવાના નિશ્ચય પર આવેલુ જોઇ ચંપાવતીના સૈનીકોનું પણ ઝનુન વધવા માંડયુ. આ દારૂણ યુધ્ધમાં બન્ને પક્ષના કેટલાએ સૈનીકો જોતજોતામા મરણને શરણ થઇ ગયા.

મધ્યાન્હ થતાં રાજનગરનુ લગભગ અર્ધ ભાગનું સૈન્ય ખપી

ગયુ ચ પાવતીના લશ્કરમાંથી પણ લગભગ એટલોજ નાશ થયો હતો, પરંતુ તે લશ્કર ઘણુ મોટુ હોવાથી થયેલો નાશ એકાએક માલમ પડી આવતો નહોતો. આજના સમામથી ગમે તે એક પક્ષનો વિજય વા પરાજય નિશ્ચિત થઇ જશે, એ લડતા સૈનીકો તરફ નજર નાખતાજ જણાઇ આવતું હતું

મૃદુ સુલભ તથા ચ પાવતીના પ્રધાન પોત પોતાના પ્રતિસ્પર્ધી સાથે દારૂણ જ ગ મચાવી રહ્યા હતા જાલીમસિંહ મૃદુને અશ્વપરથ પાડવા તેનાથી બનતી તમામ કળાઓ અજમાવવા લાગ્યો, પણ એકેમા તે ફાવ્યો નહિ મૃદુની યુદ્ધ નિપુણતા માટે તે તેની પ્રશ સા કરવા લાગ્યો, અને પ્રમાદને બદલે જો મૃદુ રાજનગરની સહાયમા હોય તો વિજય અવશ્ય મળે એમ માનવા લાગ્યો.

સુલભ તેની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા કનકનુ સ્મરણ કરી, પ્રમાદ ઉપર દાવ આવે ઘા કર્યે જતો હતો, પરતુ પ્રમાદ પણ તેનાથી બનતુ કૌશલ્ય વાપરી તેની નેમ ચુકાવતો હતો

રાજા કેશરીસિંહ અને ચ પાવતીના પ્રધાનનુ યુદ્ધ સાધારણ ચાલ્યા કરતું હતુ દુશ્મનને અને તેમાં ખાસ કરીને દુશ્મન રાજ્યના નૃપતિને મારવા કરતા તેને કેદ કરવામાં સામાપણુની એ પ્રધાન સમજતો હતો અને તેથી પ્રસગો આવવા છતાં તે રાજા કેશરી પર જીવલેણ ઘા કરતો નહોતો

સુર્યનારાયણ જેમ જેમ અસ્તાચલ પર્વત પ્રતિ ગમન કરતા ગયા તેમ તેમ રાજનગરના સૈન્યમાં ઘઘાડો થતો ગયો અને સૈનીકો નિર્બળ થતા ગયા લગભગ સ ધ્યા સમય થવા આવ્યો એટલામાં મૃદુ જે તરફ લડતો હતો ત્યાના સૈન્યમાં ભ ગાણુ પડયુ રાજનગરના

સૈનીકો નાસતા બીજી ટુકડીની મદદમાં જવા લાગ્યા સેનાપતિ જાલીમસિહ મૃદુ સામે ઝાઝો સમય ટકી શક્યો નહિ દાવ જોઇ મૃદુએ "જયદેવી" ના ઉચ્ચારણ સાથે એક ઘા એવો સખત કર્યો કે સેનાપતિ તથા તેનો અશ્વ બન્ને મરણ તોલ થઇ ભૂમિપર ઢળી પડયા. પડતા પડતાં પણ જાલીમસિહના મુખમાંથી મૃદુને માટે પ્રસંશક ઉદગારો નીકળી પડયા ' શાબાશ ! કુલીનસિહના કુલીન કુમાર ! ધન્ય છે તારી વીરતાને ! તારા જેવા વીરના હાથે મારૂ મૃત્યુ થાય છે, તેથી મને આનદ અને શાંતિ બન્ને મળ્યાં છે."

ભૂમિપર મૃત્યુવશ થઇ પડેલા જાલીમસિહના આ ઉદ્ગારો સાભળતા મૃદુને તેને માટે માનની લાગણી ઉત્પન્ન થઇ અને તેણે કહ્યુ "વીર જાલીમસિહ, તમારા જેવા નર રત્નની રાજનગરને પણ ખોટ જણાશે. લાચાર છુ યુદ્ધમા કોઇ કોઇનો બચાવ કરી શક્તુ નથી" મદુ પૂરૂ બોલી રહે તે પહેલા જાલીમસિહનો આત્મા પરલોક ગમન કરી ગયો તેની પ્રતિજ્ઞા પૂર્ણ થઇ એ વીરનરની લાશ રણભૂમિમા રખડતી ન રહેવા દેતા, મદુએ તેના સૈનીકોને તે દૂર કોઇ નિર્ભય સ્થાને મુકી આવવા આજ્ઞા કરી, અને પોતે સુલભની મદદમા જઇ પહોચ્યો

જાલીમસિહ મરાયાની બૂમ આખા સૈન્યમા ફેલાઇ ગઇ પ્રમાદ તથા રાજા કેશરીને પણ તેના સૈન્યને વિખરાતુ જોઇ જોખીમ પડયાની ખાત્રી થઇ સેનાપતિ જાલીમના મત્યુથી રાજા કેશરી ગભરાયો તેને લડયા સિવાય અન્ય ઉપાય નહોતો એટલે મરણીઆ થઇ તેણે તેના પ્રતિસ્પર્ધી ઉપર ઉપરા ઉપરી ઘા કરવા માંડયા

આ તરફ પ્રમાદ ડગ્યો નહોતો જાલીમસિંહના પડવાના સમાચાર જાણી શત્રુપક્ષના એક આગેવાનને પાડવાના નિશ્ચય પર તે આવી ગયો દાવ જોઇ સુલભને પાછળથી ઘા કરવાનો વિચાર કરીને તેની સામેથી ખસી ગયો, અને શત્રુ દળમા ભારે કતલ ચલાવવા માંડી, પણ તે જાણતો નહોતો કે તેની મુરાદ બર આવે તેમ નહોતુ મૃદુ છૂટો થતાં સુલભની પડખે જઇ ઉભો હતો, અને જે દુશ્મનો હાથમા આવે તેને ઘાયલ કર્યો જતો હતો થોડીવારે પ્રમાદની દૃષ્ટિ તેના પર પડી, અને સુલભને મારવાના કાર્યમાં તેને અંતરાયરૂપ થયેલો જોઇ ખીજવાયો હિંમત ધરી તે પાછો સુલભની સામે આવ્યો, અને તેના અશ્વપર તેણે સખત ઘા ઉગામ્યો ચાલાક સુલભે એ ઘા ચુકાવ્યો અને સમશેર ચમકાવતો પ્રમાદ ઉપર ઘા કરવા લાગ્યો આ બે મહાન્ યોદ્ધાઓનુ યુદ્ધ એવુ ઝામ્યુ અને તેઓ એક બીજાના ઘા એવી ચાલાકીથી ચુકાવવા લાગ્યા, કે જોનાર માત્ર તેમની પ્રશંસા કર્યા વિના રહે નહિ. આવુ યુધ્ધ ઝાઝો સમય ટકી શકતુ નથી એ બે યોધ્ધાઓના સંબંધમા પણ એમજ થયુ સુલભે એક ઘા એવો ઉગામ્યો કે તે ચુકવવાને પ્રમાદને તે તેની તરવાર પર ઝીલી લેવો પડયો તરવાર પર ઘા પડતાજ તેના બે કકડા થઈ ગયા પ્રમાદનો અશ્વ ચમક્યો અને તે સાથેજ તે તેના પરથી ગબડી પડયો. સુલભ પણ તકજોઇ નિમેષ માત્રમા અશ્વપરથી કુદી પડી, ભુમિપર પડેલા પ્રમાદની છાતી પર ચઢી બેઠો

" દુષ્ટ ! મારી કનકના પ્રાણઘાતક ! આજે તમને હવે યમસદનમા પહોચાડી મારે દેવીનુ વૈર વસુલ કરુ છુ " આમ બોલતા સુલભે કમ્મરમાથી કટાર કાઢી, તે પ્રમાદની છાતીમાં ખોસી દેવા

ઉગામી, એટલામાં એકાએક પાછળથી તેનો કટારવાળો હાથ પકડી કોઇએ કહ્યુ " સબુર! સુલભરાય! ક્ષમા "

સુલભે પાછુ જોયુ તો મૃદુને તેનો હાથ પકડી ઉભેલો જોયો

" મૃદુસિહ, છોડો. આ પાપીનો પ્રાણ લઇ મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા દો " ઉશ્કેરાયલા સુલભે મૃદુના હાથમાથી પોતાનો હાથ છોડાવવાનો પ્રયત્ન કરતા કહ્યુ

" નહિ, સુલભભાઇ! ક્ષમા એ ગમે તેવો પાપી છે પરતુ મારો ભાઇ છે માટે મારી ખાતર પણ એને જીવિતદાન આપો " મૃદુ સુલભને નમ્રપણે વિનવવા લાગ્યો

મૃદુ! હજુ પણ આ પાપીપર દયા બતાવે છે! એ નરાધમને " ભાઇ " કહેતા તારી જીભ કેમ ઉપડે છે! આમ કહી પ્રમાદની છાતી પરથી ઉઠતા ઉઠતા તેને ઉદ્દેશી પુનઃ કહ્યુ "દુષ્ટ! ધન્ય છે આ મૃદુને કે તે આટલુ આટલુ તેને દુખ દીધુ, છતા તેની મૃદુતા છોડતો નથી, અને તારા જેવા નરપિશાચને જીવિતદાન અપાવે છે જા પાપી! તારા દુષ્કૃત્યોને ભુલી જઇ તને અત્યારે જીવતો છોડુ છુ."

સુલભ જેવો પ્રમાદની છાતી પરથી ઉઠયો કે મૃદુ તેને " ભાઇ મહાન્ ઉપકાર કર્યો. " એમ કહી ભેટી પડયો પ્રમાદ પણ જમીન પરથી ઉભો થયો અને શુ કરવુ તેનો વિચાર કરવા લાગ્યો

" ભાઇ મૃદુ, આ દુષ્ટને છૂટો મુકવાની જરૂર નથી. એને જીવિતદાન તો આપ્યુ પરતુ એને કેદ કરવોજ જોઇએ "

સુલભનુ કહેવુ માન્ય રાખી, મૃદુ સૈનીકોને પ્રમાદને કેદ કરવાની આજ્ઞા કરે છે, એટલામાં રાજા કેશરીસિહના સૈન્યમા નાશ ભાગ

થવા માંડી કોઇ કહેવા લાગ્યુ કે પ્રધાનજી પડયા અને કોઇ કહે કે રાજા કેશરી પડયો મૃદુ તથા સુલભનું બન્નેનું લક્ષ તે તરફ દોરવાયુ, અને પ્રમાદનો કાંઇ વિચાર કર્યા વિના અશ્વારૂઢ થઇ જે તરફ પ્રધાનની ટુકડી લડતી હતી ત્યાં જવા નીકળી પડયા.

મરણીઆ થઇ પડેલા રાજા કેશરીના ઘા ચપાવતીનો અમાત્ય ઝાઝો સમય ચુકાવી કે ઝીલી શકયો નહિ રાજાનો પ્રાણ ન લેતાં તેને કેદ કરવાનો તેનો નિશ્ચય તેને છોડવો પડયો, અને મરણીઆ થઇ તેણે પણ કેશરીસિહના ઉપર સામા ઘા કરવા માંડયા અલ્પ સમયમાંજ પ્રધાનના એક ઝપાટાથી કેશરીસિહ અશ્વપરથી ગબડયો લોહીથી તરબોળ થયેલી રણભૂમિપર પડતાંજ તેનો આત્મા પચત્વ પામી ગયો, અને ચપાવતીનો વિજય પણ નિશ્ચિત થયો

રાજા કેશરી પડયો એટલે ગજનગરનુ જે જુજ સૈન્ય ત્યાં એકઠુ થયુ હતું તે નાસવા લાગ્યુ પ્રમાદને રાજાના મરાયાના સમાચાર મળતા તે નિરાશ થયો હવે શુ કરવુ તેનો તે વિચાર કરવા લાગ્યો તે જાણતો હતો કે મૃદુ પાછો ફરતા તરત તેને કેદ કરશે દુશ્મનના કેદખાનામા રહી છેવટે તેનું શરણ સ્વીકારવાનુ તેને યોગ્ય લાગ્યુ નહિ, આથી મૃદુ તથા સુલભ પાછા ફરે તે પહેલાં તેની દેખરેખમાં રહેલા જુજ સૈનીકો, જે વિજય મળતાં આનંદમાં આવી ગયા હતા, તેમની નજર ચુકાવીને ત્યાથી પલાયન કરી ગયો

મૃદુ તથા સુલભ પ્રધાનની પાસે પહોચે તે પહેલા રાજા કેશરીના પડયાની અને વિજય નિશ્ચિત થયાની ખરી બાતમી તેમને મળી હતી ચપાવતીના સૈન્યમા વાગી રહેલા વિજય ડકા પણ તેમને કાને પડયા, અને પ્રધાનજી પણ તેમને સૈન્ય સાથે આવતા

સામા મળ્યા

પ્રમાદ પડયાના સમાચાર પ્રધાનને મળ્યા હતા, પરતુ તે મરણ પામ્યો કે કેદ થયો છે તે તે જાણુતો નહોતો, એટલે તેને માટે તેણે સુલભને પ્રશ્ન કર્યો. પરંતુ એટલામાંજ એક સૈનીક આવી તેના પલાયન કરી ગયાના સમાચાર જણુાવ્યા

સુલભને આથો ખેદ થયો પરતુ મૃદુએ તેને ધીરજ આપતા તેને શોધીને કેદ કરી લાવવા વચન આપ્યુ

વિજય ડકો વગાડતુ સૈન્ય નગરમા ગયુ નંગરજનોએ સૌને આનદથી વધાવી લીધા રાજમહેલમાં પણુ વિજયના શુભ સમાચાર પહોચતાં આનદ પ્રસરી રહ્યો લતિકા તથા ચદ્રિકાએ મૃદુ તથા સુલભને મહેલના દરમાં પેસતાજ પુષ્પથી વધાવી લીધા રાણી બુદ્ધિમતી તથા રાધેશ્વરીએ તેમના પર આશીરવચનોનો વરસાદ વરસાવવા માડયો,

વિગ્રહ દરમ્યાન ચપાવતીના સૈન્યમાં જે સ્વયસેવકો જેડાયા હતા, તેમાંથી સદ્‌ભાગ્યે બહુજ જુજ માણુસોનો સહાર થયો હતો, અને તેથી યુદ્ધની વિજયી સમાપ્તિ થતા ચાર રાત્રિથી ભય તથા ઉજાગરો સહન કરતા નગરજનોમા શાતિ પ્રસરી હતી રાજમહેલમાં પણુ આનદ અને શાંતિએ સ્થાન લીધુ પ્રમાદના નાશી જવાથી મૃદુ તથા ચદ્રિકા સિવાય અન્ય જનોને અતરમા ખેદ થતો હતો, પરતુ વિજયના આનદમા તે દબાઇ જતો હતો મૃદુ અને ચદ્રિકાના હૃદયમાંથી ભ્રાતૃ સ્નેહ ગયો નહોતો, અને તેથી પ્રમાદને પલાયન કરી જવાનો પ્રસંગ મળ્યો, તેથી એક રીતે અતરમાં તેમને સ્વલ્પ નદ થયો હતો

ચંપાવતીના પ્રધાન, મૃદુ તથા સુલભ અતિ શ્રમીત થયેલા હતા છતા તેઓ આરામ ન લેતાં, રાજનગરની શું વ્યવસ્થા કરવી તેનો વિચાર કરવા લાગ્યા વિચાર કરતા રાણી બુદ્ધિમતી તથા પ્રધાનની સલાહ મુજબ સુલભે રાધેશ્વરીને સાથે લઇ પરોઢીએ રાજનગર તરફ પ્રયાણ કરવું, અને ત્યાની પ્રજાને આશ્વાસન આપી, બીજી ગોઠવણ થાય ત્યા સુધી રાજનગરમાંજ રહેવું એવો નિશ્ચય થયો બીજી તરફ મહારાજા શૂરસેનનું સુતક ઉતર્યા બાદ તેમજ તેમની માસીક મરણ ક્રિયા પૂરી થયા બાદ મૃદુ તથા લતિકાના લગ્ન કરી, ચંપાવતીની રાજગાદી મૃદુને સોંપવા ઠરાવ કરવામા આવ્યો લગ્નવિધિ તેમજ રાજ્યાભિષેક થાય તે અગાઉ પ્રમાદને શોધી લાવવાની મૃદુની ઇચ્છા હતી, અને તેથી મહાત્માશ્રીને વિજયના શુભ સમાચાર જણાવવા જવાને બહાને સુલભની સાથે તેણે પણ પરોઢીએ પ્રયાણ કરવાની રાણીની આજ્ઞા મેળવી લીધી

---

## પ્રકરણ ૫૯ મું.

---

### અજબ-વિમળા કારાગૃહમાં.

વાચક ! ચંપાવતીમા તો શાંતિ થઇ અને પ્રભાત થતા સુલભ તથા રાધેશ્વરી રાજનગર તરફ જવા નીકળશે, પણ તેમના જતાં અગાઉ ત્યાંની શું સ્થિતિ છે તેનું જરા અવલોકન કરીએ.

રાજા કેશરીસિંહનું આજ્ઞાપત્ર લઇ પ્રમાદે કરેલી શુભ સૂચનાનું મનન કરતો, મીઓં જમાલ જ્યારે ચંપાવતીમાં બીજા દીવસના યુદ્ધની

શરૂઆત થઇ, ત્યારે રાજનગરમા જઇ પહોચ્યો હતો અલ્પ સમયમા નગરમાં તથા તેની રાંક પ્રજામા થયેલો ફેરફાર નિહાળતાં મીઆં દિગ્મૂઢ થઇ ગયો નગરના વડા ચૌટાની મધ્યમા તેમજ પ્રત્યેક દુકાનોમા લોકોની જે ઠઠ પ્રભાતમા જામી રહેતી હતી, તેને બદલે બજારમા હડતાલ પાડી લોકોનાં ટોળેટોળા કોઇ રાજા કેશરીને તો કોઇ પ્રમાદને રાજનગરના કાળરૂપ ગણી ધિક્કારતા તેની દૃષ્ટિએ પડયા કેટલેક સ્થળે લોકોની સભાઓ ભરાયેલી પણ તેની નજરે પડી, અને એ સભાઓમાં ડોકટર અજબ તથા તેની સાધ્વી સ્ત્રી વિમળાને આગળ પડતો ભાગ લેતા પણ તેણે જોયા આખા નગરમા ઉપસ્થિત થયેલા ખળભળાટનુ અવલોકન કરતો જમાલ રાજ્યમત્રા પાસે જઇ પહોચ્યો, અને રાજા કેશરીસિહનું આજ્ઞાપત્ર તેની આગળ રજુ કર્યું

મત્રી રાજાની આજ્ઞા આવવાની રાહજ જોઇ રહ્યો હતો, એટલે મીઆ જમાલે આપેલો પત્ર, તે ઉપર કરેલી મહોર તપાસી તરતજ ઉધાડી તેણે વાંચવા માડયો. બે ત્રણવાર તે પત્ર વાંચી ગયો. વાંચતાં વાંચતા તેના ચ્હેરાપર કોઇ મહાન્ આપત્તિ આવી પડતાં ઉપસ્થિત થતી ચિતાના ચિન્હો જણાવા લાગ્યા પત્ર હાથમાથી નીચે મુકી તે ઘડીભર ગભીર વિચારમા ગરક થઇ ગયો. રાજાજ્ઞા અમલમાં મુકવાનુ તેને યોગ્ય લાગ્યુ નહિ તે સમયની પરીસ્થિતિનો વિચાર કરતાં અજબ અને વિમળાને કેદ કરવામા આવે તો નગરજનો વધારે ઉશ્કેરાશે એવી તેને ખાત્રી હતી. અને તેમ થતાં જો રાજાની આજ્ઞાનુસાર લડાઇનો કાયદો અમલમાં મુકવામાં આવે, તો શાંતિ થવાને બદલે રાજા અને પ્રજા ઉભયના નાશનુ બીજ રોપાવાની તેને ધાસ્તી લાગતી હતી.

મંત્રીની સ્થિતી "સુડી વચ્ચેની સોપારી" જેવી થઇ રહી. રાજાજ્ઞા અમલમાં ન મૂકે તો પોતાને દુઃખ હતુ, અને તે અમલમાં મુકવી એ રાજ્યને હાનિકારક હતું. ઉભયમાંથી કોનું હિત જોવુ તેનો મંત્રી એકાએક નિર્ણય કરી શકયો નહિ. જો તે કેવળ સ્વતંત્ર વિચારવાળો ન્યાયી અને દેશાભિમાની નર હોત, તો પોતાના સ્વાર્થનો ત્યાગ કરવા તરતજ તત્પર થાત, તેમ જો તે કેવળ સ્વાર્થી હોત તો પ્રજાના કલ્યાણ અકલ્યાણનો વિચાર કર્યા વગર તેનો સ્વાર્થ સભાળી રાજાજ્ઞા તાત્કાલિક અમલમાં મુકત. પરંતુ મંત્રીનો સ્વાર્થ મય, દેશાભિમાન ઇત્યાદી અર્ધ દગ્ધ સ્થિતિમા મુકાયલા હતા તેનામા ઉચ્ચ સંસ્કારોએ વાસ કરેલો હતો, પરંતુ કેશરીસહ જેવા રાજાના દરબારમા તે પોષિત થવાને બદલે તેમાં મલિનતા અને સ્વાર્થે મોટે ભાગે પગ પેસારો કરી દીધો હતો આથી માત્ર થોડા ઘણા રહેલા સુસ્કારોના પ્રતાપે રાજ્યના કલ્યાણ તરફ મંત્રી નજર કરી શકયો, પરંતુ છેવટનો વિચાર તો તેનો પોતાનો સ્વાર્થ જોવા તરફજ ઉતર્યો ડોકટર અજબ તથા વિમળાને કાઇ યુક્તિ કરી કેદ કરવાનો તે વિચાર કરવા લાગ્યો નગરજનોની મધ્યમાં એ બન્નેને કેદ કરી લઇ જવાં તેને વાસ્તવિક લાગ્યુ નહિ અજબ તેને ઘેર જાય ત્યારે ત્યાથી તેને તથા તેની સ્રીને એકદમ કેદ કરી ગુપચુપ કારાગ્રહમાં પૂરી દેવાનો તેણે નિશ્ચય કર્યો. શહેર ફોજદારને તેને તાત્કાલિક તેડાવી મંગાવ્યો, અને તેને સિપાઇઓની એક નાનકડી ફોજ સાથે અજબને ઘેર જઇ તેને તથા તેની સ્રીને ગુપ્ત રીતે કેદ કરી લાવવા આજ્ઞા કરી ભીઆં જમાલને પણ ફોજદારની મદદમા રહેવા મંત્રીએ સૂચના કરી, અને પોતે કદાચિત્ લડાઇનો કાયદો

અમલમા મુકવો પડે તો તેને માટે જોઇતી તૈયારી તથા બંદોબસ્ત કરવામાં રોકાયો

અજબ તથા વિમળા નિર્ભયતાથી તેમણે હાથપર લીધેલી પ્રવૃતિમા નિમગ્ન થઇ રહ્યા હતા એ દંપતિએ નગરજનોનો સંપૂર્ણ વિશ્વાસ સંપાદન કરી લીધો હતો, અને કેટલાક રાજ્યનિપુણ કર્મચારીઓ કે જેઓ દરબારની નોકરીમાંથી મુક્ત થઇ ગયા હતા, તેમની મદદ અને સલાહથી રાજનગરની પ્રજાને સ્વતંત્ર બનાવવા પ્રાથમિક યોજનાઓ રચી રહ્યા હતા •

સંધ્યા સમય થતા એ દંપતિ તેમના નિવાસ સ્થાને ગયા. ચંપાવતીમાં ચાલી રહેલા યુધના સમાચાર જાણવા અજબ ઘણો ઉત્સુક થઇ રહ્યો હતો, કારણકે એ વિગ્રહના પરિણામ ઉપર તેણે હાથપર લીધેલા કાર્યની સાફલ્યતાનો મોટો આધાર હતો, પરંતુ અધાપિ તે કાંઇપણ સમાચાર મેળવી શકયો નહોતો જો વિમળા હિંમત કરે તો તેને ચંપાવતી મોકલી સમાચાર મંગાવવાની ઇચ્છા થઇ, અને તે વિમળાને જાહેર કરવાનો વિચાર કરે છે, એટલામાં કેટલાક સિપાઇઓ તેના ઘર તરફ આવતા હોય એમ તેને લાગ્યું. તે હિંચકાપર ઝુલતો હતો ત્યાંથી સફાળો ઉઠી બારી પાસે ગયો, અને જોયુ તો એ સિપાઇઓની ફોજ નગર ફોજદારના અગ્રેસરપણા નીચે તેના ઘર તરફજ આવતી હતી ફોજદારના આગમનનું કારણ તે તાત્કાળિક ચેતી ગયો, અને વિમળાને બોલાવી તેને આવેલી આપત્તિથી વાકેફ કરી

સતી વિમળા પતિના થનાર વિયોગ માટે શોચ કરવા લાગી, પરંતુ અજબ તેને આશ્વાસન તથા ધૈર્ય આપતો હાથપર લીધેલા

કાર્યમા મચ્યા રહેવાની સૂચના કરવા લાગ્યો તે બિચારો ક્યા જાણતો હતો કે તેની સ્ત્રીનો નિવાસ પણ તેની સાથે ગરાગ્રહમાંજ થવાનો છે!

અલ્પ સમયમાંજ નગર ફોજદારે તથા મીઆ જમાલે અજબના ઘરમાં પ્રવેશ કર્યો અજબ જાણે અજાણ્યો હોય તેમ વિવેકની રીતથી તેમને આવકાર આપવા સામો ગયો દાદર આગળજ સર્વ ભેગા થઇ ગયા અને ફોજદારે અજબને કેદનું વારંટ બતાવ્યુ. અજબ જાણતો હતો એટલે તેને એથી કાંઇ આશ્ચર્ય લાગ્યું નહિ તરતજ આજ્ઞાને આધીન થવા તે તૈયાર થયો ફોજદારે તેના હાથમા હાથ કડી પહેરાવી દીધી અને દૂર ઉભેલી વિમળા તરફ ફરી તેને માટે કાઢવામા આવેલુ વોરંટ બતાવી તેને પણ તૈયાર થવા હુકમ કર્યો.

વિમળાને પણ કેદ કરવામા આવતી જોઇ અજબ ક્રોધાયમાન થયો અને ફોજદાર જેવો વિમળાના હાથમાં બેડી નાખવા જાય છે તેવોજ તે ધુરકી ઉઠયો "સબૂર! ફોજદાર સાહેબ, એક અબળા જાતિને કેદ કરતાં પહેલાં પરિણામનો વિચાર કરો, વિમળાને કેદ કરવાનુ વોરંટ કાઢનાર કોણ છે!"

"ડોકટર સાહેબ! રાજદ્રોહના જે ગુન્હા તમે કરી રહ્યા છો, તેમા આ તમારી સ્ત્રી વિમળા પણ મદદગાર છે, એટલે રાજ્યમંત્રીના આ વોરંટની રૂએ તેને પણ કેદ કરવાનો મારો અધિકાર છે" વોરંટ બતાવતા ફોજદારે જવાબ આપ્યો

"કોણ! વિમળાને માટે કેદનું વોરંટ કાઢનાર રાજયમંત્રી! અબળા ઉપર મુકાએલા કોઇપણ પ્રકારના તોહમતની પુરવાર ન

થાય, તે પહેલાં તેને કેદ કરવાની ખુદ રાજાની સત્તા નથી તો રાજયમંત્રી કોણ! જાઓ તમારા મંત્રીને કેદનુ વોરંટ કાઢતાં પહેલાં વિમળા ઉપર મુકવામાં આવેલા તોહમતની સાબીતી રજુ કરવા કહો" લોખંડની બેડીથી જકડાએલા અજબે જાણે તે છૂટો હોઇ ફોજદારને વિમળાને કેદ કરતો અટકાવી શકે તેમ હોય એવા દમામમાં કહ્યુ

"ડાકટર સાહેબ, મારે તો હુકમનો અમલ કરવાનો છે તમારી દલીલો સાંભળવાનું કામ મારૂ નથી" આમ કહેતાં ફોજદારે વિમળાના હાથમાં બેડી પહેરાવી દીધી

ફોજદારનો એક શબ્દ પણ ન સાંભળતા જેવી તેણે વિમળાના હાથમાં બેડી નાખી તેવોજ અજબ તેના તરફ ધસ્યો, પરંતુ વિમળાએ વચ્ચે પડી તેને અટકાવ્યો, અને કહ્યુ, "પ્રાણનાથ, સાહસ ન કરો નોકર નોકરની ફરજ બજાવે એ તેનો ધર્મ છે, વળી એવુ કયાં મારૂ સદ્‌ભાગ્ય કે આપની સાથે મારે પણ કારાગ્રહમાં આવવાનુ થાય માટે જે થાય છે તે સારૂજ થાય છે તેનો વિચાર કરી શાંત થાઓ દેશની ખાતર કારાગ્રહમાં જવુ એમાં કાંઇ કલંક નથી પરંતુ મહત્તા છે" આટલુ કહી વિમળાએ ફોજદાર તરફ ફરી કહ્યુ, "ચાલો, અમને હવે કયાં લઇ જવા માંગો છો!"

ફોજદારે બન્નેને બહાર નીકળવા ઇશારત કરી અજબ વિમળાના વચનોથી શાંત પડયો હતો તેણે વિમળાની સાથે સાથે ફોજદારની પાછળ ચાલવા માંડ્યું

ફોજદાર અને અજબ વચ્ચે ચાલતો વાદવિવાદ સાંભળી મીર્ઝા જમાલ જેવી વિમળાના હાથમાં બેડી નખાઇ, કે તરતજ ત્યાંથી

રાજ્યમત્રી પાસે દોડી ગયો અને તેને સર્વ હકીકત નિવેદન કરી, બન્ને કેદીઓને બારોબાર કારાગ્રહમા નખાવી દેવાની સલાહ આપી મત્રીને જમાલની સલાહ વાસ્તવિક લાગી અને તેથી તેણે તેની મારફતજ યોગ્ય આજ્ઞા ફોજદાર પર મોકલાવી દીધી

ફોજદાર કેદીઓને લઇ રાજગઢ તરફ આવતો હતો ત્યા રસ્તામા મીઆં જમાલે તેને મત્રીનો હુકમ આપ્યો અને કહ્યું. " ફોજદાર સાહેબ, બન્ને કેદીઓને એકજ સ્થાને રાખવાની મત્રી મહાશયે મના કરેલી છે, અને કહ્યુ છે કે અજબને રાજગઢ પાસેના કારાગ્રહમાં પૂરવો અને વિમળાને ગુપ્ત કારાગ્રહમા રાખવી મીઆં જમાલનુ કહેવુ ખરૂ માની ફોજદાર અજબને રાજગઢ પાસેના કારાગ્રહમાં લઇ ગયો, અને વિમળાને ગુપ્ત કારાગ્રહમાં પૂરવા જમાલને સોપી

વાચક ! વિમળાને ગુપ્ત કારાગ્રહમાં પુરવાનું જમાલને પ્રમાદનું ફરમાન હતુ જે વખતે તે રાજનગર આવવા નીકળ્યો ત્યારે પ્રમાદે તેને જે ગુપ્ત સૂચના કરી હતી તે વિમળાના સબધનીજ હતી. કારાગ્રહની કુચીઓ પણ તેણે જમાલને આપી હતી આમ કરવાનો પ્રમાદનો શુ ઉદ્દેશ હશે તેની વાચકવૃદ સહજમા કલ્પના કરી શકશે ચપાવતીથી વિજય મેળવી, રાજનગર પાછા આવી અજબને ફાસીની શિક્ષા કરવાનો તેનો વિચાર હતો, અને તે થયા બાદ સતી વિમળાનુ શીયળ ભગ કરવાનો દુષ્ટ હેતુ તેના અતરમાં ઉદભવ્યો હતો પણ તે જાણતો નહોતો કે સતીના શિયળનુ રક્ષણ કરનાર સર્વવ્યાપક પરમાત્મા તેનો દુષ્ટ હેતુ જાણી ગયા હતા !

---

# પ્રકરણ ૬૦ મુ.

---

## ઉશ્કેરાયલી પ્રજા.

અજબ તથા વિમળાને કેદ કર્યાના સમાચાર રાત્રિનો સમય હોવાથી ધીરે ધીરે નગરમા ફેલાવા લાગ્યા અને પ્રભાત થતા આખા નગરમા હાહાકાર વર્તી રહ્યો ઝનુની મનુષ્યોએ કારાગ્રહપર આક્રમણ કરી અજબ તથા વિમળાને મુક્ત કરવા માટે તૈયારી કરવા માડી, પરતુ અજબની પ્રવૃત્તિમા સહાનુભૂતિ આપી આગેવાની ભર્યો ભાગ લેનાર કેટલાક ડાહ્યા પુરૂષોએ તેમને તેમ કરતાં અટકાવી, રાજમત્રીને મળી અજબ તથા વિમળાને મુક્ત કરવાની વિનતિ કરવાનો ઠરાવ કર્યો તમામ નેતાઓ એકત્ર થઇ રાજગઢમા ગયા અને મત્રીરાજની મુલાકાત લેવાની ઇચ્છા દર્શાવી,

આ ગૃહસ્થોના આવાગમનનુ પ્રયોજન મત્રી સમજી ગયો હતો, છતા શાંતિ જાળવવાના હેતુથી તેણે તેમની મુલાકાત લીધી, પરતુ અજબ તથા વિમળાનો મુક્ત કરવાની તેમની વિનતિનો તેણે સ્પષ્ટ શબ્દોમાંજ ઇન્કાર કર્યો નેતાઓએ તેને સલાહ આપતા કહ્યુ- મત્રીવર્ય ! જરા વિચાર કરો નગરજનો કારાગ્રહપર તૂટી પડશે તો પરિણામ મહા વિપરીત આવશે, અને તમારી પોતાની જીદગી પણ ભયમાં આવી પડશે ”

“ ગૃહસ્થો ! તમારૂ કહેવુ વાસ્તવિક છે, પરતુ રાજાની આજ્ઞાનુ ઉલ્લઘન હું કરી શકુ તેમ નથી લોકો તોફાન કરશે તો છેવટે લડાઇનો કાયદો અમલમાં મુકતાં આખા નગરનુ સત્યાનાશ

વળી જશે, માટે કારાગ્રહપર આક્રમણ કરતા કરાવતા પહેલા તેનો તમારે પણ વિચાર કરવાનો છે ' મત્રીએ સહજ નમ્રતાથી પણ ભય બતાવતા કહ્યુ

મત્રીરાજના હૃદયમા સ્વાર્થ સામે લોભે પણ સ્થાન લેવા માડયુ હતુ. રાજા ચપાવતીથી પાછા ફરતાં તેની આજ્ઞાને બરાબર અમલમાં મુકાયેલી જોઇ તે ખુશ થઇ મત્રીની પ્રશસા કરી, લાભ આપશે એવી તેની ધારણા હતી પણ તે જાણતો નહોતો કે, જે સમયે તે રાજાજ્ઞો અમલમા મુકી, લાભ મેળવવાથી આકાક્ષા રાખતો હતો, તે સમયે તે આજ્ઞાનો કરનાર રાજા પરલોક ગમન કરી ગયો હતો, અને રાજનગરપર ચપાવતીની સત્તા બેસી ચુકી હતી જો આ સ્વાર્થી મત્રીને આ સમાચાર મળ્યા હોત તો કાઇની દલીલ વગર તેણે અજબ તથા વિમળાને કયારના છૂટાં કરી દીધા હોત, અને નગરજનોના વિચારો સાથે ભળી ગયો હોત, પરતુ ઇશ્વરને ત્યાં પણ ન્યાય હોય છે સ્વાર્થાધ મનુષ્યોના સ્વાર્થી આચરણોપર તે હમેશા નીધા રાખી મોડા વહેલા તેનાં ફળ ચખાડે છે

મત્રીની મુલાકાતથી અજબ અને વિમળાના છૂટકારાની આશા રાખનાર ગૃહસ્થો તેનો છેવટનો જવાબ સાભળી નિરાશ થઇ પાછા ફર્યા, પરતુ તેઓ રાજનગરમાથી બહાર નીકળે છે, એટલામા તે બધાને કેદ કરી કારાગ્રહમા પુરી દેવામા આવ્યા

અજબ તથા વિમળાની સાથે તેમના છૂટકારાની યાચના કરવા ગયેલા આગેવાનો પણ કારાગ્રહમા પુરાયા છે, એ સમાચાર નગરજનોમાં પહોંચતાંજ મવ્વાલી બદમાશો કે જેમને અજબ તથા વિમળા સન્માર્ગે દોરવા પ્રયત્ન કરી રહ્યા હતા, તે તથા બીજા

ઝનુની મનુષ્યો તેમનો ક્રોધ દબાવી શક્યા નહિ. કોઇ લાઠી, કોઇ બન્દુક તો કોઇ તરવાર જેને જે હથિયાર મળ્યુ તે લઇ બધા એકે સામટા કારાગ્રહના દરવાજાપર જઇ પહોચ્યા ત્યાં પહેરો ભરતા સિપાઇઓને યમદ્વારમા વિદાય કરી, દરવાજો તોડી કારાગ્રહમા પ્રવેશ કરવાનો તેમણે પ્રયત્ન કરવા માંડયો પણ તે તાત્કાળિક તૂટે તેમ તેમને લાગ્યુ નહિ, એટલે કેટલાક મોટી નિસરણીઓ લાવી, તેની મદદથી કારાગ્રહની દિવાલ કુદી અદર જવાનો પ્રયત્ન કરવા લાગ્યા

આ સમાચાર તરતજ રાજમત્રીને કર્ણે પહોચ્યા અને તેણે કારાગ્રહપર આક્રમણ કરનારાઓને ગોળી બહાર કરી દેવાની આજ્ઞા કરી મામલો વધી ગયો ગોળીબહાર શરૂ થતા લોકોનુ ઝનુન પણ વધવા માંડયુ અને કારાગ્રહ આગળથી ખસી કેટલાકે રાજગઢ ઉપર દરોગો પાડયો ગોળીબહાર કર્યા છતા લોકો શાત ન થતા રાજગઢ પર આક્રમણ કરવા લાગ્યા છે, તે જોઇ મત્રીની હિમત છૂટી ગઇ તેની મુલાકાતે આવેલા ગૃહસ્થોની સલાહ તેને યાદ આવી પોતાની જીદગીનો હવે કયે રસ્તે બચાવ કરવો તેનો તે રસ્તો શોધવા લાગ્યો એટલામાંજ કેટલાક લોકોને તેના ઓરડામા ધસી આવતા તેણે જોયા પોતાના બચાવ માટે તેણે તૈયાર રાખેલી રીવોલ્વર માથી ઉપરા ઉપરી ગોળીબહાર તેણે કરવા માંડયા, અને તેથી કેટ લાક માણસો ઘાયલ થયા અને કેટલાકના પ્રાણ પણ નીકળી ગયા પરતુ તેથી લોકોનુ ઝનુન શાત થવાને બદલે વધી પડયું મત્રીની રીવોલ્વરમાથી છૂટતી ગોળીથી મરણનો ડર રાખ્યા વિના લોકો તેના પર તૂટી પડયા મત્રી હતાશ થઇ ગયો લોકોએ તેને રાજ ગઢમાથી ઘસડી બહાર રસ્તાપર ખેચી આણ્યો, અને જેની જેમ

ઇચ્છામાં આવે તેમ તેના પર પ્રહાર કરવા લાગ્યા ચોગરદમથી પડતા અસહ્ય પ્રહારથી બિચારો મંત્રી મરણુને શરણુ થઇ ગયો. તેની સર્વ આશાઓ નષ્ટ થઇ અને જોત જોતામાં તેનો આત્મા ખોળીઉં રાજગઢના ચોગાનમાં રઝળતુ મુકી પરલોક ગમન કરી ગયો.

મંત્રીની આ દશા કર્યા બાદ લોકોનુ ટોળુ પાછુ કારાગ્રહ તરફ વળ્યુ. મંત્રીના મરણુ સમાચાર જાણુતાં તેની આજ્ઞાથી લોકોના ટોળામાં ગોળીઓ છોડી રહેના સિપાઇઓ ડર ખાઈ ગયા. લોકોનું ટોળુ પાછુ કારાગ્રહ તરફ આવતુ નિહાળતા તેમણે નાસવા માડયુ. લોકોએ તેમની પુઠ પકડી નહિ, કારાગ્રહના દરવાજા તેમણે તોડી નાંખ્યા અને અંદર પ્રવેશ કર્યો ત્યા પહેરો ભરતા સિપાઇઓ પણુ લોકોનું ઝનુન જોઇ હબકી ગયા હતા, એટલે તે કોઇ લોકોની સામે ન થતા તેમની સાથે જોડાઇ ગયા, અને જે ઓરડીમા અજબને કેદ કરવામા આવ્યો હતો ત્યાં તેમને લઇ જઇ તેમના આગેવાનને મુક્ત કરી દીધો.

લોકોના કોળાહુલનો તથા તેની સાથે ગોળી બહારનો ધ્વનિ અજબને કર્ણે પડયો હતો, અને તે ઉપરથી પ્રજાજનોએ બંડ ઉઠાવ્યાનું તેણે અનુમાન કર્યું હતુ, પરંતુ મામલો કેવા સ્વરૂપમાં ગોઠવાયો છે તેની તેને માહિતી નહોતી જે સમયે લોકોનાં ટોળા તેના કેદખાના પાસે આવી લાગ્યા ત્યારે પ્રજાનો વિજય થયેલો તેને માલમ પડયો.

જેવો અજબ બંધનમુક્ત થયો કે લોકો શાંત પડયા હસ્તે વદને નગરજનોની મધ્યમા તે સર્વને વંદન કરતો ઉભો રહ્યો. વિશાખાને કયે સ્થળે કેદ કરવામાં આવી છે તેની બાતમી મેળવવા તેણે

કારાગ્રહના પહેરેગીરોને પુછ્યુ, પરતુ તેઓ સર્વ અજ્ઞાત હોવાથી કોઇ ખુલાસો કરી શકયા નહિ ટોળામાંના કેટલાક કારાગ્રહની તમામ ઓરડીઓ તપાસવા લાગ્યા પણ જે કારાગ્રહમાં અજબને પુરવામાં આવ્યો હતો, ત્યા તે નહોતી તે અજબ પ્રથમથીજ જાણુતો હતો, એટલે તેણે લોકોને ત્યાં વૃથા શોધ કરતા અટકાવ્યા, અને મંત્રીએ બીજા જે આગેવાનોને કેદ કર્યા હતા તેમને મુક્ત કરી બધુ ટોળુ અજબ તથા વિમળાનો જયઘોષ ઉચ્ચારતુ કારાગ્રહની બહાર નીકળ્યુ

આ સમયે યુદ્ધની સમાપ્તિ થયા બાદ રાજનગરનુ જે જુજ સૈન્ય રહ્યુ હતુ, તેને લઇ સુલભ તથા રાધેશ્વરી આવી પહોંચ્યા સુલભને જોતાજ અજબ લોકોના ટોળામાંથી દોડતો આવી તેને પગે પડયો તત્કાળ અશ્વપરથી ઉતરી, સુલભે તેને સામા પ્રણામ કર્યા લોકો પણ સર્વ ત્યા ભેગા થઇ ગયા

"અજબરાય ! આ બધુ તોફાન શાનુ છે !" સુલભે પ્રશ્ન કર્યો

"સુલભરાય ! રાજા કેશરીસિંહના રાજ્યમા ચાલતી જોરજુલમીથી ત્રાસ પામી નગરજનો ઉલટી રહ્યા છે" અજબે જવાબ આપ્યો

અજબના ટુંક પ્રત્યુત્તરથી સુલભ વસ્તુસ્થિતિ સમજી ગયો રાજા કેશરીસિંહના યુદ્ધમાં મરાયાના તથા પ્રમાદના નાશી ગયાના સમાચાર તેણે લોકોને જણાવ્યા, અને વિશેષમાં કહ્યુ "ભાઇઓ ! રાજનગરપર હવે ચંપાવતીની સત્તા બેઠી છે અને ત્યાંના મહારાણીની આજ્ઞાથી અત્રે શાંતિ જાળવવા હુ આવ્યો છુ ચંપાવતીની પ્રજા કેટલી સુખી છે, તે આપણે સૌ જાણીએ છીએ, એવા શાંત રાજ્યની છાયામાં રહી આપણા રાજ્યમા પણ શાંતિ અને સુખ

અન્નેને આપણે સ્થાન આપવાનુ છે રાજા કેશરીસિહ પોતે દુષ્ટ નહોતો પરતુ તેના સલાહકારોના અધમ વિચારોથી તેને તથા પ્રજાને આટલુ ખમવુ પડ્યુ છે એ સલાહકારોનો પણ મોટે ભાગે અત આવી ગયો છે અને બાકી હશે તેનો અલ્પ સમયમાં આવી જશે. રાજનગરની પ્રજા હવે નિર્ભય છે મર્હુમ કુલીનસિહના પુત્ર મૃદુ સિહ, ટુક વખતમા ચપાવતીની રાજકુવરી લતિકા સાથે લગ્ન કરી ચપાવતીના રાજ્યાસનપર વિરાજમાન થનાર છે તેઓ તેમના તાબાના તમામ રાજ્યોની પ્રજાને સુખી કરવા પ્રયત્ન કરશે માટે ભાઇઓ નિશ્ચિત થઇ હવે વેરાઇ જાઓ અને નગરમાં શાતિ સ્થાપી ધધા રોજગાર શરૂ કરો ”

સુનભ બોલી રહ્યો કે તરત અજબે “મૃદુ—લતિકા” ની જય બોલાવી લોકોને સૌ સૌને સ્થાનકે જવા સમજુત કરી કેટલાકે “હજુ વિમળા બ્હેનને છોડાવવાના છે ” એવુ જાહેર કર્યું પરતુ અજબે તેને માટે નિશ્ચિત રહેવા લોકોને સૂચના કરી રાજનગરના સૈનીકોને પણ સુલભે વિદાય કરી દીધા

લોકો વિખરાઇ ગયા બાદ અજબરાયે રાજ્યની શુ પરિસ્થિતિ છે, અને તેણે લોકો સમક્ષ રાજા કેશરી તથા પ્રમાદના કાવત્રાં કેવી રીતે રજુ કરી તેમને ઉશ્કેર્યા તે તમામ હકીકત અથઇતિ કહી સભળાવી

“ વાહ પણ અજબરાય ! લોકોએ રાજમહેલપર આક્રમણ કરી સ્ત્રી વર્ગને તો કાઇ હેરાનગતી પહોચાડી નથીને !” સુલભના મનમા ઉપસ્થિત થઇ રહેલી શકાનુ નિવારણ કરવા તેણે પ્રશ્ન કર્યો.

" નહિ સરદાર ! સ્ત્રી વર્ગ તમામ નિર્ભય છે તેમને છેડવાનું દુષ્ટ કૃત્ય કોઇએ કર્યું નથી " અજબે ખુલાસો કર્યો

સુલભને આથી શાંતિ થઇ. હવે વિમળાની પ્રથમ શોધ કરી, ત્યાર બાદ બીજા કાર્યોમાં નિમગ્ન થવાનો તેનો વિચાર તેણે અજબને જણાવ્યો.

સરદાર ! વિમળાને મીઆ જમાલ કારાગ્રહમા પુરવા લઇ ગયો હતો, અને તે પ્રમાદની સૂચનાથી જે સ્થાને આપને રાખવામા આવ્યા હતા ત્યાજ લઇ ગયો હશે માટે આપ એને માટે નિશ્ચિત રહો હુજ જઇને તેને મુક્ત કરી લાવુ છુ " અજબે કહ્યુ

" ઠીક ત્યારે હાલ હું રાધેશ્વરીને લઇને મારા મુકામ પર જાઉં છુ તમે વિમળા બ્હેનને લઇને ત્યા આવી પહોચો " સુલભે અજબને જવાની રજા આપતાં કહ્યુ

અજબે ગુપ્ત કારાગ્રહનો માર્ગ જોયેલો હતો સુલભને નમન કરી તે વિમળાને મુક્ત કરવા તાત્કાળિક ત્યા જવા નીકળી પડયો

સુલભ તથા રાધેશ્વરીએ તેમના અશ્વ સુલભના મકાન તરફ વાળ્યા તેના ગૃહના દરવાજા આગળ પહોચતાંજ પાછળથી કોઇએ રીવોલ્વર ફોડયાનો અવાજ સંભળાયો, અને બન્ને જણા ચમકીને પાછુ જુએ છે એટલામા રીવોલ્વરમાથી છુટેલી ગોળી રાધેશ્વરીની છાતીની બાજુ પરનો ભાગ વીંધી ચાલી ગઇ એ ક્ષણેજ સુલભે એક મનુષ્યને દૂરથી નાસતો જોયો અને તરતજ તે તેની પાછળ પડયો

સંધ્યા સમય થઇ ગયો હતો અને જે મનુષ્ય નાસતો હતો, તે અશ્વના વેગે દોડી રહ્યો હતો એટલે અધકાર વધતા તે ક્યાય સતાઇ

જશે, એમ ધારી સુલભે રીવોલ્વર કાઢી તે નાસતા મનુષ્યપર ગોળી છોડી. તે તેના પગમાં જઇને વાગી અને તરતજ તે એક ચીસ પાડી જમીન પર ઢળી પડયો

જોત જોતામા સુલભ તેની પાસે જઇ પહોંચ્યો અને જુએ છે તો મીઆ જમાલ જમીનપર પડયો પડયો હાફતો હતો

"કેમ મીઆ સાહેબ! પેલા વૃક્ષ સાથે બધાયા હતા તે મ હ વિસરી ગયા શુ!" સુલભે કટાક્ષમાં કહ્યુ

"ભૂલી જાઉ! સુલભ! તેનુજ વૈર લેવા મે ગોળી છોડી પણુ અાફસેમ! તુ બચી ગયો" જમાલે હાફતાં હફતાં કહ્યુ.

"એમ! હજુ વૈર લેવાની તારી ઇચ્છા હતી! જાણુતો ન-હોતો કે વૈર લેનારાઓની શુ સ્થિતિ થઇ! બોલ હવે તારી શું ઇચ્છા છે! દયા જોઇએ છે કે મોત!" સુલભે પૂછ્યુ

જમાલની હાફ નરમ પડતા તે ખડો થઇ ગયો અને "દયા! તુ શુ મને દયા બતાવવાનો હતો!" એમ કહેતા કમ્મરમાથી કટાર કાઢી તે સુલભ તરફ ધસ્યો

સુલભ સહજ ખસી ગયો અને મીઆના હાથમાથી કટાર ઝુંટાવી લઇ, એક લાત મારી તેને ગબડાવી પાડયો અને તેની કટાર તેની છાતીમા ખોસી દીધી.

"યા અલ્લાહ! યા અલ્લાહ" ના પોકાર કરતો જમાલ મોતનાં તરફડીઆં મારતો અલ્પ સમયમા સ્વધામ પહોંચી ગયો.

---

# પ્રકરણ ૬૧ મું.

---

## પ્રમાદની આખર સ્થિતિ.

રણભૂમિમાથી નાઠેલો પ્રમાદ, કયા જવુ તેનો નિશ્ચય કર્યા વગર પકડાઇ જવાના ભયથી આડે અવળે રસ્તે જ્યાં જવાય ત્યા દોડયો જતો હતો દોડતાં દોડતાં અચાનક એક શિલા સાથે ઠોકરાતા, ત્યાં પડેલી બીજી શિલા સાથે અથડાઇ ગબડી પડયો દોડવાથી શ્રમીત થયેના તેના શરીરમાંથી પ્રસ્વેદના ઝેમ છૂટી રહ્યા હતા દોડતી વખતે તેણે રૂંધેલો શ્વાસ પડયો એટલે જોરથી ચાલવા માંડયો. શિલા વાગવાથી તેના મસ્તકમાંથી રૂધીર વહેવા લાગ્યુ તેનાં નેત્રો મીચાઇ ગયા તેને ઠોકર એવી સખત વાગી હતી કે તે કયા પડયો, અને શુ થયુ તેનુ તેને થોડો સમય ભાન રહ્યુ નહિ જ્યારે તે શુદ્ધિમા આવ્યો ત્યારે તેને જણાયુ કે તે એક નિશાના તિમિર અંધકારમા ભયાનક લાગતા અરણ્યમાં ઘાયલ થઇ પડયો હતો તેના મસ્તકમાથી પડતી રૂધીરની ધારાથી તેનું વદન તેમજ વસ્ત્રો રક્તમય થતાં જતાં હતા વાયુથી ખખડતા વૃક્ષોના પાદડાનો અવાજ તેના કર્ણપર અથડાતા, તે ભયભીત થઇ આમપાસ જોતો પણ અંધકારમા કાંઇ નિહાળી શકતો નહોતો. તેના મસ્તકમા પડેલા ઘાની વેદના સમય જતા વધવા લાગી તેને શાંત કરવાનુ તેની પાસે કાંઇપણ સાધન નહોતુ શૂરસેન જેવા મહાન્ પ્રતાપી નૃપતિનું ખૂન કરતાં, પોતાની ભગિનીને જીવતી પેટીમા પૂરતા જેનો હાથ ધ્રૂજ્યો નહિ, મૃદુ જેવા ભાઇ ઉપર તથા સુલભ જેવા સુશીલ સંબંધી ઉપર

સીતમ જુલ્મ ગુજારતા જે ડગ્યો નહિ, કનક તથા વિમળા જેવી સતીઓ ઉપર કુદૃષ્ટિ કરતા જેનાં નેત્રો મીંચાયા નહિ, વિવિધ પ્રપંચો રચતાં જેને પ્રભુનો પણ ડર લાગ્યો નહિ, તે પ્રસાદ અત્ર ક્ષયમા કેવળ નિરાશ અને હતાશ થઇ પ્રભુનું સ્મરણ કરવા લાગ્યો. તેનુ સકળ અગ વારવાર ભય અને દુઃખથી કપવા લાગ્યુ પાષાણુ જેવુ કઠીન હૃદય ધડકવા લાગ્યુ અને તેના વિકાળ નેત્રોમાથી અશ્રુ સરી પડયા રણભૂમિમાથી નાસી આવવા માટે તેને અનહદ પશ્ચાત્તાપ થયો યુદ્ધમા સુલભને તેનો પ્રાણ લેતો અટકાવી મૃદુએ બતાવેલા ભ્રાતૃસ્નેહની તેને સ્મૃતિ થઇ. ચપાવતી જઇ તેનુ શરણુ સ્વીકારવાનો વિચાર ઉદ્ભવ્યો, પરતુ દુષિત અતઃકરણ તે વિચાર અમલમા મુક્તા ડખવા લાગ્યુ પ્રમાદી મન તેમ કરવા ના પાડવા લાગ્યુ

રાજનગર યાદ આવ્યુ પણ તત્ક્ષણેજ વિચાર થયો "હરે ત્યા શુ રહ્યુ ! ચપાવતી અને રાજનગર હવે એકજ છે મિત્ર અજબ પણ દુશ્મન બન્યો મીઆ જમાલની કોણ જાણે શુ સ્થિતિ હશે કદાચિત્ તે જીવતો હોય તો પણ શુ !"

વળી રાજનગરમા તેણે જે ગુપ્ત ભોયરૂ રાખ્યુ હતું, અને જેમાં ચદ્રિકાને પુરી હતી ત્યાં જઇ છુપાઇ રહેવાનો વિચાર સ્ફુર્યો તે રૂચીકર પણ લાગ્યો પણ પાછો વિચાર આવ્યો, ' એ ભોયરામા કેદી જેવુ જીવન વ્યતિત કરવાથી શુ ફાયદો ! એના કરતાં મૃત્યુને પસંદ કરવુ એ વધારે સારૂ હા, પણ તે કયા છે ! મારાથી તે પણ દૂર નાસતુ ફરે છે " એટલામાં તેની મનોદેવી તેને અતગત કહેવા લાગી, " પ્રમાદ ! તારૂં મૃત્યુ તારે હાથેજ થવાનુ નિર્માણ થયેલું

છે તારાં કુકૃત્યોથી તારા શરીરના તમામ અવયવો દુષિત થયેલા છે તારી રગેરગમાં પાપકર્મોનો ચેપ એટલો ફેલાઇ ગયો છે કે, તારા શ્વાસની ગંધ લેતાં મનુષ્યો તો શું પણ વનચર પ્રાણીઓને પણ પ્રાયશ્ચિતનો ભય લાગે છે ”

“ સત્ય છે મેં મારૂં જીવન અને દેહ પાપમય બનાવી દીધાં કે આ અવનિપર હું એક ભારરૂપ છું મારા આત્માનું કલ્યાણ હવે મારા મૃત્યુમાંજ સમાયલું છે ” આમ આત્મગત કહેતો, આત્મહત્યા કરવાના નિશ્ચયપર આવી પ્રમાદ ઉભો થયો કમ્મરમાં છુપાવેલી કટાર કાઢી, તે તેના પાપી હૃદયમાં ખોસી દેવા ઉંચી કરી અંધકારમાં ચમકતી કટાર પર તેની સહજ નજર ઢળી જે હસ્તમાં તે પકડી હતી તે ધ્રુજવા લાગ્યો તેની અસર કંઇક મનપર પણ થઇ ધ્રુજતો હાથ નીચે પડ્યો

ક્ષણભર આ ઉત્પન્ન થયેલી નિર્બળતા માટે પશ્ચાત્તાપ કરી, તેણે ફરીના હસ્તને દૃઢ કરી ઉંચો કર્યો, પણ ચમકતી કટારપર પુન દૃષ્ટિ પડી કે તે કંપવા લાગ્યો એ કંપતા હસ્તપર તેને તિરસ્કાર છુટ્યો અને તેને ધિક્કારતો કહેવા લાગ્યો ” અરે, પાપી હસ્ત ! યદુની લતિકા પડાવી લેવા તે નિડરપણે કેટલા અને કેવા ભયંકર કર્મો કર્યા, અને આજે કેમ નિર્બળ બની જાય છે ! શું પ્રમાદના પાપી જીવનપર હજુ પણ તને તિરસ્કાર નથી આવતો ! કાઇક સ્ત્રીઓની લજ્જા લેતાં, નિરપરાધીઓને કેદ કરતા, સ્વાર્થ સાધવાને બળાત્કાર કરતાં, વિષ સુંઘાડતાં અને રિવોલ્વરોમાંથી જીવલેણ ગોળી છોડતા તું ધ્રુજ્યો નહિ, અને આજે એ તમામ પાપકર્મોનું પ્રાયશ્ચિત કરતાં તું કેમ કંપી રહ્યો છે ! હિમત ધર જેટલાં સ્ત્રીઓનું

દથી લતિકાના પવિત્ર હૃદય સાથે પ્રમાદનુ અપવિત્ર હૃદય મેળવવા તુ તત્પર થયો હતો, તેટલાજ આનદથી આજે આ ચમકતી કટાર મારા પાપી હૃદય સાથે મેળવવા તૈયાર થા ”

તેનો કપીત હસ્ત કાઇક સ્થિર થયો તેના કહેવા પ્રમાણે તેના પાપી હૃદય સાથે કટાર મેળવવા તૈયાર થયો, એટલામા કર્મ વશાત્ અરણ્યમાં વનરાજની એક ભયાનક ગર્જના થઇ પ્રમાદના હસ્તમાથી કટાર પડી ગઇ તેના હૃદયમા ભય પેઠો અને તે સાથેજ આત્મહત્યાનો નિશ્ચય પણ ડગ્યો વનરાજના પજામાથી બચવા અધકારમા પણ તે સ્થળેથી તેણે નાસવા માંડ્યુ તે અતિ શ્રમીત અને ઘાયલ થયેલો હોવા છતા વનરાજના ભયથી તેનામા જાણે કાઇ અલૌકિક કૌવત આવ્યુ હોય, તેમ દોડતો જોત જોતામા ઘણે દૂર નીકળી ગયો જ્યારે તેને લાગ્યું કે વનરાજ તેની પાછળ પડેલો કે નજીકમા પણ દેખાતો નથી, એટલે તે જરા ભય રહિત દોડનો ધીમે પડયો હાફતો હાફતો તે એક વૃક્ષ નીચે જઇ બેઠો તેના મસ્તકમા પડેલા ઘામાંથી હજુ રૂધીર વહ્યા કરતુ હતુ તેનામા હવે દોડવાની કે ચાલવાની ગતી રહી નહિ. મૃત્યુનો તેને કેમ આટલો બધો ડર લાગે છે તે તે કલ્પી શકયો નહિ ” શુ મારાં પાપકર્મોની આથી વધુ શિક્ષા જગલમાં રખડતાં ભોગવવાનું નિર્માણ થયુ હશે ! અફસોસ, અરે લતિકા ! તને સંપાદન કરવાની દુર્મતિ મને કયાં સુઝી ! હે પ્રભો ! પ્રપચમાં પરોવાયલા પ્રમાદે આજદીન સુધી તારી કલ્પના માત્ર પણ કરી નહિ પાપીઓને શિક્ષા કરવાની તારી અજબ શક્તિનું હવે મને ભાન થાય છે ક્ષમા કર મારા તમામ અપરાધો ભુલી જઇ, હે જગદીશ્વર ! મારાપર દયા બતાવ ” આમ

પશ્ચાત્તાપ કરતો અને પરમાત્માની પ્રાર્થના કરતો પ્રમાદ બેઠો હતો ત્યાંજ ઢળી પડી રૂદન કરવા લાગ્યો

થોડો સમય રૂદન કરી હૈયુ ખાલી કરવાથી તેને કાંઇક આશ્વાસન મળ્યું. અતિશ્રમ અને ઉજાગરાથી તે લોથ જેવો થઇ ગયો હતો એટલે જરા આશ્વાસન મળતા તેના નેત્રો ધીરે ધીરે મીંચાવા લાગ્યા પણ તેનુ ચિત્ત સ્થિર ન થયુ તેણે કરેલા તમામ કુકર્મો એક પછી એક તેની નજર આગળ તરી આવવા લાગ્યા કનકનો તેનો તિરસ્કાર કરી, શ્રાપ આપતી તે નિહાળવા લાગ્યો તેને તથા સુલભને અત્યત કષ્ટ આપવા માટે સુલભના પિતા હરરાય દિવાન તેને ઠપકો આપી રહ્યા હોય, એવો તેને ભાસ થયો રાજા શૂરસેનનુ રૂહ તેનુ ખૂન કરવા માટે તેને ડગાવતુ હોય, તેમ તેની નજર આગળ ખડુ થતુ તેણે જોયુ, અને તેનું સકળ અગ કપવા લાગ્યુ આ અસ્વસ્થ સ્થિતિમા તેના સ્વર્ગસ્થ પિતા કુલીનસિંહની તેને સ્મૃતિ થઇ. મત્યુ સમયે તેમણે પ્રમાદને કરેલો ઉપદેશ અને તેના ઓરમાન ભાઇ વ્હેન મૃદુ તથા લતિકાની સભાળ લેવા કરાવેલી પ્રતિજ્ઞા તેના મનપર તરી આવી પ્રતિજ્ઞાનો ભગ કરી મૃદુ તથા ચદ્રિકા ઉપર સીતમ જુલ્મ ગુજારવા માટે તેને શિક્ષા કરવા કુલીનસિંહ સ્વર્ગમાથી ઉતરી આવતા તે જોવા લાગ્યો પિતાના ભયથી સ્વપ્નવસ્થ સ્થિતિમાં ડરવા લાગ્યો અને પશ્ચાત્તાપ કરતો તેની ક્ષમા યાચવા લાગ્યો આવાં આવા અનેક ચિતારો તેને ભયભીત કરી રહ્યાં હતાં એટલામા જાણે વનરાજ તેને શોધતો અને ગર્જના કરતો આવી પહોચ્યો હોય એવો તેને ભાસ થયો. ભયથી તેનાં નેત્રો ખુલી ગયાં, અને ચમકીને જુએ છે તો એક મોટો વિષધર નાગ ફુફાડા મારતો તેના

શરીરપર વિષની જ્વાળા ફેંકી રહ્યો હતો

ભયાનક નાગને નિરખતા પ્રમાદ સફાળો બેઠો થવા ગયો, પરંતુ વિષમય ગાત્રો એવા સજ્જડ થઇ ગયાં હતા કે તે ઉઠી શકયો નહિ યુદ્ધમા બચ્યો, આત્મહત્યા કરતાં બચ્યો અને વનરાજના ભયમાથી પણ મુક્ત થયો, પણ આ વિષધર નાગના ઝપાટામા તે ખરો ફસાઇ ગયો બચવાની આશા તેને છોડી દીધી. પાપકર્મનો પશ્ચાત્તાપ કરતો અને પરમાત્માની પ્રાર્થના કરતો તે અલ્પ સમયમાં શબવત્ થઇ પડયો અરણ્યના ઘોર અંધકારમા તેનું પાપી જીવન પણ અન્ધકારમય થઇ ગયુ ખરેખર ! વનચર પ્રાણીઓ પણ તેના અપવિત્ર દેહને સ્પર્શ કરતા ડરતા હતાં વિષધર નાગે પણ તેને દંશ ન કરતા વિષની જ્વાળાઓ નાંખીનેજ તેને સતાપ્યો

સુર્યોદય થયો પણ પ્રમાદ જેમનો તેમ વૃક્ષ નીચેજ પડી રહ્યો પરમાત્માએ તેનાં પાપકર્મોની શિક્ષા ખરેખરી આપવા માંડી હતી છેવટે આકાશમા પશ્ચિમ તરફ ગમન કરતા સવિતા નારાયણની તેનાપર દૃષ્ટિ પડી, અને તેમને દયા આવી હોય એમ દેખાયુ. અશ્વારૂઢ થઇ જગલમાથી પસાર થતા એક મુસાફર ઉપર તેમના પ્રખર કિરણોનો વરસાદ વરસાવી તેને તાપથી આકુળ વ્યાકુળ કરી નાખ્યો તેના શરીરમાથી પ્રસ્વેદના ઝેબેઝેબ છૂટવા લાગ્યા તેનુ મગજ ભમવા લાગ્યુ અને કોઇ વૃક્ષના છાંયડા નીચે જરા વિશ્રાતી લેવાની તેની ઇચ્છા થઈ જે વૃક્ષ નીચે પ્રમાદનો વિષમય દેહ શબવત્ થઇ પડયો હતો તે તરફ તેની નજર ગઇ અને તેણે અશ્વને ત્યા દોર્યો વૃક્ષની સમીપ જતાજ પ્રમાદનો મૃતવત્ દેહ તેની દૃષ્ટિએ પડયો નિમેષ માત્રમા તે મુસાફર અશ્વપરથી કુદી પડયો અને તે શબવત્ પડેલા દેહને

આતુરતાથી તપાસવા લાગ્યો પ્રમાદનું શરીર વિષથી શ્યામ પડી ગયુ હતું તેનો શ્વાસોશ્વાસ બધ પડી ગયો હતો મુસાફરે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો તેનુ સ્નેહાર્દ્ર અંતકરણ દુખી થવા લાગ્યુ તેના નેત્રોમા ઝળઝળીઆ ભરાઇ આવ્યા, અને ગદ્ગદ્ કંઠે પ્રમાદના શરીરે હાથ ફેરવતો જાણે તેની સાથે વાત કરતો હોય, તેમ કહેવા લાગ્યો "ભાઇ ! તુ રણભૂમિમાંથી શુ કરવા નાઠો ! તે તારી દુષ્ટતા બતાવી પરંતુ તારો બધુ તેનો બદલો સ્નેહથી આપવાનો હતો, એટલુ પણ ન કલ્પી શક્યો ! આટલુ બોલતાંજ મુસાફર ચોધાર આંસુ પાડતો રડી પડ્યો હૈયુ ખાલી થતા તે જરા શાંત થયો પ્રમાદના અચેત શરીરને ઉઠાવી અશ્વપર નાખ્યુ અને પોતે પણ અશ્વપર સ્વાર થઇ જયા જવા નીકળ્યો હતો તે તરફ જવા માડ્યુ

વાચક ! આ મુસાફર અન્ય કોઇ નહિ પરંતુ મહાત્માને યુદ્ધમા મળેલા વિજયના સમાચાર કહી, પ્રમાદની શોધમા જવા ચપાવતીથી નીકળેલો મૃદુ હતો પ્રમાદ જે સ્થાને પડ્યો હતો ત્યાથી મહાત્માની પર્ણકુટી બહુ દૂર નહોતી, એટલે અલ્પ સમયમા તે ત્યા જઇ પહોચ્યો અશ્વપરથી ઉતરી, પ્રમાદના મૃત દેહને પીઠપર ઉપાડી, પર્ણકુટીમા જઇ તેણે મહાત્માના ચરણ આગળ સુવાડી મૃદુ છુટી પોકે રડી પડ્યો

મહાત્માએ પ્રમાદને તરતજ ઓળખ્યો. તેના શરીરનો રગ જોતાજ તે કોઇ ઝેરી જાનવરનો ભોગ થઇ પડયાનું તેમણે અનુમાન કર્યુ લોહીથી તરબોળ થયેલા પ્રમાદના મસ્તકપર હાથ મુકી જોયુ તો આશાનુ કાઇ ચિન્હ તેમને જણાયુ નહિ. છતા જે જડીબુટ્ટીથી

મૃદુને સર્પદંશ થયો હતો ત્યારે તેને બચાવ્યો હતો, તે પ્રમાદપર અજમાવી જોઇ પણ તેની કાંઇ અસર થઇ નહિ. છેવટે નિરાશ થઇ તેમણે શોચ કરતા મૃદુને આશ્વાસન આપતાં કહ્યું "મૃદુ! શોચ શામાટે કરે છે! શાંત થા પાપીને તેના પાપકર્મની શિક્ષા થઇ છે એમા શોચ કરવાનુ કાંઇ પ્રયોજન નથી પરમાત્માનો પાડ માન કે તારે હાથે અગ્નિસસ્કાર પામવાનો પણ એને લાભ મળ્યો એના કૃત્યોનો બદલો તો પરમાત્માએ એને યથાસ્થિત આપવા માંડયો હતો પરંતુ એ તારી શુભ વાંચ્છનાનો પ્રતાપ કે એ તારે હાથ આવ્યો, અને છેવટે આ પવિત્ર ભૂમિમા બળવાનો તેને પ્રસગ પ્રાપ્ત થયો કદાચિત્ અત્યારે એ જીવતો હોત અગર જીવતો થાય તોપણ શુ! તુ એમ ધારે છે કે એ શાંત જીવન ભોગવી શકત! નહિ કદી નહિ આ અવનિપર જન્મ ધારણ કરીને એક પણ સુકૃત્ય એણે કર્યું હોત, તો તેના સ્મરણથી પણ તેના પાપકર્મોનુ કેટલેક અશે નિવારણ થાત પરતુ તે પણ હતુ નહિ માટે મૃત્યુ એજ એના પાપનુ નિવારણ હતુ, અને તે નિપજ્યુ છે, તો તેને માટે શોચ ન કરતા તેના પાપી આત્માપર દયા લાવી તેને શાંતિ આપવા પરમાત્માની પ્રાર્થના કર"

મૃદુ!! ભ્રાતૃ સ્નેહથી ભેદાઇ ગયેલા અંતઃકરણમાં મહાત્માના ઉપદેશાત્મક વચનોથી કાંઇક શાંતિ વળી પ્રમાદના મૃતદેહને ઉપાડી જે સ્થાને કનકનો દેહ ભસ્મિભૂત થયો હતો ત્યાં લઇ ગયો કનકની સ્મૃતિ થઇ અને હૈયુ ભરાઇ આવ્યુ સજળ નેત્રે અફસોસ કરતા કરતા પણ ધૈર્ય ધારણ કરી તેણે ચિતા ખડકી અને પ્રમાદના મૃત દેહને તેનાપર સુવાડી અગ્નિ સસ્કાર કર્યો જોત જેતામા અગ્નિની

પ્રગડ જ્વાળામાં પ્રમાદનો દેહ સળી ગયો તે હતો નહતો થઇ ગયો.

એકવાર ફરી મૃદુ, કેનક તથા પ્રમાદને યાદ કરતા પર્ણકુટીમાં આવી ખૂબ રડયો આ સમયે મહાત્માએ પણ તેને કેટલાક બોધ વચનો કહ્યા અને આશ્વાસન આપી શાંત કર્યો.

મૃદુએ તે ચંપાવતી જવા નીકળ્યો ત્યારથી તે પાછે પ્રમાદનો મૃત દેહ લઇ આવ્યો, ત્યાં સુધીની બનેલી તમામ ઘટના તો મહાત્માને કહી સંભળાવી અને વિચાર કરતો કરતો ભાગ્ય ... થતા નિદ્રાવશ થયો

---

# પ્રકરણ ૬૨ મું.

---

## મૃદુ અને મહાત્મા

મૃદુ જ્યારે જાગ્રત થયો ત્યારે સૂર્યોદય થઇ ગયો હતો મહાત્મા સ્નાનાદિ નિત્ય કર્મથી નિવૃત્ત થઇ, શિષ્યોને યોગાભ્યાસ કરાવી રહ્યા હતા રાજમહેલના એશઆરામી જીવનથી આવા મહાત્માની પર્ણકુટીમાં ગાળવાનું જીવન જુદા પ્રકારનું છે, એ મૃદુ સમજતો હતો, એટલે તરતજ શય્યાનો ત્યાગ કરી, દંતધાવન ઇત્યાદિ ક્રિયાથી પરવારી તેણે સ્નાન કરી લીધું અને મહાત્માને પ્રણામ કરી તેમના શિષ્યોની સાથે જ્ઞાનોપદેશ શ્રવણ કરવા બેઠો પરંતુ તેને કાંઇ ગમ પડયો નહિ યોગના વિષયનું તેને ભાન નહોતું એટલે મહાત્મા જે વિષય સમજાવી રહ્યા હતા, તે સમજીજ શકતો નહોતો તો પછી રસ તો કયાંથી પડે ! મૃદુની અજ્ઞાનતાથી મહાત્મા વાકેફ હતા

એટલે હાથપર લીધેલા વિષયની શિષ્યોને સમજ આપી રહ્યા બાદ તેમણે પૂછ્યુ "કેમ મૃદુસિંહ, યોગાભ્યાસ કરવાની ઇચ્છા થાય છે કે!"

"ગુરૂદેવ, મને લાગે છે કે એ અધિકારને હુ હજુ પાત્ર થયો નથી. આ પર્ણકુટીના તથા આપના પ્રથમ દર્શન થયા તે સમયે આપના સમાગમમા રહી, અન્ય શિષ્યોની સાથે આપના ઉપદેશાત્મક વચનોનું પાન કરી, તેના મનનમા નિમગ્ન રહેવાની આકાક્ષા થઇ હતી, પરતુ અલ્પ સમયમા માયાની છાયા મનપર પડતા ઉડી ગઇ હતી, ક્ષમા કરજો, ગુરૂદેવ ! સત્ય કહુ તો આજે આપે જે જ્ઞાનોપદેશ કે યોગોપદેશ કર્યો, તેમા મને લેશ પણ રસ પડ્યો નહિ, અને તે ઉપરથીજ અનુમાન કરૂ છુ કે, હું માયામા લુબ્ધ થયેલો મનુષ્ય તે હજુ એ સમજવાને યોગ્યજ થયો નથી" મૃદુએ જે સત્ય હતુ તે જણાવ્યુ.

"સત્ય છે, ભાઇ મૃદુસિંહ હજુ યોગ જાણવાને કે તેનો અગીકાર કરવાને તમે યોગ્ય થયા નથી, અને તે સાથે તે જાણવાની કે અનુભવમા મુકવાની હાલ તમારે આવશ્યકતા પણ નથી હજુ સસારના વિવિધ પ્રકારના ભોગ ભોગવી તમે તેનો પુર્ણ અનુભવ લીધો નથી એટલે યોગનુ તમને ભાન થવુ મુશ્કીલ છે ખરી કસોટીએ ચઢવાનો પ્રસગ તમને હવે પ્રાપ્ત થવાનો છે એક મહાન્ રાજ્યના માલીક તરીકે તેનુ રક્ષણ કરવાની ફરજ તથા જવાબદારી તમારા શિરપર આવવાની છે એ ફરજ તમે કેવી બજાવો છો તે જોવાનુ છે કેટલાક રાજાઓ પ્રજા પ્રત્યેની તેમની જવાબદારી ભુલી જઇ, માત્ર એશઆરામમાજ તેમનુ જીવન વ્યતીત

કરતા જોવામા આવે છે, અને તેને પરિણામે રાજકર્મચારીઓ પ્રજા પર અનહદ જુલ્મ ગુજારે છે કેટલાક નૃપતિઓ એવા પણ નીકળે છે કે જે લોભને વશ થઇ રાજ્યની તીજોરી તાજી કરવામાજ તેમનુ કર્તવ્ય સમાયેલુ સમજી, પ્રજાપર કરના બોજા એટલા વધારી દે છે કે ગરીબ પ્રજા તેથી દુખી થઇ કાયર અને નિર્માલ્ય બની જાય છે મૃદુસિહ ! તમે ચરિત્રવાન પુરૂષ છો એટલે તમને આ બાબત ઉપદેશ કરવાની જરૂર જેવુ તો નથી, છતા નાની વયમા મોટી જવાબદારી તમારા શિરપર આવવાની હોવાથી અને રાજ્ય કારભારનો તમને જોઇએ તેટલો અનુભવ ન હોવાથી, મારે એટલુજ તમને કહેવાનુ છે કે, પ્રજા એજ તમારૂ તન મન અને ધન છે એમ સમજી, તેના સુખમાજ તમારૂ સુખ અને કલ્યાણ છે તે ધ્યાનમા રાખી, દુષ્ટ અને સ્વાર્થી સલાહકારોથી દૂર રહી પ્રત્યેક રાજકીય બાબતોમા ઉડા ઉતરી તેનો સપુર્ણ વિચાર કરી, પ્રજા પ્રત્યેની તમારી ખરી ફરજ બજાવશો તો આ લોકમા અને પરલોકમા પણ તમારૂ કલ્યાણ થશે "

"ગુરૂદેવ, આપનો મારા કલ્યાણના પ્રથમ માર્ગ માટેનો સદુપદેશ શિરમાન્ય છે " મૃદુએ પ્રણામ કરતા કહ્યુ

"તથાસ્તુ " માહાત્માએ મૃદુના મસ્તકપર હાથ મુકી આશીર્વાદ આપ્યો અને પછી પુછ્યુ "વારૂ ભાઇ ! હવે કઇ તરફ જવાનો વિચાર રાખ્યા છે ? "

" મહારાજ ! પ્રમાદને મારી દેવી કનકનુ વૈર લેવાની પ્રતિજ્ઞા પુર્ણ કરતા સુલભને મે રણભૂમિમા અટકાવ્યો તેથી તે દીલગીર થયો તો, અને તેમાં પ્રમાદના નાશી જવાથી તેનુ મન વધારે ખિન્ન

થયુ છે માટે પ્રજા ના કમોતે મૃત્યુ પામ્યાના સમાચાર જણાવી તેનુ મન શાંત કરવા રાજનગર તરફ પ્રથમ જવાનો મારો વિચાર છે ત્યાની પ્રજાની વિગ્રહ દરમ્યાન શુ સ્થિતિ થયેલી અને હાલ શુ સ્થિતિ છે, તે પણ ત્યા જવાથી જણાશે વળી ડૉકટર અજબ તથા તેના ધર્મ પત્નિ વિમળાને પણ મળવાનો મારો વિચાર છે ” મૃદુએ કહ્યુ

મૃદુના વિચારને મહાત્મા અનુમોદન આપે, તે પહેલા રાજનગરથી એક અનુચર ત્યા આવી પહોચ્યો અને મહાત્માને પ્રણામ કરી, ત્યાથી આવેલો પત્ર રજુ કર્યો મહાત્માએ મૃદુને તે પત્ર વાચવની આજ્ઞા કરી. પત્ર હાથમા લેતાજ સુલભના હસ્તાક્ષર તેણે ઓળખ્યા અને તેમા રાજનગરના કોઇ સમાચાર હશે, એમ અનુમાન કરી તેણે ત ઉત્સુકતાથી વાચવા માડયો પણ તે વાચતા વાચતાજ તેના ચહેરાપર આશ્ચર્યના ચિન્હો સાથે ગ્લાનિ આવતી ગઈ પત્ર પૂરો વાચી ગયા બાદ તેણે માહાત્માને કહ્યુ “મહારાજ ! સુલભભાઇ જણાવ છે કે, તે રાજનગર ગયા ત્યારે ત્યા ભારે ઉત્પાત મચી રહ્યો હતો ડૉકટર અજબ તથા વિમળાએ પ્રમાદના નીચ કૃત્યો પ્રજા સમક્ષ પ્રગટ કરી દીધા હતા, અને રાજા કેશરીસિંહે પ્રમાદને મળી જઈ ચપાવતીના મહારાજાનુ ખૂન કરાવ્યાની હકીકત પણ જાહેર કરી દીધી હતી અજબને તથા વિમળાને આથી કેદ કરવામા આવતાં, પ્રજાએ ઉશ્કેરાઇ બડ ઉઠાવ્યુ હતુ. ઉશ્કેરાયલી પ્રજાએ રાજ્યમત્રીને મારી નાખ્યો છે સુલભે રાજા કેશરીના યુદ્ધમા મરણ પામ્યાના, અને પ્રમાદના નાસી ગયાના સમાચાર કહી લોકોને હાલ શાત પાડયા છે. ’

“ અજબે અને વિમળાએ પણ પ્રજાની પ્રીતિ અલ્પ સમયમા

સંપાદન કરી ઠીક યુક્તિ રચી ચાલો હવે શાન્તિ થઇ એટલે ચિંતા કરવાનું કાંઇ કારણ નથી ' મહાત્માએ પત્રની હકીકત પુરી થઇ હશે એમ ધારી કહ્યું

"હા મહારાજ ! પ્રજા તરફની ચિંતા તો ટળી છે પરંતું બીજી એક નવીન ચિન્તા ઉપસ્થિત થઇ છે." મૃદુએ કહ્યું

"વળી બીજું શું છે !" મહાત્માએ પુછ્યું

"મહારાજ ! સુલભભાઇ લખે છે કે દેવી રાધેશ્વરીને પ્રમાદના માથી મીઆ જમાલે ઘાયલ કર્યાં છે, અને તે • પથારીવશ થઇ આપનું સ્મરણ કર્યા કરે છે" મૃદુએ નિશ્વાસ નાખતાં કહ્યું

મહાત્મા પણ આ સમાચાર જાણી દીલગીર થયા થોડીવાર વિચાર કરી તેમણે કહ્યું ' ભાઇ, તમે હવે ત્વરાથી રાજનગર જાઓ અને બને તો રાધેશ્વરીને અત્રે લઇ આવો

"મહારાજ, આપની આજ્ઞા છે તો હું દેવીને અત્રે લાવવા પ્રયત્ન કરીશ, પરંતુ સુલભભાઇના લખવા પરથી તો એમ સમજાય છે કે તે અત્રે આવી શકે એવી સ્થિતિમાં નથી માટે જો આપ કૃપા કરી રાજનગર પધારો તો શું હરકત છે !" મૃદુએ પૂછ્યું

વળી મહાત્મા વિચારમાં પડી ગયા મૃદુનું કહેવું તેમને વાસ્તવિક તો લાગ્યું, પરંતુ રાજનગર જવાનું તેમનું મન કબુલ કરતું નહોતું છતાં સંજોગોનો વિચાર કરતાં નિરૂપાયે તે મૃદુની સાથે જવા તૈયાર થયા

જનક અને પ્રમાદના મૃત્યુથી ઉત્પન્ન થયેલો શોચ હજુ તાજો હતો, તેમાં રાધેશ્વરીની માંદગીની હકીકત જાણી મૃદુના મનની

અથા વધવા લાગી યુદ્ધમા મળેલા વિજયથી તેને જે આનદ થવો જોઇએ તેના કરતા સમધીઓ અને સ્નેહીઓના વિયોગથી તેને વિશેષ ખેદ થતો હતો

—•—

## પ્રકરણ ૬૩ મુ.

### રાધેશ્વરીની ઇચ્છા

સુલભના નિવાસમા રાધેશ્વરી શય્યામા પડી પડી મહાત્માનુ સ્મરણ કરી રહી હતી વિમળા તથા અજમરાય તેની માવજત કરતા શરણ પાન બેઠા હતા સુલભ પણ રાજગઢનો કબજો લઇ, રાજ્યમા શાંતિ કાયમ રાખવા માટે યોગ્ય બદોબસ્ત કરી આવી, પાછો રાધેશ્વરીની સુશ્રુષા કરવા હાજર થઇ ગયો હતો

આ સમયે રાજનગર આવવા નીકળેલા મહાત્મા તથા ગુરુ આવી પહોચ્યા તેમના આવાગમનના સમાચાર મળતાજ સુલભ તથા અજય તેમને સનમાનપૂર્વક રાધેશ્વરીની પાસે લઇ આવ્યા

" રાધેશ્વરી નેત્રો બધ કરી પડી રહેલી હતી, અને મુખેથી મહાત્માનુ રટણ કરતી હતી મહાત્માએ તેની પાસે બેસી નાડી તપાસી જોઇ, અને તેના મુખપર દર્યાર્દ્ર દષ્ટિ ફેકતા તેને ધીરેથી બૂમ પાડી, " દેવી " !

" દેવી " શબ્દનો પરિચિત રણકાર કર્ણપર પડતાજ રાધેશ્વરીના નેત્રો ખૂલી ગયા અને મહાત્માને નિહાળતા તેમાંથી હર્ષાશ્રુ ખરી પડ્યા. તેણે બેઠા થઇ મહાત્માને પ્રણામ કરવા પ્રયત્ન કર્યો,

પણ તેને વાજેના ધામા થતી વેદનાને લીધે તે પોતે તેમ કરી શ
નહિ મૃદુ તથા સુનમે તત્કાળ તેને હાથનો ટેકો આપી બેઠી કરી

" મહારાજ, મુજ પાપણીનો ઉદ્ધાર કરનાર પ્રભો! આપ
છેલ્લા વંદન કરૂં છું " રાધેશ્વરીએ અશ્રુપૂર્ણ નેત્રે પ્રણામ કરતા કહ્યું

દેવી, શાંત થાઓ. આપણને મૃત્યુનો શોચ કે ભય હોય ખ
કે! છતાં કદાચિત્ માયાનો સ્ચાર થતાં તમારા હૃદયમા તે ઉ
સ્થિત થયો હોય, તો પણ તમારી સ્થિતિ જોતાં ગભરાવાનુ કં
પ્રયોજન નથી તમારી બિમારી કાંઇ એવી જણાતી નથી કે તે
પરિણામ મૃત્યુમાં આવે " મહાત્માએ સાંત્વન આપતા કહ્યું

ગુરૂ દેવ, આપના સત્સમાગમ તથા સદુપદેશથી મારા
માયાનો પ્રવેશ થવો હવે દુર્ઘટ છે મૃત્યુનો ભય લાગતો નથી, કિં
શોચ પણ થતો નથી પરંતુ આપના પવિત્ર સમાગમથી તથ
આપની સેવામા મને જે શાંતિ મળી છે, તે મુજ પાપિણીને મ
અઘોર પાપકર્મોને લીધે પરમાત્માના પવિત્ર દરબારમાં મળશે
કેમ તેની ચિંતાથી મારૂં હૃદય દ્રવીત થાય છે હૈયું ભરાઇ આ
છે " રાધેશ્વરીએ ફરી રડતા રડતા કહ્યું

"દેવી, પાપનો પશ્ચાત્તાપ એ તેનુ પ્રાયશ્ચિત છે, અને
થયા માટે સદ્માર્ગ ગ્રહણ કરવો એ તેનુ નિવારણ છે, માટે એ
વ્યર્થ ચિંતાને હૃદયમા સ્થાન આપવાની આવશ્યકતા નથી, જે
વિશ્વંભરના દરબારમા જવાનો તમને ભય લાગે છે, તેનું શાં
ચિત્તે સ્મરણ કરો એટલે મનનો ભાર ઓછો થશે " મહા
ત્માએ કહ્યું

રાધેશ્વરી મહાત્માને પ્રણામ કરી મૃદુ તથા સુલભના હસ્તનો ટેકો લઇ પાછી સૂઇ ગઈ

મહાત્માની દેખરેખ નીચે વિમળા રાધેશ્વરીની બરદાશ કરતી હતી તેને એકલીને શ્રમ વિશેષ પડતો જોઇ, મૃદુએ તાત્કાળિક એક માણસ ચંપાવતી મોકલી ચંદ્રિકાને તેડાવવા ગોઠવણ કરી પ્રમાદના મૃત્યુના સમાચાર પણ તેણે તેની સાથે પહોચાડયા, અને રાધેશ્વરીને આરામ થયા બાદ પોતે ચંપાવતી પાછો ફરશે એમ જણાવ્યુ

આ ગોઠવણ કરી રહ્યા બાદ તેણે તથા સુલભે અજયની મદદ તથા મહાત્માની સલાહ લઇ, રાજ્યની વ્યવસ્થા કરવા માંડી પ્રથમ રાજા કેશરીના અંતઃપુરમાં જે રાણીઓ હતી તેમને દરેકને વર્ષાસન આપવાનુ નક્કી કર્યું ત્યારબાદ પ્રમાદના ગુપ્ત કારાગ્રહની તપાસ લઇ, તેમાં જે નિર્દોષ કેદીઓ હતા તેમની તપાસ કરી, સર્વને મુક્ત કરી દીધા મહાત્માની સૂચનાથી પ્રમાદનુ ગુપ્ત ભોયરૂ કે જેમાં ચંદ્રિકાને કેદ કરવામા આવી હતી, તે શોધી કાઢી તેમાંનો સર્વ સરસામાન ખસેડી, તે પૂરી દેવાનો બંદોબસ્ત કરી દીધો રાજ્યના મુખ્ય કર્મચારીઓની પ્રરિક્ષા કરી, તેમા જે લાયક અને વિશ્વાસુ હતા તેમને કાયમ રાખી, બીજાઓને રજા આપી તેમની જગ્યાએ લાયક માણસોને નિયુક્ત કરવાનુ પણ તેમણે નક્કી કરી દીધુ

જો કે મૃદુ તથા સુલભ આ કાર્ય કર્યાં જતા હતા, પરંતુ રાધેશ્વરીની ચિંતા તેમને ઘણી થયા કરતી હતી રાત્રિના વખતે ઘણુખરૂ તે તેમની સેવામાંજ હાજર રહેતા હતા, અને તેને આરામ થાય તેમ કરવાને પ્રયત્નો આદરી રહ્યા હતા ચંદ્રિકા ચંપાવતીથી આવી પહોંચી હતી, અને તે પણ રાત્રિ દિવસ રાધેશ્વરીની સેવામાં

તત્પર રહેતી હતી આ પ્રમાણે પુરતી સુશ્રુષા થવા છતાં રાઘેશ્વ રીને આરામ થવાને બદલે તેનો મદવાડ દિન પ્રતિદિન વધતો જતો હતો તેના શરીરમા તાવ કાયમ રહેવા લાગ્યો હતો અને શરીર પણ ક્ષીણ થઇ ગયુ હતુ બોલવાનુ તેણે બિલકુલ બધ કર્યું હતું તેના મગજની સ્થિતિ કેવળ અસ્વસ્થ તો થઇ નહોતી, છતા પ્રસગોપાત તેની અવસ્થા વિભ્રમ જેવી થઇ જતી હતી આ સ્થિતિમાં દિવસો વ્યતીત થતા હતા, પરતુ રાઘેશ્વરીને આરામ થતો નહોતો તેમ તેના પ્રાણ પણ જતા નહોતા મહાત્માએ તેને જોઇ ત્યારથી તેના બચવાની આશા છોડી હતી, અને ધાર્યું હતુ કે થોડા સમયમાજ તેનુ મૃત્યુ થશે, પરતુ તેમ ન થતા મદવાડ લબાતો ગયો એટલે તેમ થવાનુ તે કારણ શોધવા લાગ્યા. રાજનગરમાં આવ્યા તે દિવસે તેમણે રાઘેશ્વરીને આશ્વાસન યુક્ત જુજ વચનો કહેલાં, ત્યારબાદ તે તેની સાથે ઝાઝી વાતચીત કરતા નહોતા, પરતુ જયારે જયારે તેમની બન્નેની દૃષ્ટિ એક થતી, ત્યારે રાઘેશ્વરી જાણે કાઇ કહેવાની ઇચ્છા કરતી હોય એમ તેમને લાગતુ હતુ તે તેને બોલવાની મના કરી ઇશ્વરનુ સ્મરણ કરવાની દરેક પ્રસગે સૂચના કરતા હતા રાઘેશ્વરીનો મદવાડ કેમ લબાય છે તેનો વિચાર કરતા આ ચિતાર તેમની દૃષ્ટિ સમીપ ખડો થયો પોતાના અતરની કાંઇ ઇચ્છા પ્રદર્શિત કરવાની આકાક્ષાથી રાઘેશ્વરીના મુખપર પ્રગટ થતા ભાવ, અને તેને તેમ કરતા અટકાવતા તેનાપર છવાઇ વળતી નિરાશા તેમની સ્મૃતિમાં આવવા લાગ્યાં તેમને જણાયુ કે, કદાચિત્ એ ઇચ્છા સતુષ્ટ નહિ થવાથી તેનો આત્મા ગુચવાતો હશે. આ ઉદ્ભવેલા સદેહનું સમાધાન કરવા તેમણે રાઘેશ્વરીની પાસે જઇ તેને બોલાવી "દેવી!"

મહાત્માનો સ્વર કર્ણપર અથડાતાજ અગાઉની માફક તેણે નેત્રો ઉઘાડી તેમની સામે જોયુ આ સમયે પણ જાણે તે કાંઇ કહેવા ઇચ્છતી હોય, અને મહાત્માની આજ્ઞા વિના કહી ન શકતી હોય એવા ચિન્હો તેના મુખપર સ્પષ્ટ દેખાવા લાગ્યા મહાત્માએ તેને બોલવાની આજ્ઞા આપતા કહ્યુ "કહો, દેવી ! જે કાંઈ તમારી ઇચ્છા હોય તે જાહેર કરો "

મહાત્માની આજ્ઞા મળતા રાજેશ્વરીને આનંદ થયો, પણ પોતાની ઇચ્છા જાહેર કરતા અચકાવા લાગી થોડીવાર તે કેમ અચકાય છે તે મહાત્મા કળી શકયા નહિ, પણ વિચાર કરતા તેની મનોભાવના તેમના સમજવામા આવી ગઇ હોય એમ લાગ્યુ તેમણે ફરીથી કહ્યુ "દેવી જે કાઇ ઇચ્છા હોય તે ખુશીથી પ્રદર્શીત કરો તમારા કલ્યાણાર્થે હુ તે પૂર્ણ કરીશ "

રાજેશ્વરીને ધૈર્ય આવ્યુ અને ચદ્રિકાને તેને બેઠી કરવા ઇશારત કરી વિમળા તથા ચદ્રિકાએ તરતજ તેને હાથનો ટેકો આપી બેઠી કરી, એટલે મહાત્માને પ્રણામ કરી તેણે કહ્યુ "પુજય ગુરુદેવ, સસારની માયાથી હુ વિરક્ત થઈ છુ, મોહજાળમાથી મુક્ત થઇ છુ એટલે મને એવી કોઇ વસ્તુની વાચ્છના કે લલુપા નથી, કે જે મને અનાધિકારીને આપના પ્રતાપે પ્રાપ્ત થયેલા સદ્‌વિચારો અને સદ્‌વાચ્છનાઓનુ ખડન કરે " આટલુ કહી તે અટકી ગઇ

મહાત્માએ તેને ફરી પૂછ્યુ, "ત્યારે દેવી, એવી તો તમારી શુ ઇચ્છા છે કે તે નિડરપણે પ્રદર્શીત કરતા તમે અચકાઓ છો અને તમારા આત્માને દુખી કરો છો !"

"કૃપાળુ, આપે મારી ઇચ્છા પૂર્ણ કરવાનુ વચન આપ્યુ

એટલે તે પૂર્ણ થશે એવી તો મને ખાત્રી થઈ ચુકી છે, પરંતુ મુજ હૃદયમાં રમી રહેલી બે ઇચ્છાઓ છે તે બન્ને પ્રદર્શીત કરૂ, કે એક તેના વિચારથી હુ ગુચવાઉં છુ" રાધેશ્વરીએ ખુલાસો કર્યો

"દેવી, તમારી જે જે મન કામના હોય તે કોઇપણ પ્રકારનો અદેશો લાવ્યા વગર જણાવો પરમકૃપાળુ તે પૂર્ણ કરશે" મહાત્માએ કહ્યુ

"પ્રભો! આપની કૃપાવડે હુ પાપીણી સદ્દગતીને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી નીવડી છુ, પરંતુ મને એ મોક્ષનો માર્ગ બતાવનાર મહાત્મા તે કોણ છે, તે અદ્યાપિ નહિ જાણવા માટે મને પશ્ચાત્તાપ થયા કરે છે માટે ગુરૂદેવ, આપનુ નામ અને આપનો પુર્વ ઇતિહાસ જાણવાની મારી પ્રથમ જીજ્ઞાસા છે, તે પુર્ણ કરો કે જેથી એ પવિત્ર નામનુ રટણ કરતા સકળ વિશ્વના સ્વામિ પરમ કૃપાળુ પરમાત્માના ચરણોમા પણ મુજ પાપીણીને શાતિ વળે" રાધેશ્વરીએ તેની ઇચ્છા પ્રદર્શીત કરતા કહ્યુ

"દેવી, આ પ્રશ્ન તમે અગાઉ પણ મને એક બે વાર પુછ્યો હતો તે યાદ છે કે!" મહાત્માએ કહ્યુ

"મહારાજ, યાદ આવે છે. આપે પ્રસગ આવે તેનો ખુલાસો કરવા કહ્યુ હતુ તે પણ યાદ છે, અને આ છેલ્લોજ પ્રસગ છે તો મારી જીજ્ઞાસા પુર્ણ કરી, મારા આત્માને શાતિ આપવા હુ આપને વિનતી કરૂ છુ" રાધેશ્વરીએ જણાવ્યુ

"દેવી, આવી એક ક્ષુદ્ર ઇચ્છાને હૃદયમા સ્થાન આપી, આત્માને અત સમયે પણ દુખી કરવો એ વાસ્તવિક નથી" મહાત્માએ કહ્યુ

"આપ એ મારી ઇચ્છાને ક્ષુદ્ર કહો કે ગમે તે કહો, પણ હુ તો એમજ માનું છુ કે એ ઇચ્છા પુર્ણ થવામાજ મારા આત્માનુ કલ્યાણ છે" રાધેશ્વરીએ જણાવ્યુ "

"વારૂ બીજી તમારી શુ ઇચ્છા છે !" મહાત્માએ પુછ્યુ

"મહારાજ ! બીજી ઇચ્છા પ્રદર્શીત કરતા હૃદયમા ક્ષોભ તો ઉત્પન્ન થાય છે, પરતુ તે પણ જાહેર કરવાથીજ મારા આત્માને શાતિ મળે તેમ છે એટલે હુ જણાવુ છુ" આટલુ કહી રાધેશ્વરી નેત્રો બધ કરી બેસી રહી

મહાત્માનો પુર્વ ઇતિહાસ જાણવાની તેની જીજ્ઞાસાથી મૃદુ તથા સુલભને પણ આનદ થયો હતો કારણ કે તે જાણવાની તેમને પણ ઘણો વખત થયા ઇચ્છા થઇ હતી રાધેશ્વરીની બીજી શુ ઇચ્છા છે તે જાણવાને ત્યા બેઠેલા સર્વ અધીરા થઈ રહ્યા હતા

થોડો સમય જતા તેણે નેત્રો ઉઘાડયા અને મહાત્માની સામે હાથ જોડી કહ્યુ "પુજ્ય ગુરૂદેવ ! આપની પર્ણકુટીમાં આપે મને આશ્રય આપ્યો, તે સમયે મે આપને કહેલુ કે હુ એક અનાથ અબળા, મારા માતપિતાના નામઠામથી અજ્ઞાત, બચપણથી સાધુ સતોના સમુહમા ઉછરી, ગામે ગામ ભિક્ષા માગી મારૂ ભરણ-પોષણ કરતી હતી, એટલામાં એક પુરૂષની મારા તરફ કુદષ્ટિ થતા તેણે મારાપર ગુજારેલા અત્યાચારથી ભયભીત થઈ હુ નાશી છૂટી હતી, અને નિર્જન અરણ્યમાં રખડતી રખડતી આપની પર્ણકુટી નજરે પડતા ત્યા આવી પહોચી હતી"

"મહાત્મન્ ! ક્ષમા કરજો જે સમયે આ હકીકત મે આપને જણાવી તે વખતે જો કે પાપકર્મોનો મને પશ્ચાત્તાપ તો થયો હતો,

પરતુ તેના નિવારણુનો માર્ગ મે જાણ્યો નહોતો, એટલે મારો ખરો ઇતિહાસ છુપાવી આપના પવિત્ર હૃદયમાં અનુકપા ઉત્પન્ન કરી આશ્રય મેળવવા માટે મે અસત્ય કથન કર્યું હતુ "

"ત્યારે દેવી! તમારો ખરો ઇતિહાસ શુ છે!' મહાત્માએ અધીરા થતા રાધેશ્વરી જરા શ્વાસ લેતી હતી એટલામા પુછ્યુ.

રાધેશ્વરીએ કહ્યુ, " મહાત્મન્! અધીરા ન થાઓ મારૂ પુર્વ વૃતાત તેના સત્ય સ્વરૂપમા નહિ કે માત્ર આપનેજ જણાવવાની મારી આકાંક્ષા છે, પરતુ સકળ રાજનગરમા પણ મારૂ જીવન વૃતાંત જાહેરમા મુકાય એવી મારી ઉત્કંઠા છે

મહારાજ! આજે આપના પવિત્ર મુખે ઉદ્દેશાતી 'દેવી તે 'દેવી' નહિ પણ એક ઘોર પાપીણી હતી વિલાસ નગરમા એક શુદ્ધ બ્રાહ્મણને ત્યા ઉચ્ચ કુળમા મારો જન્મ થયો હતો મારાં માતાપિતા પૈસે ટકે સાધારણ સુખી હતા, અને હું તેમની એકની એક પુત્રી હોવાથી તેમણે મને ઘણા લાડમા ઉછેરી હતી ઉમ્મર લાયક થતાં તેમણે મારો વિવાહ સબધ વિલાસ નગરથી થોડે દૂર આવેલી સુવર્ણપુરી નામક નગરીમા નિવાસ કરતા મારી જ્ઞાતિના એક બ્રહ્મદેવ સાથે બાધ્યો મારા પતિ શુદ્ધ આચાર વિચારથી વિભુષીત થયેલા હતા, પરતુ તેમના પુર્વ જન્મના અશુભ સસ્કારને અગે કહો કે ગમે તેમ કહો, તે મુજ જેવી દુષ્ટા સાથે તેમનો લગ્ન સબધ જોડાયો હુ યોગ્ય વયની થતા મારા પતિને ત્યા મારાં માતાપિતાએ મને વળાવી ત્યા હુ મારા પતિ સાથે રહેવા લાગી પરતુ વિલાસ નગરના જે વિલાસી સસ્કારોથી મારૂ મન અનુલિપ્ત થયુ હતું, તે વિલાસોની મારા પતિને ત્યા ન્યુનતા નિહાળી, તેમનું

નીતિમય જીવન મને શુષ્ક દેખાવા લાગ્યુ. સુવર્ણપુરથી વિલાસનગર જતા રહેવાની મને વારવાર ઇચ્છા થયા કરતી હતી, પરતુ તે જાહેર કરતાં હુ કાઇક લજવાતી તેમ ડરતી પણ હતી ગમે તેમ કરી મે બે માસ જેટલો સમય તો વ્યતીત કર્યો, પણ તે દરમ્યાન મારા પતિના શુષ્ક જીવન પ્રત્યે મને એટલો બધો તિરસ્કાર આવી ગયો, કે એકવાર વિલાસનગર ગયા બાદ પાછા પતિને ત્યા નહિ આવવાનો મે નિશ્ચય કરી દીધો

થોડા સમયમાં મારા પિતા મને તેડવા આવી પહોચ્યા, અને મારા પતિની લેશ પણ દરકાર કર્યા વિના હું તેમની સાથે વિલાસ નગર ગઇ બે માસના મારા વિયોગથી મારા માતપિતા જાણે દુર્બળ કેમ ન થઇ ગયાં હોય એવા લાગતાં હતા હું પણ વિભવવિલાસના અભાવે દુર્બળ તો થઇ હતી, પરતુ મારી દુર્બળતા સ્પષ્ટ દેખાઇ આવતી નહોતી

સમય જતા મારા પતિએ મને તેડવા માણુસો તથા સદેશા મોકલવા માડયા, પણ મારી ઇચ્છાને આધીન થઇ મારાં માતપિતાએ પણ ભવિષ્યનો વિચાર કર્યા વગર ગમે તે બ્હાના કાઢી મને સાસરે મોકલી નહિ મારા પતિએ પણ કટાળી મને તેડાવવાનો પ્રયાસ કરવો મુકી દીધો, અને હુ સ્વેચ્છાથી વિલાસનગરમા હરીફરી આનદ કરવા લાગી

મારા માતાપિતા મને નાદાનજ નિહાળ્યા કરતા હતા, પરંતુ હુ વ્યભિચારના અઘોર પાપમા કયારની પડી ચુકી હતી સમય જતા એ પાપકર્મનો ઘડો ફૂટયો હુ ગર્ભવતી થઇ અને મારા માતપિતાની આખો ઉઘડી રાતોરાત મારા પિતા મને સમજાવી

મારા પતિને ત્યાં તેમના કાન્નાવાલા કરી મૂકી આવ્યા મારા સરળ હૃદયના પતિને મારી ખરી સ્થિતિનો ખ્યાલ પણ આવ્યો નહિ અનિચ્છાએ પણ આબરૂના ભયથી હું ત્યાં રહેવા લાગી સમય થતાં મને પ્રસવ થયો પણ સદ્‌ભાગ્યે ગર્ભનો જન્મ થતાંજ નાશ થયો મારા જીવને એથી કાંઇક શાંતિ વળી હું નાહી ધોઇ ઉઠીશ એટલે મારા પિતા મને પાછા વિલાસનગર તેડી જશે, એવી મને આશા હતી પણ તે ફળીભૂત થઇ નહિ મારા માતપિતાએ મારો ત્યાગ કર્યો મારા દેવાંશી પણ તત્સમયે મારી નજરમાં નિરસ લાગતા પતિના સહવાસમાં આખી જીંદગી ગાળવી, એ મને દુશ્કર લાગ્યું અને શું કરવું તેની ચિંતામાં હું મારા દિવસો નિર્ગમન કરતી હતી એટલામાં વિલાસનગરના કેટલાક લહેરીઓ સુવર્ણ-પુરીમાં ધંધાર્થે આવી પહોચ્યા મારા પતિના ગૃહની સામેજ તેમણે તેમનું નિવાસ સ્થાન રાખ્યું હતું. થોડા સમયમાંજ એ લહેરીઓને મેં મારૂં જીવન અર્પણ કરી દીધું મારા પતિએ મારૂં આ વર્તન એક સમયે નજરે નિહાળ્યું અને તે કોપી ઉઠયા તેમણે મારાપર સખતાઇ કરવા માંડી તેમના ત્રાસથી હું મુંઝાવા લાગી છેવટે સમય સાધી એક દિવસ મધ્યરાત્રિએ મારા પતિ ભર નિદ્રામાં હતા, ત્યારે લપાતી છુપાતી મારા લહરી મિત્રોના આવાસમાં ગઇ. તેમણે મને આનંદથી વધાવી લીધી પણ મારા પતિના ભયથી મને લેશ પણ આનંદ થયો નહિ એ ભયમાંથી મુકત થવાનો રસ્તો બતાવવા મેં મારા મિત્રોને વિનંતિ કરી

હાય ! એજ વિનંતિએ મારૂં સત્યાનાશ વાળ્યું મહારાજ કહેતાં શરીરમાં કમકમાટ ઉત્પન્ન થાય છે, જીભ ખેંચાય છે ચુપ

કહેવાનો નિશ્ચય કર્યો છે એટલે કહુ છુ વિલાસી જીવન વ્યતીત કરવાની દુર્વાસનામા હુ એવી અધ બની ગઇ હતી કે, એ દુષ્ટ મિત્રોની મારા પતિની હત્યા કરવાની તદબીરને હુ તાબે થઇ, મારે હાથેજ મારા પગમા મે કુહાડો માર્યો "આટલુ વૃતાંત કહેતા કહેતાંજ રાધેશ્વરી ભૂતકાળની અતિકષ્ટદાયક અવસ્થામાં પાછી આવી પડી હોય તેમ ગભરાવા લાગી તેનો કઠ રૂધાવા લાગ્યો આગળ આગળ બોલી શકી નહિ અને મૂર્છાથી અચેતન થઇ તેને ટેકો આપી બેઠેલી ચદ્રિકાના ખોળામા ઢળી પડી મૃદુ તથા સુલભ, ડૉ ક્ટર અજબની મદદથી તેને સચેત કરવાના યોગ્ય ઉપચારો કરવા મડી પડયા

લગભગ અર્ધ ઘડી વીત્યા બાદ રાધેશ્વરી શુદ્ધિમા આવી, અને તેનુ દુ ખદ વૃતાત પાછુ તેણે શરૂ કર્યુ "મહાત્મન્ ! કહો મારા જેવી ઘોર પાપીણીને માટે મૃત્યુ પણ સહેલ છે ! મારા પતિના અચાનક થયેલા મૃત્યુ સબધી પ્રજામાં તરેહવાર વાતો ચાલવા માડી મોટે ભાગે એ પાપી કૃત્યનો દોષ મારા ઉપરજ મુ-કવામા આવતો હતો રાજદ્વારમા પણ એ હકીકત પહોચી ગઇ અને અધિકારીઓની તપાસ શરૂ થઇ હુ તેમજ મારા સ્નેહી મિત્રો આથી ભયભીત થયાં, અને મારા પતિની લેવાય તેટલી મિલ્કત લઇ અમે સુવર્ણપુરીનો ત્યાગ કર્યો પકડાઇ જવાની બ્હીકે અમે એક સ્થાનમા ઝાઝો સમય રહેતા નહોતા વખત જતાં અમે કેટલાએ ગામોમા નિવાસ કરી ચુકયા મારા સાથીઓ મારે પૈસેજ તાગડધિન્ના કરતા હતા થોડો સમય તો મે તેમને નાણાં આપ્યા કર્યાં, પણ જ્યારે તેમને નિરૂદ્યમી થઈ મારી મિલ્કત પરજ મોજ કરતા જોયા,

એટલે મે તેમને કાંઇ ઉદ્યમ કરવા કહ્યુ આ તેમને સ્વીકર થઇ પડયુ નહિ અને તેમણે મને દુ ખ દેવા માડયુ મા । પતિના આ-વાસમાં જે જીવન મને શુષ્ક લાગતું હતુ તે સ્વાર્થી અને વ્યભીચારી જીવન કરતા ઉચ્ચતર હોવાનુ મને ભાન થયુ પણ તે નિરર્થક હતુ. જેમ જેમ એ ધુર્ત મિત્રોને નાણા આપવાનુ હુ બધ કરતી ગઇ, તેમ તેમ તેમણે મને વધારે કષ્ટ આપવા માડયુ છેવટે તેમણે મને મારી નાખવાનો નિશ્ચય કર્યો અને હુ ગભરાઇ તેમના સહવાસ-માંથી નાસી છૂટવાનો મને વિચાર થયો પણ તે અમનમા મુકતા પકડાઈ ગઇ મારૂ સર્વસ્વ તેમણે લૂટી લીધુ અને મારો પ્રાણ લેવા પણ તે તૈયાર થયા, પરતુ મારા પાપી જીવનનો અત આવવાનુ તે સમયે નિર્માણ નહિ થયુ હોય તે હુ તેમના હાથમાથી છટકી માના પિતાને ત્યા જવાની ઇચ્છા થઇ, અને રખડતી રખડતી હુ વિનાસનગર પહોચી પણ ત્યાએ મારૂ ભાગ્ય ફુટેલુ નિકળ્યુ મારા પાપી જીવનનો શોચ કરતા મારા માતપિતા સ્વર્ગસ્થ થઇ ગયા હતા, અને તેમની તમામ મિલ્કતનો વારસ મારો પિત્રાઇ ભાઇ થયો હતો તેણે મારો સગ્રહ કર્યો નહિ હુ કેવળ નિરાશ્રીત થઇ વિભવવિલાસ ભોગવવાની દુષ્ટ વાચ્છના તૃપ્ત કરવાની આશાએ મે કરેલા દુષ્કૃત્યો મને દંશવા લાગ્યા મારાં કુકર્મોનો પશ્ચાતાપ થવા લાગ્યો, પણ તેથી કાઇ આશ્રય મળે એમ જણાયુ નહિ મારા પિતાને ત્યા કરેલા સગીતના અભ્યાસનુ મને સ્મરણ થયુ એ સગીતના જ્ઞાનને મારી આજીવિકાનુ સાધન બનાવી હુ ગામે ગામ રખડી મારૂ પોષણ કરવા લાગી એક સમયે કોઇએક રાજદરમા-રમા મારી સગીત કળા બતાવવાનો પ્રસગ પ્રાપ્ત થયો તે સમયની મારી શુભ ગૃહદશાના પ્રભાવે રાજાને ખુશ કરી તેમની માનીતી

રાણી થવા હુ ભાગ્યશાળી બની પણ જેમ ઝેરમાં રહેલો કીડો ઝેરનેજ ઉત્તમ ગણે છે તેમ હુ મારી પાપ વાસનામાંજ મગ્ન રહી. મારો સ્વાર્થ સાધવામા મે એક રાજ્યના નેતા, પ્રાતઃવદનીય આદર્શ પુરૂષનુ સત્યાનાશ કાઢવા પ્રપચ કર્યો રાજરાણી થવા છતા મારા વ્યભિચારી જીવનનો હુ ત્યાગ કરી શકી નહિ પરિણામે થોડા સમયમાજ મારે પદભ્રષ્ટ થવુ પડ્યુ અને હતી તેનાથી પણ વધારે અધમ સ્થિતિમા મુકાઇ ગઇ ગામે ગામને બદલે હુ જગલે જગલ રખડવા લાગી. જે કાઇ ફળાહાર મળે તે -રી, વનચર પ્રાણીઓથી નિડર બની અરણ્યમાજ મારા પાપ કર્મોની પૂર્ણાહુતી કરવા માડી રખડતા રખડતા મહાત્મન્ ! એક સમયે આપણી પર્ણ-કુટી સમીપ જળપાન કરવા આવી પહોચી ત્યા આપના દર્શન થતા મારા હૃદયમા પૂજ્યભાવ ઉપસ્થિત થયો આપે દયાપૂર્ણ દૃષ્ટિથી મને નિહાળી આશ્રય તેમજ બોધ આપી, મારા પાપી જીવનના કલ્યાણનો માર્ગ બતાવ્યો. ”

રાધેશ્વરીની આત્મકથાનો પ્રશ્ચાત્ ભાગ શ્રવણ કરતા મહાત્મા આશ્ચર્ય ચકિત થયેલા જણાવા લાગ્યા મૃ-, સુલભ વિગેરે જે ત્યા હાજર હતા, તેમના મુખપર પણ કોઇ પ્રકારની તેમના મનમા શકા ઉપસ્થિત થઇ હોય એમ દેખાવા લાગ્યુ ગધેશ્વરી આ સર્વ નિહાળી રહી હતી, અને તે કાઇ કહેવાનો વિચાર કરતી હતી, એટલામા મહાત્માએ તેને પ્રશ્ન કર્યો “ દેવી, તમે કયા રાજ્યના રાણી થવા ભાગ્યશાળી બન્યા હતા અને તે સમયે તમે કયુ નામ ધારણ કર્યું હતુ તે તમે કેમ જણાવ્યુ નહિ, તેમ આ તમારી આત્મકથા કહેવામા તમારો શુ હેતુ છે તેનો પણ કેમ કાઇ ખુલાસો કરતા નથી ”

રાધેશ્વરી આવો કાંઇ પ્રશ્ન પુછાશે એમ ધારતીજ હતી એટલે તેણે તરતજ પ્રત્યુત્તર આપ્યો "ગુરૂદેવ, મુજ અભાગિણી પાસે બધો ખુલાસો કરાવી મને શુ કરવા શરમાવો છો! આપનું હૃદય આપને સર્વ ખુલાસો આપી રહ્યુ છે, અને આપના કહ્યા વિના મારૂ મન આપનો પુર્વ પરિચય મને કરાવી રહ્યુ છે."

"શુ ત્યારે તમે રાજનગરના રાજા સુજનસિહના રાણી કેદારી!" મહાત્માએ બેઠા હતા ત્યાંથી ઉભા થતા થતાં કહ્યુ

"હા મહારાજ, એ હુજ હતભાગીની કે જે પ્રપચ કરી આપનું નિકદન કાઢવા તત્પર થઇ હતી ક્ષમા કરો સુલભભાઇ, તમારી પણ હુ અપરાધિની છુ આ તમારા પિતા હરરાય અમાત્યનું સત્યાનાશ કાઢવા મે તમને તેમજ તમારાં સ્વર્ગસ્થ માતુશ્રીને અનહદ દુ ખ આપ્યુ છે ક્ષમા કરો, તમારા બધાની ક્ષમા મેળવાન કરવામા મારા આત્માનુ શ્રેય છે" રાધેશ્વરીએ રડતા રડતા મહાત્માની ઓળખ આપી અને તેમના ચરણુમાં ઢળી પડી

સુલભ, મૃદુ તેમ ચદ્રિકા આશ્ચર્યચકિત થયા હરરાય અમાત્યની ઓળખ થતાં સુલભ "કોણુ! મારા પિતા!" એમ કહી તેમને ગળે વળગી પડયો મૃદુ તેમજ ચદ્રિકા પણુ "હરરાય કાકા" ના નામથી સબોધી મહાત્માની આમપાસ વિટાઇ વળ્યા

મહાત્માના હૃદયમા પણુ વાત્સલ્ય પ્રેમ ઉભરાઇ આવ્યો તેમણે એક પછી એક ત્રણેને માથે હાથ ફેરવી શુભાશીષ દીધી રાધેશ્વરીના પાપી જીવન માટે તેના પ્રતિ મૃદુ તથા સુલભને કાંઇક તિરસ્કાર થયો હતો, તે હરરાયની મુલાકાત થતા દૂર થયો અને તે રાધેશ્વરીનો મહદુપકાર માનવા લાગ્યા

રાધેશ્વરીના મનપરથી એક મોટો ભાર ઓછો થતાં તેને શાંતિ વળી હોય એમ લાગ્યુ ઘણુ બોલવાથી તે શ્રમીત થઇ ગઇ હતી કલાકો સુધી હરરાયને તેમના પુત્ર તથા મિત્રના વહાલાં સતાનો સાથે આનદથી વાતો કરતા મુકી તે શય્યામાં પડી રહી કેટલીકવારે તેને કાંઇ વિચાર સ્ફૂર્યો અને મૃદુને બૂમ પાડી તરતજ બધા ત્યાં ભેગા થઇ ગયા,

"કેમ દેવી! શી આજ્ઞા છે!" મૃદુએ પૂછ્યુ

રાધેશ્વરીએ તેનો હાથ પકડી બેસાડતા કહ્યુ "ભાઇ મૃદુસિંહ! તમારા પિતા કુલીનસિંહે જેવી મિત્ર ફરજ હરરાય અમાત્ય માટે બજાવી હતી, તેથી પણ અધિક ફરજ તેમના પુત્ર સુલભે તમારે માટે બજાવી છે તમારૂ સુખ સપાદન કરવામા તેની પ્રીય પત્નિનુ બલીદાન અપાયા છતાં તે તેના કર્તવ્યમા ડગ્યો નથી તમે તમારા પિતાના જેવાજ સદગુણી અને સમજુ છો, એટલે કૃતઘ્ન તો તમે નહિજ નીવડો એવી મને ખાત્રી છે, છતા મારી છેવટની તમને એટલી વિનતિ છે કે, સુલભે જેવુ તમારૂ સુખ ઇચ્છી, તે મેળવવામાં તન, મન અને ધન અર્પણ કર્યાં છે, તેવીજ રીતે હવે તેના સુખનો માર્ગ શોધી કાઢી, તેના સુખી સસારમા કર્મસયોગે આવી પડેલી ન્યુનતાપૂર્ણ કરવાનુ તમારે માથે લેવાનુ છે"

"દેવી, હુ કદી પણ કૃતઘ્ની થયો નથી, અને પરમાત્મા મને એવા થવાનો દુષ્ટ વિચાર પ્રાણાતે પણ કરાવે નહિ એવુ ઇચ્છુ છુ દેવી કનકની ખોટ કોઇ પુરી શકે તેમ નથી તો પછી હુ તો કોણ માત્ર! છતા એ વિષય પ્રતિ મારૂ દુર્લક્ષ તો થયુ નથીજ આજે તમારી તેમજ પુજ્ય હરરાય કાકાની સમક્ષ મારી ભગિની ચદ્રિકા-

નો લગ્ન સબધ મારા મિત્ર સુલભ સાથે જોડી, રાજનગરમા સુલભ–ચદ્રિકાનો જય બોલાવવાનો મારો નિશ્ચય હુ જાહેર કરૂ છુ " મૃદુએ કનકના મૃત્યુ પછી મનમા નક્કી કરી રાખેલો વિચાર પ્રદર્શિત કરતા કહ્યુ

'ધન્ય છે મૃદુમિહ ! કલ્યાણ થાઓ ચપાવતીમા " મૃદુ–લતિકા " ની અને રાજનગરમા "સુલભ–ચદ્રિકા" ની જય બોલાવો તથાસ્તુ ' રાધેશ્વરીએ આશીષ આપતાં કહ્યુ .

કનકનો સ્વર્ગવાસ થયા બાદ સુલભ તથા ચદ્રિકાના એક બીજા પ્રત્યેના મનોભાવ બદલાયા હતા મૃદુનો વિચાર જાણતાજ તેમનાં હ્ર્દય આનદથી ઉછળવા લાગ્યા પરસ્પર ઉભયના નેત્રો મળ્યા તારામૈત્રક થયુ જરા સ્મિત કરી, કાઇક લજ્જાયુક્ત થતા બન્નેએ નેત્રો નીચાં ઢાળ્યા



# ઉપસંહાર.

રાજા શરમેન, કનક તથા પ્રમાદની મર્ણક્રિયા થઇ ગયા, બાદ મૃદુ તથા લતિકાના અને સુલભ તથા ચંદ્રિકાના લગ્નની સુભ તિથિઓ નક્કી કરવામા આવી સગા સ્નેહીઓનાં ટુંક સમય પર ઉપરા ઉપરી થયેલા મરણના શોકને લીધે ધામધુમ કરવામા આવી નહોતી નિયત કરેલી તિથિએ સામાન્ય ઠાઠથી મૃદુ–લતિકાનુ લગ્ન ચંપાવતીમા લગ્ન ગ્રથીથી જોડાયુ, અને સુલભ–ચંદ્રિકાનો લગ્ન સામરંભ રાજનગરમાં રચાયો લતિકાને મૃદુ પ્રાપ્ત થયો મૃદુને લતિકા મળી ચંદ્રિકાને તેની ઇચ્છાનુસાર યોગ્ય પતિ મલ્યો અને સુ-ભને પણ ચંદ્રિકા જેવી સુશીલ સહચારિણી મળતા કનકની ખોટ પુરાવા લાગી

લગ્ન થયા બાદ મૃદુને ચંપાવતીની ગાદીનો અને સુલભને રાજનગરની ગાદીનો રાજ્યાભિષેક કરવાના મુહુર્તો લેવાયા રાણી બુદ્ધિમતીની તથા મહાત્મા હરરાયની શુભાશીષ મેળવી, બન્ને મિત્રાએ તેમનાપર નિયત કરવામાં આવેલી રાજ્યની જવાબદારી હર્ષથી સ્વીકારી લીધી, અને હરરાયના ઉપદેશાનુસાર પ્રજાનુ કલ્યાણ કરવા તરફજ તે પોતાનુ લક્ષ દોરવા લાગ્યા

સતી વિમળાના પ્રતાપે પ્રમાદની સંગતથી દુષિત થયેલો આજમ રાજનગરનુ મંત્રીપદ પામવા ભાગ્યશાળી થયો મહાત્મા હરરાયે રાઘેશ્વરને કરેલા ઉપદેશનુ તેને નિત્ય સ્મરણ થયા કરતુ હતુ તેના પાપકર્મોનો પશ્ચાતાપ કરી, તેનુ પ્રાયશ્ચીત તો તે કયારનો કરી રહ્યો હતો હવે તેના નિવારાણાર્થે તેણે સદ્દમાર્ગ ગ્રહણ કર્યો ગરીબ પ્રજાના કલ્યાણાર્થે સુલભ અને મૃદુની સંમતીથી તેણે અન્નક્ષેત્રો અને ધર્મશાળાઓ બંધાવી. રાજનગરમાં વિદ્યા, હુન્નરની

વૃદ્ધિ કરવા પાઠશાળાઓ તથા હુન્નર કળા શીખવનારી મોટી મોટી સસ્થાઓ સ્થાપી વિગ્રહ દરમ્યાન તેણે શરૂ કરેલી હીલચાલનું પરિણામ સુલભના ગાદીપર આવ્યા બાદ સતોષકારક આવ્યુ હતુ

વિમળા તેના સ્વામી સાથે જનસેવા બજાવવમા સદા તત્પર રહેતી હતી તેણે તથા ચદ્રિકાએ સ્ત્રી વર્ગમા ધાર્મીક તેમજ નૈતિક કેળવણીનો પ્રચાર કરવા તન, મન અને ધન અર્પણ કરી દીધા હતા, અને તે શુભ કામના પ્રભાવે રાજનગરમા દરેક ગૃહમા શાતિનુ સામ્રાજ્ય સ્થપાયુ હતુ

કનકની યાદગીરીમા રાજનગર અને ચપવતીની મધ્યમા મદુ તથા સુલભે કનકાવતી નામનુ નગર વસાવ્યુ એ નગરની ઉપજમાથી અર્ધભાગ પ્રતિવર્ષે કનકના સ્મરણાર્થે શુભ કાર્યોમાં વાપરવામા આવતો હતો

રાગેશ્વરી ઉર્ફે કેદારી થોડા સમયમા દેવલોક પામી તેના સ્મરણાર્થે રાજનગરમા સદાવ્રતો તથા ધર્મશાળાઓ સ્થાપવામા આવી

મહાત્મા હરરાય જે પર્ણકુટીમા નિવાસ કરતા હતા, ત્યાં તેમની ઇચ્છાનુસાર રાજેશ્વર મહાદેવની સ્થાપના કરી, પર્ણકુટીને એક મહાન શિવાલયમા ફેરવી નાખવામા આવી એ શિવાલયની પાસે એક ધર્મશાળા પણ બાધવામા આવી, અને તેનુ નામ " હરિહર નિવાસ " રાખવામા આવ્યુ હતુ મૃદુ તથા સુલભે હરરાયને રાજનગર કે ચપાવતીમા નિવાસ કરવા આગ્રહ કર્યો, પરતુ તેમણે તેનો સ્વીકાર ન કરતા રાજેશ્વર મહાદેવમાજ તેમનુ બાકીનુ જીવન પૂર્ણ કર્યું.

× × × × ×

સમાપ્ત